શતાવધાની પં. શ્રી. રત્નચંદ્રજી સ્મારક ગ્રંથમાળા : પુષ્પ ૨ જું

# રત્ન-જીવન-જ્યોત

[ શતાવધાની પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજીનું
જીવનચરિત્ર ]



લેખક

ચુનીલાલ વર્ધમાન શાહ



પ્રકાશક

શ્રી જૈન સાહિત્ય પ્રચારક સમિતિ તરફથી

ધીરજલાલ કેશવલાલ તુરખીયા

બ્યાવર (રાજપૂતાના)

પ્રથમાવૃત્તિ : પ્રત ૧૦૦૦

વીર સંવત ૨૪૬૯ : વિ. સં. ૧૯૯૯ : ઇ. સ. ૧૯૪૩

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૨



આ પુસ્તકના પ્રકાશનના કાર્યમાં નીચે દર્શાવેલા સજ્જનો ઉદાર રકમ ભેટ આપી લાઇફ મેમ્બર થયા છે, જે મદદ બદલ તેમને હાર્દિક ધન્યવાદ આપીએ છીએ.

૧૦૧ શ્રી લીલાધરભાઈ મલુકચંદ, દાદર, મુંબઈ

૨૫૧ શ્રી અમૃતલાલ હંસરાજ, સુદામડા તથા ઈંદોર

લી. મંત્રી,

શ્રી જૈન સાહિત્ય પ્રચારક સમિતિ

બ્યાવર.

## શ્રી જૈન સાહિત્ય પ્રચારક સમિતિના સ્તમ્ભો



શ્રી ભૈરોંદાનજી સેઠિયા (બીકાનેર)



સેઠ કેદારનાથજી જૈન (દિલ્હી)

સંરક્ષકો



સેઠ સરદારમલજી પુંગલિયા (નાગપુર)



સર ચુનીલાલ ભાઈચંદ મહેતા (નાઈટ)
(મુંબઈ)

## શ્રી જૈન સાહિત્ય પ્રચારક સમિતિના
## સંરક્ષકો



શ્રીમતી પુરીબ્હેન છોટાલાલ કેશવજી
(વઢવાણકેમ્પ-મુંબઈ)



શ્રી સુગનચંદજી જામડ (ભૈવાલ)

શતાવધાની પં. શ્રી રત્નચંદ્રજી જૈન જ્ઞાનમંદિર (વઢવાણકેમ્પ)ના
## સંરક્ષક



રાયબહાદુર વીરજીભાઈ ડાહ્યાભાઈ (મુંબઈ)

## શ્રી જૈન સાહિત્ય પ્રચારક સમિતિના
# સ્થંભ, સંરક્ષક અને સદસ્યોની નામાવલિ

### સ્થંભો

૧. દાનવીર શેઠ અગરચંદજી ભૈરોંદાનજી સેઠિયા — બિકાનેર
૨. લાલા કેદારનાથજી રૂગનાથજી જૈન — દિલ્હી

### સંરક્ષકો

૧. શ્રીમાન્ શેઠ સરદારમલજી સાહેબ પુંગલિયા — નાગપુર
૨. શ્રીમાન્ સર નાઈટ શેઠ ચુનીલાલ ભાઈચંદ મ્હેતા — મુંબઈ
૩. શ્રીમાન્ મીશ્રીમલજી ચાંદમલજી, સુગનચંદજી ઝામડ — બૅંવાલ
૪. અ.સૌ. શ્રીમતી પુરીબ્હેન છોટાલાલ કેશવજી — મુંબઈ-વઢવાણકૅમ્પ

### આજીવન સદસ્યો

૧. શ્રી. ચુનીલાલ ફુલચંદ દોશી — મોરબી
૨. શ્રી. લાલા સુખદેવસહાય જ્વાલાપ્રસાદ — કલકત્તા
૩. શ્રી. લાલા મુન્શીરામ જૈન — સ્યાલકોટ
૪. શ્રી. ટી. જી શાહ — મુંબઈ
૫. શ્રી. દુર્લભજી ત્રીભોવન ઝવેરી — જયપુર
૬. શ્રી. રામલાલજી કીંમતી — હૈદ્રાબાદ
૭. શ્રી. પૂનમચંદજી સાહેબ ગાંધી — હૈદ્રાબાદ
૮. શ્રી. સરદારમલજી છાજેડ — શાહપૂરા
૯. રાવબહાદુર મોહનલાલ પોપટભાઈ — રાજકોટ
૧૦. શ્રી. નટવરલાલ નેમચંદ શાહ — કલકત્તા–ચોટિલા
૧૧. શ્રી. જોહરીલાલજી પન્નાલાલજી નાહર — અજમેર
૧૨. શ્રી. ઘેવરચંદજી રતનચંદજી ચોપડા — અજમેર
૧૩. શ્રી. રંગરૂપમલજી શ્રીમાલ — અજમેર
૧૪. શ્રી. નૌરતનમલજી રીયાંવાલે — અજમેર
૧૫. શ્રી. દીપચંદજી સાહેબ પલ્લીવાલ — અજમેર
૧૬. શ્રી. ભંવરલાલજી ચાંદમલજી નાહર — અજમેર

| | | |
|---|---|---|
| ૧૭. | શ્રી. મૂલચંદજી સેઠી | અજમેર |
| ૧૮. | શ્રી. સુગનચંદજી ચાંદમલજી નાહર | અજમેર |
| ૧૯. | શ્રી. રાજમલજી સુરાણા | અજમેર |
| ૨૦. | શ્રી. શેઠ પ્યારેલાલજી રીયાંવાલે | અજમેર |
| ૨૧. | બાઈ મહાકોર, શા. જગજીવનદાસ બુલાખીદાસનાં વિધવા | અમદાવાદ |
| ૨૨. | શ્રી. લીલાધરભાઈ મલુકચંદ | દાદર–મુંબઈ |
| ૨૩. | શ્રી. અમૃતલાલ હંસરાજ | સુદામડા–ઈદોર |
| ૨૪. | શ્રી. શા. કાનજીભાઈ શામજી | મુંબઈ |
| ૨૫. | શ્રી. નવલચંદ ટી. શાહ | મુંબઈ |

## શતાવધાની પંડિત શ્રી રત્નચંદ્રજી જૈન જ્ઞાનમંદિર (વઢવાણ કેમ્પ)ના

## સ્થંભ, સંરક્ષક તથા સભ્યોની નામાવલિ

### સ્થંભ

શેઠ ગુલાબચંદ પાનાચંદ*

### સંરક્ષક

રાયબહાદુર વીરજી ડાહ્યાભાઈ — મુંબઈ

### આજીવન સભ્યો

| | | |
|---|---|---|
| ૧. | શેઠ મદનજી રતનશી વેરાવળવાળા | વઢવાણ કેમ્પ |
| ૨. | શાહ ત્રંબકલાલ પ્રેમચંદ ગોધરાવાળા | ,, |
| ૩. | શેઠ ભીખાલાલ વેલસીભાઈ | ,, |
| ૪. | શા. કાનજીભાઈ શામજી | મુંબઈ |
| ૫. | શેઠ માણેકલાલ સુખલાલ | વઢવાણ કેમ્પ |
| ૬. | શેઠ હરગોવીંદદાસ મગનલાલ ગાર્ડ, લીંબડીવાળા | ,, |
| ૭. | શાહ રતીલાલ પુરુષોત્તમદાસ | મુંબઈ |
| ૮. | રાવસાહેબ મણીલાલ ત્રીભોવનદાસ | વઢવાણ કેમ્પ |
| ૯. | રા. રા. છબીલદાસ હરખચંદભાઈ આસિ. એન્જીનીયર બી. એસ. રેલ્વે | બોટાદ |
| ૧૦. | વકીલ જીવરાજ વર્ધમાન | જેતપુર (કાઠિયાવાડ) |

---

* એમણે જ્ઞાનમંદિરમાં પાંચ વિદ્વાનો કાર્ય કરે તેના એક વરસના ખર્ચની વ્યવસ્થા કરી આપવાની ઉદારતા બતાવી છે.

# ઉપોદ્ઘાત

આ ગ્રન્થના પ્રેરક મુનિ શ્રી પૂનમચંદ્રજી મહારાજ તથા લેખક મારા મિત્ર શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહનો આગ્રહ છે કે મારે આ ગ્રન્થનો ઉપોદ્ઘાત લખવો. તે કાર્ય માટે તેમણે મારી શું લાયકાત માની છે તે મને ખબર નથી. હું તેમના આગ્રહને વશ થયો છું, કારણકે શતાવધાની પંડિત મુનિ શ્રી રત્નચંદ્રજી મહારાજના નિકટ પરિચયમાં આવવાનું મારું સદ્ભાગ્ય હતું. જે કાર્યોને તેમણે પોતાનાં જીવનકાર્યો બનાવ્યાં હતાં, તેના અમલના પ્રયત્નોનો છેલ્લાં દશ વર્ષથી કૉન્ફરન્સના એક સહમંત્રી તરીકે હું સાક્ષી હતો અને તેમાં મારો કેટલોક હિસ્સો હતો. જે કારણોએ તે કાર્યો અત્યારે નિષ્ફળ ગયાં જણાય છે તે કારણોનો મને અનુભવ છે, તેથી આ ગ્રન્થના ઉપોદ્ઘાતમાં તે વિષે બે શબ્દો કહું તો અસ્થાને નહિ ગણાય.

શ્રી. ચુનીલાલભાઈએ આ જીવન-ચરિત્ર લખવાનું સ્વીકાર્યું, તે બહુ સારું થયું. તેઓ સિદ્ધહસ્ત લેખક છે, પ્રસિદ્ધ સાક્ષર છે, સ્થાનકવાસી જૈન છે, ચરિત્રનાયક પ્રત્યે તેમને બહુમાન હતું, તેથી આ ગ્રન્થના વિષયને તેમણે પૂરો ન્યાય કર્યો છે. આ ગ્રન્થમાં શ્રી. રત્નચંદ્રજીનું જીવનચરિત્ર માત્ર મળે છે તેટલું જ નથી, પણ પોતાના ધર્મમાં શ્રદ્ધાવાળા અને દેશના મહાન-વિશાલ પ્રશ્નોમાં તથા જીવનમાં રસ ધરાવનાર એક સાહિત્યસ્વામી પાસેથી આપણને સ્થાનકવાસી સમાજની વર્તમાન પરિસ્થિતિનું અભ્યાસપૂર્ણ ચિંતનશીલ વિવરણ મળે છે, તેના સળગતા પ્રશ્નોની સુંદર છણાવટ મળે છે અને તેના ઉકેલ માટે દિશાસૂચન પ્રાપ્ત થાય છે. તેની શૈલી રોચક અને સામાન્ય વાચકને પણ રસ પડે તેવી છે.

શ્રી. રત્નચંદ્રજીના જીવનપ્રસંગો વિષે આ ગ્રન્થમાં સરસ નિરૂપણ કરવામાં આવ્યું છે, તેથી તેની પુનરુક્તિ કરવાની જરૂર નથી. તેમની જીવનસાધનામાં એક વસ્તુ અક્ષય્ય-અમર છે અને તે છે

તેમનો અક્ષરદેહ–તેમના મહાન્ ગ્રન્થો. નાની વયમાં દીક્ષા લઇ પોતાની જ્ઞાનપિપાસા સંતોષવા તેમણે અથાગ પરિશ્રમ લીધો. તેમની અદ્ભુત સ્મરણશક્તિએ મદદ કરી અને અર્ધમાગધી ઉપર ભારે પ્રભુત્વ મેળવ્યું. અર્ધમાગધીના અનન્ય ઉપાસક થઇ તે ભાષા અને સાહિત્યની અનુપમ સેવા વાટે તેમણે જૈન ધર્મ અને સંસ્કૃતિની સેવા કરી, અને પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓને 'અર્ધમાગધી કોષ' તથા 'જૈન સિદ્ધાન્ત કૌમુદી' જેવા અપૂર્વ ગ્રન્થો આપ્યા. તેમનો અભ્યાસ માત્ર જૈન સાહિત્ય પૂરતો જ ન હતો. ભારતીય સંસ્કૃતિનાં અન્ય દર્શનો–વેદાંત, સાંખ્ય, ન્યાય, બૌદ્ધ–વિગેરે દર્શનોનો તેમને ઉંડો અને વ્યાપક અભ્યાસ હતો. તે અભ્યાસે તેમને વિશાળ અને ઉદાર જીવન-દૃષ્ટિ આપી અને સર્વ ધર્મ પ્રત્યે સમભાવ ઉત્પન્ન કર્યો. તેમનામાં સાંપ્રદાયિક મમત્વ કે સંકુચિતતાનો અંશ પણ ન હતો. તેમની બહુ-શ્રુતતા શ્રોતાઓને મુગ્ધ કરતી. તેઓ જીવનભર અભ્યાસી હતા અને અનેક નવા ગ્રન્થો રચવાની તેમની અભિલાષા હતી. આ વિશાળ જીવનદૃષ્ટિએ તેઓ બીજા સાધુઓથી જુદા તરી આવતા અને આદર પામતા. જૈન સાધુ તરીકેનું પોતાનું કર્તવ્ય અને સમાજ પ્રત્યેનો પોતાનો ધર્મ તેઓ જે રીતે સમજ્યા હતા તે રીતે બહુ થોડા સમજ્યા છે.

ધર્મને જેઓ વાસ્તવિક કે વ્યાવહારિક જગતથી જુદો માને છે તેમાંના તેઓ ન હતા. ધર્મ અને વ્યવહારની ભિન્નતા અને વિરોધ તેમને સ્વીકાર્ય ન હતો. ધર્મ અને જીવનવ્યવહારને જેઓ પરસ્પર વિરોધી માને છે, તેઓ જીવનના એવા બે વિભાગો કરી નાખે છે કે બે વચ્ચે કોઈ સંબંધ રહેવા દેતા નથી. આત્મા અને મોક્ષની કોરી કડાક વાતો કરવાવાળા અને શુષ્ક જ્ઞાનના વિવાદમાં ધર્મ માનવા-વાળા સાધુઓનો આપણામાં એક વર્ગ છે. તેઓ સંસારને અને સમાજને કાળો કોલસો માને છે અને તેની સુધારણાના પ્રયાસોને મિથ્યા માને છે. શુભ, જનહિતકારી, પારમાર્થિક પ્રવૃત્તિઓનો પણ

તેઓ નિષેધ કરે છે અને શુષ્ક અધ્યાત્મવાદને ધર્મની પરાકાષ્ટા માને છે. સાધ્યના વર્ણનમાં સાધનને સાવ વિસારે છે અને અનધિકારે ઉપદેશ આપે છે. એવાઓને માટે ધર્મ જીવનની દીવાદાંડીરૂપ માર્ગદર્શક ભોમિયો મટી જઈ પોતાની વ્યક્તિગત અને સામાજિક ફરજો અને જવાબદારીઓમાંથી છૂટવાની છટકબારી બને છે. ધર્મના સનાતન સિદ્ધાંતો અચળ અને ત્રિકાળસત્ય છે પણ તેનું આચરણ દેશકાળને અધીન છે. પ્રત્યેક યુગને પોતાનો યુગધર્મ હોય છે. તદનુસાર તેની આચારપ્રણાલિકાઓ અને વિધિનિષેધો ઘડાય છે, પલટાય છે. જે ધર્મગુરુઓ અને સાધુઓ આ યુગધર્મ પીછાનતા નથી, તેઓ પોતાના સમાજને સાચું માર્ગદર્શન અને દોરવણી આપી શકતા નથી. વાસ્તવિક જગતથી તેઓ એટલા દૂર હોય છે કે તેમનો ઉપદેશ જીવનને સ્પર્શતો નથી અને સમાજના મોટા ભાગને આકર્ષતો નથી. શ્રી. રત્નચંદ્રજીએ યુગધર્મને પીછાણ્યો હતો તેથી તેમનો ઉપદેશ અને જીવનકાર્ય આપણા સમાજને માર્ગદર્શક હતાં. સામાજિક અને વ્યાવહારિક જીવનને ઉન્નત બનાવવું એ મનુષ્યને ધર્મમાર્ગે લઈ જવાનું પ્રથમ પગથિયું છે એમ તેઓ માનતા. તેમનો ઉપદેશ શ્રોતાના અધિકાર પ્રમાણે રહેતો. જિજ્ઞાસુ અને મુમુક્ષુઓને તેઓ તત્ત્વજ્ઞાનની ગહન સમસ્યાઓનો ઉકેલ બતાવતા, વિદ્વાનો અને પંડિતો સાથે શાસ્ત્રચર્ચા કરતા, સામાન્ય જનોને લોકહિતકારી અને પરમાર્થી ઉપદેશ આપતા. વાસ્તવિક જીવનના જટિલ અને વર્તમાન પ્રશ્નોથી તેઓ સુપરિચિત રહેતા અને તેના ઉકેલમાં ધાર્મિક દૃષ્ટિને પ્રધાન સ્થાને મૂકતા.

આપણાં સાધુસાધ્વીઓમાં સાચી વિદ્વત્તા, વિશાળ તથા ઉદાર જીવનદૃષ્ટિ અને ઉદાત્ત ચારિત્ર હોય, તે તેમની મહાન્ અને મુખ્ય ભાવના હતી. સાધુઓ સમાજના સાચા માર્ગદર્શક ગુરુ બને તે જોવા તેઓ આતુર હતા. તેથી સાધુસમાજમાં સાચા જ્ઞાનની વૃદ્ધિ થાય અને તેમનું ચારિત્ર્ય વિશુદ્ધ બને તે માટે તેઓ સતત પ્રયત્નો કરતા અને છેલ્લાં કેટલાંક વર્ષોમાં તો તેને જ પોતાનું પ્રધાન જીવનકાર્ય

બનાવ્યું હતું. આપણા સાંપ્રદાયિક કલહો, વાડાઓ, આંતરિક વિખવાદ, સાધુ–સમાજની છિન્નભિન્ન અવસ્થા, માનપૂજા માટેની તાણાતાણ, શ્રાવકોની અંધશ્રદ્ધા અને અજ્ઞાન વિગેરેનું તેમને ભારે દુઃખ થતું. સાધુસમાજની એકતા અને તેમના જ્ઞાનચારિત્રની અભિવૃદ્ધિ માટે જીવનનાં છેલ્લાં ૧૫ વર્ષો તેમણે ખર્ચ્યાં. અજમેરનું ઐતિહાસિક અધિવેશન અને સાધુસંમેલન તેમની પ્રેરણા તથા અથાગ પરિશ્રમને આભારી હતું. ત્યારપછી આ દિશામાં તેમણે જે તનતોડ પ્રયત્નો કર્યા તેનો ઇતિહાસ આ ગ્રન્થમાં મળશે. પણ તેમને સફળતા ન મળી. તેમની ધગશ, નિષ્ફળતાનો આઘાત, નિરાશામાં પણ અમર આશાને વળગી રહેવાની તેમની ભાવના–એ બધું આ ગ્રન્થ વર્ણવે છે. દીવા જેવી સ્પષ્ટ વાત અને આટલો પરિશ્રમ છતાં સફળતા કેમ ન મળી ? કોનો દોષ ? આ પુસ્તક ઉપરથી એમ લાગશે કે દોષ સાધુ-ઓનો છે. તેઓ સુધરવા ઇચ્છતા નથી, માનના ભૂખ્યા છે, પોતાની સત્તાઓ જાળવી રાખવા માગે છે, પોતાની પદવીઓનો તેમને મોહ છેઃ આ વાત સત્ય છે પણ તે પૂર્ણ સત્ય નથી. દશ વર્ષના મારા અનુભવે હું એ નિર્ણય ઉપર આવ્યો છું કે આ બાબતમાં સાધુઓનો દોષ છે તે કરતાં શ્રાવકોનો વિશેષ છે. આપણી સાધુસંસ્થાનું બંધારણ જ એવા પ્રકારનું છે કે શ્રાવકોના સહકાર વિના સાધુઓ પાંગળા છે. ગમે ત્યાં નજર નાખો. સાધુઓનો સ્વેચ્છાચાર શ્રાવકોને આભારી છે. સાંપ્રદાયિક કલહો જુઓ, સાધુઓને અપાતી પદવીઓ અને ઉપાધિઓ જુઓ, સાધુઓને માટે અને તેમને નામે થતા સમારંભો જુઓ, એ બધું કોણ કરે છે ? હું ખરેખર એમ માનું છું કે લૌકિક માન મેળવવા માટે, પોતાની સત્તા અને પ્રતિષ્ઠા વધારવા માટે શ્રાવકો આ બધું કરે છે. આપણે જ્યારે સાચી સાધુતાને પૂજતા થઈશું અને સાધુઓને મારા-તારા કરતાં ભૂલીશું ત્યારે જ આ પરિસ્થિતિનો ઉકેલ આવશે. સાંપ્રદાયિક સંગઠનો શ્રાવકોને આભારી છે. તે પછવાડે શ્રાવકો હજારો રૂપિયા ખર્ચે છે, તેને નામે આંતર કલહો વધે છે, ગમે તેવા સાધુઓ પોષાય છે. સાંપ્રદાયિક સંગઠન

સામે ઘાટકોપર અધિવેશને હળવામાં હળવા શબ્દોમાં લાલ બત્તી ધરી છે, પણ કોણ સાંભળે છે? અગ્રગણ્ય કહેવાતા શ્રાવકો પણ તેમાં પડ્યા છે. સાહિત્યપ્રકાશનો જુઓ: અજમેર અધિવેશને એવાં નિરંકુશ પ્રકાશનો ઉપર અંકુશ મૂકવા ઠરાવ કર્યો, પણ કોણ પાળે છે? એ જ શ્રાવકો પોતાની નામના માટે સાધુએ લખેલું ગમે તેવું લખાણ છપાવી કૃતકૃત્યતા માને છે! કોઈ એક સાધુ જરા વિદ્વાન્ કે વક્તા થાય એટલે એનો અનુયાયી વર્ગ જામ્યો જ છે, અને પરસ્પર માન મેળવવામાં અને આપવામાં સ્પર્ધા થાય છે. જેવા શ્રાવકો એવા સાધુઓ. સાધુઓના દોષ કાઢનાર અને તેમને સુધારવા નીકળનાર શ્રાવકો પોતે જાગશે ત્યારે જ સમાજનું કલ્યાણ થવાનું છે. સાધુમાર્ગી સંપ્રદાયને સાધુઓ મોટું અવલંબન છે. તેમની અવનતિમાં આપણી અવનતિ છે. તેમની ઉન્નતિમાં આપણી ઉન્નતિ છે. તેમની એકતા, તેમનું જ્ઞાન, તેમનું ચારિત્ર આપણને ઉપકારક થશે.

આપણા સમાજ સમક્ષ પડેલા ઘણા અગત્યના પ્રશ્નો અણ-ઉકલ્યા પડ્યા છે. તેનો આ ગ્રન્થમાં નિર્દેશ છે. આ ગ્રન્થના વાંચનથી આપણે જાગ્રત થઈએ અને શ્રી. રત્નચંદ્રજીએ જીવનભર આપણી સેવા કરી તેને કેટલેક અંશે પણ આપણે ફળદાયી બનાવીએ એટલી આશા રાખવી વધારે પડતી નહિ ગણાય.

ચીમનલાલ ચકુભાઈ શાહ

# લેખકનું નિવેદન

પં. મુનિરાજ શ્રી. રત્નચંદ્રજી મહારાજના જીવનનાં બોધક અને પ્રેરક તત્ત્વોને જનતાની સમક્ષ મૂકવાં એ મારા અધિકારનો વિષય છે. 'શ્રી અજરામરજી સ્વામીનું જીવનચરિત્ર' એ તેમનું પ્રથમ પુસ્તક રચાયું ત્યારથી હું તેમના સંપર્કમાં આવ્યો હતો અને ત્યારપછી તેમની વિદ્વત્તા, તેમની જીવનચર્યા તથા તેમના વ્યક્તિગત ગુણોનો હું પરિચયી રહ્યો હતો. તેમના બે ગ્રંથો "કર્તવ્ય-કૌમુદી ગ્રંથ ૧-૨" નું વિવેચન લખવાની તક મને મળી હતી અને તે અંગે પણ તેમનું પાસું સેવવાનો મને લાભ મળ્યો હતો. ઉત્તર હિંદના પ્રવાસનાં થોડાં વર્ષોને બાદ કરતાં તેમના જીવનના લાંબા ગાળામાં મને તેમનો પ્રત્યક્ષ ને પરોક્ષ સતત પરિચય રહ્યા કર્યો હતો, એટલે તેમનું જીવનચરિત્ર લખવાનો મારો અધિકાર છે એમ હું માનું છું.

શ્રી. રત્નચંદ્રજીના વડા શિષ્ય મુનિ શ્રી. પૂનમચંદ્રજીએ પોતાના ગુરુદેવના અવસાન પછી તુરત જ મને જીવનચરિત્ર લખવાનું સૂચન કર્યું હતું, પરન્તુ બીજાં કાર્યોના બોજા હેઠળ દબાવાને કારણે આ કાર્ય તુરત હાથમાં લેવાનું બની શક્યું નહિ, એટલે એ સંતપુરુષનું જીવનચરિત્ર લખાઇને આટલું મોડું પ્રસિદ્ધિમાં આવે છે.

શ્રી. રત્નચંદ્રજી વિદ્વાન અને પવિત્ર પુરુષ હતા. તે મનુષ્ય હતા-દેવ નહોતા. ચરિત્રનાયકના ગુણો અને પુરુષાર્થની કથાદ્વારા તેને દેવકોટિમાં મૂકી દેનારા ભક્ત લેખકોમાંનો હું એક નથી, એટલે તેમની કૃતિઓ, વિચારસરણી અને જીવનચર્યાની આરપાર દૃષ્ટિ કરતાં મને જે કાંઈ તત્ત્વ એમના સમગ્ર જીવનમાં દેખાયું, તે મેં આ ચરિત્ર-કથામાં નિરૂપ્યું છે. તેમના ગુણો તથા પુરુષાર્થની મર્યાદા પણ પ્રસંગોપાત નોંધી છે. દેશ અને કાળની સાપેક્ષતાને ગણત્રીમાં લીધા વિના એ જીવનને યોગ્ય દૃષ્ટિકોણથી જોઈ શકાય નહિ એટલે એ જીવનની અનુસંગી વીગતો તથા વાતાવરણ પણ આલેખ્યાં છે.

શ્રી. રત્નચંદ્રજીના સંપર્કમાં આવેલી વ્યક્તિઓ તથા તેમની તત્કાલીન પ્રવૃત્તિઓનું આલેખન ચરિત્રનાયકના જીવનની દૃષ્ટિથી જ કર્યું છે અને તેમાં યોગ્ય સમભાવ જાળવવા છતાં બનવાજોગ છે કે કોઇને કાંઇ અણુરુચતું લાગે; પરન્તુ શ્રી. રત્નચંદ્રજીના લેખનમાંથી, તેમની સંક્ષિપ્ત નોંધપોથી તથા પત્રવ્યવહાર ઉપલબ્ધ થયાં છે તેમાંથી, જે કાંઈ તત્ત્વ મળી શક્યું તે તત્ત્વને જ સ્વતંત્ર સાધનોથી કસી જોયા પછી તેનો ઉપયોગ આ જીવનકથામાં કર્યો છે. જૈનોના સામાજિક–સાંસારિક જીવનમાં, ધર્મચર્યામાં, સમાજવ્યવસ્થામાં, સાધુ–સાધ્વી-સમાજમાં અને સંપ્રદાયમાં અનેક ત્રુટિઓ રહેલી છે; એ ત્રુટિઓ દૂર કરવાને શ્રી. રત્નચંદ્રજીએ ખૂબ જ મથન કર્યું હતું જે મથનની કેટલીક માહિતી તેમની નોંધપોથીમાંથી મળે છે. એ ત્રુટિઓનું દર્શન પણ કોઈને અણુરુચતું થઈ પડશે, પરન્તુ જે હકીકત છે તેને અવગણીને છાંદણાં છાંટી ચલાવવાથી તો સમાજની કુસેવા જ થાય. શ્રી. રત્નચંદ્રજીએ અનેક વાર કડવાં સત્યો પણ સમાજને પોતાના લેખોદ્વારા કહ્યાં છે, અને આ ચરિત્રકથામાં એવી જે કડવી કે અરોચક વાતો આ લેખકને પણ કહેવી પડી હોય, તો તે વાતો પણ મેં માનેલાં સત્યો છે, તેમાં રાગદ્વેષમૂલકતા નથી એની હું ખાત્રી આપું છું.

ઉપર જણાવેલી અને અર્ધજીર્ણ થએલી નોંધપોથીમાંથી પ્રારંભિક અને અંતિમ પૃષ્ઠોની પ્રતિકૃતિઓ આ પુસ્તકની અંદર આપી છે. પરિશિષ્ટમાં આપેલી ચાતુર્માસની અને અવધાનોની નોંધો મોટે ભાગે તેમાંથી જ પ્રાપ્ત થઈ છે; અને જરૂર પડી ત્યાં શ્રી. રત્નચંદ્રજીના ગુરુવર્ય પૂજ્ય શ્રી. ગુલાબચંદ્રજી મહારાજ તથા વડા શિષ્ય મુનિ શ્રી. પૂનમચંદ્રજી મહારાજ પાસેથી માહિતી મેળવી તેનો યથાઘટિત ઉપયોગ કર્યો છે.

ગિરધરનગર, શાહીબાગ:
અમદાવાદ
તા. ૧–૫–૧૯૪૩

**ચુનીલાલ વર્ધમાન શાહ**

# પ્રકાશકનું નિવેદન

શતાવધાની પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી મહારાજના અવસાન પછી તુરતમાં જ તેમના વડા શિષ્ય પં. મુ. શ્રી. પૂનમચંદ્રજી મહારાજ જે ગ્રંથ લખાઇને પ્રસિદ્ધ થએલો જોવા ઇચ્છતા હતા તે ગ્રંથ આજે પ્રસિદ્ધ થાય છે. તે માટેની સામગ્રી શોધવામાં, જાળવવામાં અને મેળવવામાં શ્રી. પૂનમચંદ્રજી મહારાજે ખૂબ ખંત અને શ્રમ ઉઠાવ્યાં છે, તે આજે સાર્થક થએલાં જોઇ આનંદ થાય છે. આ સંસ્થાની વિનંતિને માન આપીને સદ્ગતનાં સંસ્મરણો ઇત્યાદિ જે જે વ્યક્તિઓ-એ તથા સંસ્થાઓએ મોકલી આપ્યાં છે તેમની આ સંસ્થા ઋણી છે.

દેશના બધા ભાગોમાં આ ચરિત્રનાયક સંતપુરુષનું પુણ્યનામ ચિરસ્થાયી રહે તે માટેની ચર્ચા ચાલી રહી છે. પંજાબ, મારવાડ, મુંબઈ, વગેરે સ્થળોએ કેટલીક સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે અને કચ્છ, કાઠિયાવાડમાં હાલમાં વઢવાણ કેમ્પમાં 'શતાવધાની પં. શ્રી. રત્નચંદ્રજી જૈન જ્ઞાનમંદિર' નામની સંસ્થા સ્થપાઈ છે જેનો આશય શ્રી. રત્નચંદ્રજી મહારાજે લખેલા સાહિત્યનો પ્રચાર, પ્રકાશન, લોકોપયોગી પુસ્તકશાળા, જનસમુદાયને હિતકારક બને તેવું વાંચનાલય, નવીન જૈન સાહિત્યનું સર્જન તથા પ્રકાશન, જૈન સાધુ–સાધ્વીઓ માટે જૈન સાહિત્યનું અધ્યયન ( શ્રમણશાળા ) ઇત્યાદિ કાર્યપ્રવૃત્તિ ઉપાડવાનો છે.

હાલની અસાધારણ મોંઘવારીમાં પણ આ પુસ્તક માફકસર મૂલ્યે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે કે જેથી આ સંતપુરુષનો જીવનસંદેશ ઝીલવામાં વાચકોને સગવડ મળે. આશા છે કે જનતા તેનો સત્કાર કરશે અને તેમાંનું તત્ત્વ પચાવી જીવનમાં ઉતારશે.

સં. ૧૯૯૯ ના વૈશાખ સુદી ૩.

લી. સેવક,
**ધીરજલાલ કેશવલાલ તુરખીયા**
મંત્રી, જૈન સાહિત્ય પ્રચારક સમિતિ (બ્યાવર)

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૫ | ૧૯૨૬ | ૧૯૩૬ |
| ૨૦ | ૧૨ | ચતુર્માસ | ચાતુર્માસ |
| ૨૭ | ૧ | શાસ્ત્રક્રિયા | શસ્ત્રક્રિયા |
| ૪૭ | ૧૪ | રહ્યો | રહ્યો હોય |
| ૮૪ | ૧૭ | માતાનુયાયીઓ | મતાનુયાયીઓ |
| ૧૧૬ | ૨ | પ્રમાણ | પ્રમાણે |
| ૧૩૯ | ૨૪ | છે | છું |
| ૧૫૩ | ૧૨ | આડખલી | આડખીલી |
| ૧૮૮ | ૩ | રચનમાં | રચનામાં |
| ૨૪૯ | ૧૩ | સમાજિક | સામાજિક |

[ દૃષ્ટિદોષથી રહી ગયેલી ઉપરની ભૂલો ઉપરાંત કોઇ કોઇ સ્થળે છાપતાં રેફ, માત્રા, ઇત્યાદિ ઉડી ગયેલાં માલૂમ પડયાં છે તે સુધારી લેવાં. ]

The light of wisdom radiated perenially from him, and illumined the world. His was not a fitful ray, a flash of lightning or a strong torchlight focussed to a small point. He had no narrow sectarian views, no prejudices, no party leanings, no egotism, no vanity or desire for self-advertisement. His was a versatile genius. He was an indefatigable writer....His mission in life was to unite into a solid whole and not to divide the Jaina Society in fragments.

—**Ajit Prasada**

[Editor, '*The Jaina Gazette*'].

# પ્રકરણ ૧લું

## સંસાર-જીવન

### (૧)

ભૌતિક સંપત્તિમાં કચ્છ પછાત છે, પણ કચ્છીઓ પછાત નથી. કચ્છ કૃષિપ્રધાન પ્રાંત છે, પણ ત્યાં લોખંડી હળોથી ખેડાતાં ખેતર કે પંપના પાણીથી ઊછરતા શાકના બગીચા **કચ્છનું તળપદું જીવન** નથી. કચ્છીઓ મોટા વેપારીઓ છે, પણ તેમના વેપારસાહસને સંતોષે એવી કચ્છની ભૂમિ નથી. કચ્છ વિશાળ દરિયાકાંઠો ધરાવે છે, પણ કચ્છના સાગરશૂરાઓએ પૂર્વ આફ્રિકાના કાંઠાને ગજાવનારાં જેટલાં પરાક્રમો કર્યાં છે તેટલાં પરાક્રમો કચ્છને કાંઠે કર્યાં નથી. કચ્છના ધીંગા શ્રમજીવીઓએ અને કડિયાઓએ સડકો બાંધી છે, રેલ્વેઓ બાંધી છે, પૂલો બાંધ્યા છે, મહેલો બાંધ્યા છે, પરંતુ તે કચ્છની બહાર-હિંદુસ્તાનના અનેક પ્રાંતોમાં; કચ્છને તો તેમની કુનેહ, કારીગરી અને સાહસનો કેવળ નિર્જીવ હિસ્સો જ મળ્યો છે.

ઘણાય કચ્છીઓને માટે માતૃભૂમિ એ બહુધા નિવૃત્તિનિવાસનો પ્રદેશ, અને પ્રવૃત્તિનો પ્રદેશ મુંબઈ, કલકત્તા, રંગુન, મલાયા, જંગબાર અને ભારત તથા આફ્રિકાનો વિશાળ સાગરકાંઠો હોય છે. અનેક વર્ષોની પ્રવૃત્તિ પછી-વેપારનાં કે સફરનાં સાહસો પછી એક કચ્છી નિવૃત્તિને શોધવાને માતૃભૂમિમાં આવે છે અને ત્યાંના સાદા, શાન્ત, કૃત્રિમતાથી રહિત વાતાવરણમાં થોડું ભાથું બાંધે છે. તે આરોગ્ય

પ્રાપ્ત કરે છે, પરોપકારનાં લોકોપયોગી કાર્યોમાં ધન વાપરે છે, પરંપરાગત ધાર્મિક દિનચર્યા ભુલાઈ ન જાય તેટલા માટે તે તાજી કરે છે અને ફરી પાછો દોડે છે પ્રવૃત્તિને પલ્લે બંધાવા મુંબઈ, રંગુન કે જંગબાર તરફ.

આ પ્રવૃત્તિ અને નિવૃત્તિના ગજગ્રાહની વચ્ચે સાદું ને કૃત્રિમ બેઉ જીવનને જીવવાની ક્ષમતા કચ્છી ધરાવે છે. મુંબઈના ભેળનો કે સોલાપુરી ચીવડાનો સ્વાદ તે ચાખતો હોવા છતાં કચ્છના બાજરાની મિઠાશને પણ તે માણી શકે છે. રંગુનમાં દૂધ-પૂરી-કચોરી ખાતાં ખાતાં પણ તેને માતૃભૂમિની ખીચડીનો સ્વાદ સાંભર્યા વિના રહેતો નથી. વતનની સાદગીનો સંદેશ તે ભૂલતો નથી-ભૂલી શકતો નથી.

જેવું સાદું ભૌતિક જીવન, તેવું જ સાદું ભણતર, તેવી જ સાદી લૌકિક રૂઢિઓ અને રીવાજો, તેવી જ સાદી પરંપરાગત માન્યતાઓ. એ રૂઢિ-રિવાજ ને માન્યતાઓમાં કોઈ વાર પકવ બુદ્ધિની દીર્ઘદર્શિતા સાંપડે, તો કોઈ વાર અજ્ઞાનની સીમાને થતો સ્પર્શ પણ જોવામાં આવે. કચ્છે જીવનનાં અનેક ક્ષેત્રોમાં નવીનતાની આડે કિલ્લેબંધી કરી છે. તેથી તેણે જેમ ઓછું મેળવ્યું છે તેમ ગુમાવ્યું છે પણ ઓછું. કચ્છની કિલ્લેબંધીની પેલી મેર જેણે દૃષ્ટિપાત કર્યો નથી તેને એ સ્થિતિસંરક્ષણ કદાચ સંતોષ ઉપજાવતું હશે, પણ પેલી મેરની પ્રગતિ જોનાર એક કચ્છીને તો એ માતૃભૂમિ, એ પ્રજા અને એ સમાજ દુ:સ્થિતિમાં સબડતાં જ લાગે.

આજે તો કચ્છમાં અંગ્રેજી ભણવા માટેની હાઈસ્કૂલ છે, પરંતુ ૬૦ વર્ષ પૂર્વે ગામઠી નિશાળોમાં જ કચ્છીઓની કેળવણી સમાપ્ત થઈ જતી. અને એ નિશાળના ઉંચામાં ઉંચા ધોરણની પરીક્ષા પૂરી થઈ કે તુરત સંસારની નિશાળના પ્રાવેશિક વર્ગનો અભ્યાસ શરુ કરવો એ ત્યાંના જીવનનો ક્રમ હતો.

આ ક્રમાનુસાર જ્યારે રાયસિંહે* દશ વર્ષની વયે સાતમી ચોપડીની પરીક્ષા આપીને ભોરારાની ગામઠી નિશાળ છોડી, ત્યારે વેપાર ધંધામાં જોડાઈ જવું એ તો એ વીસા ઓશવાળ વણિકના દીકરાને માટે ક્રમપ્રાપ્ત જ હતું. તેમના પિતા વીરપાળ શેઠને ઘર આંગણે ખેતી તથા જમીનદારીનો ધંધો હતો, પરંતુ એ ધંધામાં પુત્રોને પાડવાની તેમની ઇચ્છા નહોતી. એટલા માટે જ મોટા પુત્ર નપુભાઈ અને નાના પુત્ર રાયસિંહ એ બેઉને તેમણે મુંબઈ મોકલ્યા, અને મુંબઈથી બેઉ ભાઈ બીજા કચ્છી વેપારીઓની સાથે ઈંદોર પાસે આવેલા શણાવદમાં અનાજના વેપારનો અનુભવ લેવા ગયા. ત્યાં રાયસિંહે અંગ્રેજી ભણવા માંડયું. એકાદ માસમાં તાર ઉકેલવાજોગું જ્ઞાન મળ્યું કે તુરત એ અભ્યાસ ઉપર કાપ પડ્યો અને અનાજની લે-વેચમાં બીજા વેપારીઓની સાથે રગડાવાની શરુઆત થઈ ગઈ.

**કિશોર વેપારી**

દસેક માસ શણાવદમાં એ રીતે વેપારનો અનુભવ લેવામાં વીત્યા, અને ચોમાસું આવ્યું એટલે બેઉ ભાઈઓ પાછા દેશમાં-કચ્છમાં ગયા.

ચોમાસું એટલે કચ્છીઓને માટે નિવૃત્તિનો સમય, ધાર્મિક તહેવારોનો સમય, અને ધર્મધ્યાન કરવાનો સમય. પરદેશ ગએલા કચ્છીઓ બનતાંસુધી ચોમાસું તો દેશમાં જ ગાળવાના, અને નિવૃત્તિની ઉપાસના કરવાના. રાયસિંહનો એ નિવૃત્તિસમય પૂર્વે કંઠસ્થ કરેલો પણ તે વખતે ભુલાઈ ગએલો ધાર્મિક અભ્યાસ તાજો કરવામાં ગયો. તે સમયે અને મોટા પ્રમાણમાં આજે પણ જૈનોનો ધાર્મિક અભ્યાસ એટલે ગોખણપટ્ટી. ગામઠી નિશાળમાં ભણવાની સાથે રાયસિંહે સામાયિક-પ્રતિક્રમણ, ષટ્ જીવનિકાય, નવ તત્ત્વ વગેરે

*રાયસિંહ (ભવિષ્યના મુનિ શ્રી રત્નચંદ્રજી)નો જન્મ સંવત ૧૯૨૧ ના વૈશાખ સુદ ૧૨ ને શુક્રવારને રોજ તેમના વતનના ગામમાં થયો હતો.

કેટલોક ધાર્મિક અભ્યાસ એ જ રીતે કરેલો. અભ્યાસ ફેરવ્યા વિના ભૂલી જવાતો અને પ્રવૃત્તિના સ્થાનમાં તે ફેરવવાનો અવકાશ પણ ક્યાંથી મળે? અવકાશ મળે તેમ હોય તોપણ ત્યાં કચ્છનું તળપદું, શાન્ત અને નિવૃત્તિપરાયણ વાતાવરણ ક્યાંથી લાવવું? દેશમાં એ ત્રણ માસ નિવૃત્તિમાં ગાળીને બેઉ ભાઇ પાછા દરિયારસ્તે મુંબઈ અને ત્યાંથી શણવદ ગયા અને વેપારનો વિશેષ અનુભવ લેવા માંડ્યો, પણ "ચોપાટની રમતનો બહુ શોખ હતો; નવરાશ મળતાં ચોપાટ રમાતી. રાત્રે પણ દસ-અગીઆર વાગ્યા સુધી તેમાં જ વખત વ્યતીત થતો."* પ્રવૃત્તિસ્થાન અને નિવૃત્તિસ્થાનના વાતાવરણ વચ્ચેનું અંતર એ રીતે પ્રકટ થયા વિના રહેતું નહિ, અને રાયસિંહ એ બેઉ વાતાવરણમાં વખતોવખત ખેંચાતા.

એક વરસ શણવદમાં અનાજના વેપારનો અનુભવ લેવામાં ગાળ્યા પછી બીજું વરસ તેમણે મુંબઈમાં અનાજના વેપારમાં ગાળ્યું. સમાઘોઘા (કચ્છ)ના એક વેપારી કેશવજી દેવજી સાથે તેમણે ભાગમાં વેપાર કર્યો અને એમની જ દેખરેખ હેઠળ પરદેશથી આવતો માલ વેચવાનું કામ તેમણે એક કચ્છી આડતિયાદ્વારા કરવા માંડ્યું. તેર વર્ષની વયનો એ કચ્છી કિશોર એ રીતે પૂરો વેપારી બની ગયો.

(૨)

**ગૃહસ્થ-જીવન**

કચ્છમાં આજે પણ પુષ્કળ સામાજિક અજ્ઞાન વર્તે છે. આજથી પચાસ વર્ષ પહેલાં તો તે કરતાં પણ એ અજ્ઞાનની વિશેષતા હતી. આજે જે નર્યું અજ્ઞાન દેખાય છે તે તે કાળે અજ્ઞાન હોવાનું જનતાને ભાન નહોતું, વિશેષાંશે તે ચાલતી આવેલી પરંપરાની ભક્તિ હતી. એ પરંપરાનુસાર રાયસિંહનું લગ્ન તેર વર્ષની વયે તેમના પિતા વીરપાળભાઈએ અને માતુશ્રી લક્ષ્મીબાઇએ

* નોંધપોથીમાંથી.

સ્વજ્ઞાતિની એક હાંસબાઈ નામની સમવયસ્ક કન્યા સાથે કર્યું. પુત્રે ભણતર મેળવ્યું, પરદેશમાં રહીને વેપારમાં ચતુરાઈ મેળવી, તે પછી તો તેને પરણાવવો જ જોઈએ, એવી સમજણે તેમાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. પુત્રને માતાપિતાએ લગ્નની વેદી ભણી દોર્યો હતો અને તે દોરાયો હતો.

જ્યારે ગામઠા નિશાળમાં ભણતી વખતે રાયસિંહે ધાર્મિક અભ્યાસ પણ કરવા માંડેલો તે વખતે જ તેમને સાધુ-સાધ્વીઓની નિરિહ-નિઃસ્પૃહ-પવિત્ર જીવનચર્યાનો સારી પેઠે સંપર્ક થયો હતો. એ બાલ માનસ તે કાળે એ પવિત્ર જીવન તરફ આકર્ષાયા વિના રહ્યું નહોતું. *"વખતે વખતે દીક્ષા લેવાના વિચારો થઈ આવતા પણ વડીલોની આગળ પ્રકાશમાં આવી શકતા નહિ. કદાચ પ્રકાશમાં આવતા તો વિરુદ્ધ દબાણથી દબાઈ જતા." સાધુજીવન પ્રતિનું આ આકર્ષણ અપકવ હતું, વય કાચી હતી, માનસિક દઢતા પણ નહોતીઃ એ સ્થિતિમાં લગ્ન થઈ ગયું હતું.

લગ્ન પછી રાયસિંહે ત્રણ વર્ષ પરદેશમાં-મુંબઈ, શણાવદ અને બેલાપુરમાં વેપાર પાછળ ત્રુટક-ત્રુટક ગાળ્યાં. ચોમાસાના ત્રણ-ચાર માસ દેશમાં જઈને રહેવાનું, બાકીનો વખત પરદેશમાં ગાળવાનો. ત્રણ વર્ષમાં વધુ વખત બેલાપુર ખાતે ગાળેલો. પરદેશમાં જઈને રહેવાથી ધાર્મિક અભ્યાસ ભૂલી જવાય, તે દેશમાં આવીને પાછો તાજો કરાય, એ પ્રમાણે ક્રમ ચાલ્યા કરતો.

લગ્ન પછી બે વર્ષ વીત્યા બાદ બેલાપુરથી ચોમાસામાં જ્યારે દેશમાં જવાનું થયું ત્યારે રાયસિંહને સાધુજીવન પર પુષ્કળ ભાવ ઉત્પન્ન થયો. દર વર્ષે વેપારીઓની વચ્ચે ગાળેલા આઠ-દશ માસની અસર દેશમાં બે-ત્રણ માસની અંદર ધસાઈ જતી અને પ્રકૃતિમાં

**સાધુજીવનનું આકર્ષણ**

* નોંધપોથીમાંથી.

રહેલો ત્યાગાભિભાવ સંમુખ આવીને ઊભો રહેતો. એ વખતે એ ભાવ પહેલાં કરતાં વિશેષ તીવ્ર હતો. તે ભોરારાથી કોઇને કહ્યા વિના છાની રીતે મુંદ્રા થઇને અંજાર ખાતે મુનિ શ્રી. ગુલાબચંદ્રજી* પાસે ચાલ્યા ગયા. ભોરારામાં એ વાતની જાણ થતાં બે કુટુંબીઓ અંજાર ગયા અને તેમને વતનમાં પાછા તેડી લાવ્યા. "તે વખતે પણ ફરીથી ભાગી જવાનો વિચાર હતો પણ ગૃહસ્થાશ્રમના બંધનને લીધે તે વિચાર શિથિલ બની ગયો, છતાં તદ્દન નાબૂદ થયો નહિ. દબાણ એવું હતું કે વિચાર અમલમાં આવે એવો સંભવ ઓછો જણાયો."†

ગૃહસ્થાશ્રમના દબાણથી સંસારની ધૂસરીથી નહિ છૂટી શકનારા સાચી ત્યાગવૃત્તિવાળા પુરુષોની એ નિર્બળતા નથી હોતી. ભૂતકાળમાં અનેક મહાત્માઓ અને મહાપુરુષોએ ત્યાગના ઉત્કટ ભાવને પણ નિયંત્રિત કરીને ગૃહસ્થાશ્રમની જવાબદારીનો અને આપ્તજનોના પ્રેમનો આદર કર્યો છે. ત્યાગ તેમને પ્રિય હોય છે, પણ ત્યાગ પર એકાંત મોહ નથી હોતો. એ જ રીતે ગૃહસ્થાશ્રમ તેમને અપ્રિય હોય છે, પણ તે ઉપર એકાંત દ્વેષ નથી હોતો. આથી સમભાવપણે તેઓ દેશ-કાળ-ભાવાનુસાર ગૃહસ્થાશ્રમની જવાબદારી ઉપાડે છે અને યોગ્ય કાળે તે જવાબદારીનું વિસર્જન કરે છે. ભગવાન મહાવીર-પૂર્વાવસ્થાના વર્ધમાન-ને પણ સંસારત્યાગ બે વાર થોભાવવો પડ્યો હતો: એક વાર માતાપિતાના પ્રેમને કારણે અને બીજી વાર માતાપિતાના અવસાન પછી મોટા ભાઈ નંદીવર્ધનની શોકવ્યાકુળતાના

* લીંબડી સ્થાનકવાસી જૈન સંપ્રદાયના વર્તમાન (સં. ૧૯૯૯) આચાર્ય. જે વર્ષમાં રાયસિંહનો જન્મ થયો હતો, તે જ વર્ષમાં (સં. ૧૯૩૬) શ્રી. ગુલાબચંદ્રજીએ ચૌદ વર્ષની વયે, સગપણ કરેલી કન્યાને વિધિસર મુક્ત કરીને, પોતાના નાના ભાઈ મુનિ વીરજી તથા બહેન મૂળીબાઈ સાથે સાધુત્વ અંગીકાર કર્યું હતું.

† નોંધપોથીમાંથી.

નિવારણને કારણે. આપ્ત જનોના પ્રેમનું અને ગૃહસ્થાશ્રમે ઉત્પન્ન કરેલી જવાબદારીઓનું કારણ ત્યાગધર્મને અંગીકારવામાં વિઘ્નરૂપ બને છે ખરું, પણ એ વિઘ્ન આપ્ત જનોની રાગાંધતામાંથી જો જન્મ પામ્યું ન હોય તો એવા વિઘ્નની એકાંતિક અવગણના હિંસક બને છે, અને સાચી ત્યાગભાવના એવી હિંસાથી હમેશાં દૂર રહેવાનું જ ઇષ્ટ માને છે. જ્યારે કોઈ એવી હિંસાપૂર્વક સાધુત્વ અંગીકાર કરે છે ત્યારે કાંતો તેનામાં સાચી ત્યાગવૃત્તિ હોતી નથી, કાંતો સંસારની જવાબદારીમાંથી છટકવાની વૃત્તિ (Escapism)–अशक्तिमान् भवेत्साधुः એ ન્યાયે–હોય છે, અને કાંતો ત્યાગ ઉપર પ્રેમ નહિ પણ રાગ–મોહ હોય છે. રાગ કે મોહ એ મનોવૃત્તિની શક્તિહીનતાનો સૂચક એક પ્રકારનો આવિર્ભાવ હોય છે એમ માનસશાસ્ત્ર પણ કહે છે. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને સાધુત્વ અંગીકાર્યા છતાં પુષ્કળ સ્થૂળ હિંસા તથા સૂક્ષ્મ હિંસાનું ઉપાર્જન કર્યું હોય એવા ત્યાગીઓના દૃષ્ટાંતો આજે ઘણી વાર જોવા મળે છે.

**"ભલું થયું ભાગી જંજાળ"**

માતાપિતાના પ્રેમના અને ગૃહસ્થાશ્રમના દબાણે એ વખતે રાયસિંહના સાધુત્વ અંગીકારવાના વિચારને અમલમાં આવવા ન દીધો, પરંતુ ત્યારપછીના વર્ષે–સંવત ૧૯૫૧માં એક એવો બનાવ બન્યો કે જેથી રાયસિંહને પણ નરસિંહ મહેતાની પેઠે "ભલું થયું ભાગી જંજાળ" ગાવાનું પ્રાપ્ત થયું. એ વર્ષના પોષ માસમાં જે વખતે રાયસિંહ બેલાપુરમાં હતા ત્યારે પત્ર આવ્યો કે તેમનાં પત્ની હાંસબાઇએ પુત્રીને જન્મ આપ્યો છે અને તે સાથે તેમનું અવસાન પણ થયું છે! તુરત રાયસિંહે મોટા ભાઇને મુંબઈ પત્ર લખી મોકલ્યો કે "ભોરારે તારથી ખબર આપો કે ફરીથી વેવીશાળ ન કરે."

( ૩ )

બેલાપુરમાં બે–ત્રણ કચ્છી ભાઇઓનો રાયસિંહને સારો

સહવાસ હતો. તેઓ ધર્મવૃત્તિના હતા અને રાયસિંહ પણ વૈરાગ્ય-વાસિત વૃત્તિના હતા એટલે તેમને ધાર્મિક દિનચર્યા કરવામાં ઠીક આનંદ મળતો હતો.

**વૈરાગ્યવાસિત ચિત્ત**

એ જ વખતે ગૃહસ્થાશ્રમની જંજાળનો તાંતણો તૂટ્યો હતો અને મુક્ત થએલું મન સત્વર દેશમાં જઇને સાધુ–સમાગમ કરવાને આતુર બની ગયું હતું.

એટલામાં મોટા ભાઇની આજ્ઞા થઈ કે "હમણાં બે માસ ત્યાં–બેલાપુરમાં જ ગાળો, પછી અહીં મુંબઈમાં આવીને મારી પાસે બે માસ સુધી રહો. જો હું તમારામાં પરિપક્વ વૈરાગ્ય જોઇશ તો તમને દીક્ષા લેવામાં અંતરાય કરીશ નહિ." મોટા ભાઈની આટલી અનુકૂળતાથી રાયસિંહના મનને સારી પેઠે ધીરજ મળી.

ઉનાળો પૂરો થતાં તે બેલાપુર છોડીને મુંબઈ ગયા. મુંબઈમાં ખંભાત સંપ્રદાયના ભાણજી ઋષિ, ગિરધર ઋષિ વગેરે સાધુઓ ચાતુર્માસ ગાળવા માટે રહ્યા હતા, તેમના સમાગમમાં અને મોટા ભાઇના સહવાસમાં રાયસિંહે બે માસ ગાળ્યા. પછી મોટા ભાઇની સંમતિ લઇને તે રેલ રસ્તે કચ્છમાં ગયા. અંજારમાં લીંબડી સંપ્રદાયના વયોવૃદ્ધ શ્રી. મેઘરાજજી મહારાજનું ચાતુર્માસ હતું, તેમનાં દર્શન કરીને તે ભોરારા ગયા. ભોરારામાં મુનિ શ્રી ગુલાબચંદ્રજી મહારાજ ચાતુર્માસ રહ્યા હતા, જેમની પ્રતિ રાયસિંહનો પહેલેથી જ પૂરો ભક્તિભાવ જાગ્રત થયો હતો. સંવત ૧૯૫૨ ની એ સાલ હતી.

રાયસિંહના વૈરાગ્યવાસિત ચિત્તની, દીક્ષા લેવાના મનોભાવની અને ફરીથી વેવીશાળ ન કરવાની ઇચ્છાની વાત ભોરારામાં ક્યારનીય પહોંચી ગઈ હતી. નપુભાઇએ બે માસના સહવાસમાં જોયું હતું કે નાના ભાઈ હવે ફરીથી ગૃહસ્થાશ્રમમાં પડે એવો સંભવ રહ્યો નથી અને તેમણે એ વાત ભોરારે લખી જણાવી પણ હતી. પરન્તુ માતાનું મન! "મારો સોળ વરસનો દીકરો પરણે નહિ ને દીક્ષા લે"

એ કલ્પના વત્સલ માતાથી સહી જતી નહોતી. તેમણે ફરીથી પરણવા પુત્રને બહુએ આગ્રહ કર્યો પણ પુત્રનું મન ચલિત થયું નહિ અને તેમણે દીક્ષા લેવાના જ પૂર્ણ ભાવપૂર્વક વિશેષ ધાર્મિક અભ્યાસ ચાલુ કર્યો. તીવ્ર સ્મરણશક્તિને યોગે એ ચાતુર્માસમાં જ કેટલાક થોકડા અને આખું દશવૈકાલિક મૂળ સૂત્ર તેમણે કંઠસ્થ કર્યા. ચાતુર્માસ પૂરું થતાં તે ગુરુની સાથે અંજાર તરફ ગયા અને તેમની સાથે જ ફરવા લાગ્યા. એ બે-ત્રણ માસમાં ઉત્તરાધ્યયન સૂત્ર પણ કંઠસ્થ કર્યું.

પિતા વીરપાળ શેઠ એટલા સમભાવશીલ હતા કે તેમણે પુત્રની દીક્ષાના વિષયમાં લગભગ મૌન જ જાળવ્યું હતું. તે પોતે તેમાં કશો અંતરાય નાંખવા ઇચ્છતા નહોતા, અને લક્ષ્મીબાઈ પુત્રને સમજાવીને દીક્ષાભાવમાંથી પાછો ખેંચે તો તેમને તે માટે પણ કશો વાંધો નહોતો. આ કારણથી રાયસિંહને પરણાવવા માટે સમજાવવાનું કે દીક્ષા ન લેવા માટેનું દબાણ કરવાનું કાર્ય સર્વાંશે લક્ષ્મીબાઇએ જ કર્યું હતું.

વડીલોની આજ્ઞા વિના કાંઇ દીક્ષા લઇ શકાય તેમ નહોતું, અને માતાની આજ્ઞા મેળવવી એ તો અત્યંત દુષ્કર હતું. **वधूयुक्तं यथाद्य त्वां पश्यामस्त्वं तथा कुरु, राजपुत्रीं यशोदाख्यां समायातां समुद्वह*** એવી આજ્ઞા જન્મયોગી પુત્ર વર્ધમાનને માતા ત્રિશલાએ પણ કરી હતી, તો લક્ષ્મીબાઇ જેવી વત્સલ માતા પુત્ર રાયસિંહને પરણાવવાને બદલે દીક્ષા લેવાની આજ્ઞા આપે એ કેમ બની શકે? પરણવા માટે પુત્રને સમજાવવાનું હવે પોતાથી બની શકે તેમ નથી એમ જાણીને તે મુંબઈ મોટા પુત્ર પાસે ગયાં. મોટા ભાઈની સમજાવણીથી રાયસિંહ સમજશે એવી તેમને આશા હતી. પણ

* અર્થાત્ આજે અમે તને પરણેલો જોવા ઉત્સુક છીએ, માટે તું તેમ કર, અને તને પરણવા ઇચ્છતી રાજપુત્રી યશોદાની સાથે તું લગ્ન કર.

તેમાંય તે નિરાશ થયાં. નપુભાઇએ માતાને કહ્યું: "બા, રાયસિંહનું ચિત્ત ગૃહસ્થાશ્રમમાંથી તદ્દન ઉખડી ગયું છે એમ મેં બરાબર જોઇ લીધું છે, તો પછી હવે તેને પરણવા માટે સમજાવવાનો યત્ન નિરર્થક છે. તેને સાધુત્વ જ પ્રિય છે તો તે ભલે એ અંગીકાર કરે. અત્યારે આપણે તેમાં અંતરાય પાડીશું તો તે કદાચ થોડો વખત થોભી જશે પણ છેવટે તો તે જવાનો જ છે."

વૈરાગ્ય એટલે દુનિયાનો તિરસ્કાર નહિ, પણ વિશાળ દુનિયામાં એક વ્યક્તિએ જીવનની ક્ષુદ્ર વાસનાતૃપ્તિ માટે જીવ્યા કરવાનો મોહ ચાલુ રાખવા પ્રતિ અણગમો એ જ વૈરાગ્ય. સામાન્ય સંસારી જીવન એ નાની-નાની ક્ષુધાઓને તૃપ્ત કરવા માટેનું માત્ર કાળવહન છે એવું જ્યારે સમજાય છે ત્યારે એવા જીવન પ્રત્યે એક પ્રકારનો ઉદાસીન ભાવ જન્મે છે, એનું જ નામ વૈરાગ્ય. પુત્રની ગૃહસ્થાશ્રમ પ્રતિની એવી ઉદાસીનતા જાણીને માતાને નિરાશા તો ઉત્પન્ન થઈ, પરન્તુ પુત્રને દીક્ષા લેવામાં અટકાયત કરવી એ હવે નિરર્થક છે એમ પણ તેમણે જોઇ લીધું. તે ભોરારા પાછાં ફર્યાં અને છેવટે ૧૯૫૩ ના વૈશાખ સુદ ૩ ને દિવસે દીક્ષા માટેનું આજ્ઞાપત્ર લખી આપીને માતા-પિતાએ પુત્રને માટે સાધુજીવનનો માર્ગ મોકળો કરી આપ્યો.



## પ્રકરણ ૨જું

## સાધુ-જીવનનો પ્રારંભ

(૧)

**દીક્ષા**

સત્તર વર્ષની વયનો કુમાર રાયસિંહ જૈન સાધુધર્મ અંગીકાર કરે અને તેનો દીક્ષાવિધિ તેના વતનના ગામ ભોરારામાં જ થાય એ ભોરારાવાસીઓ માટે અસાધારણ ઉત્સવનો પ્રસંગ બને એ સ્વાભાવિક હતું. આજ્ઞા મળ્યા પછી બરાબર એક માસે—જેઠ સુદ ૩ ને ગુરુવારે દીક્ષાનું મુહૂર્ત હતું. એ દિવસના ઉત્સવ નિમિત્તે ગામે પાખી પાળવાનો ઠરાવ કર્યો અને ગામેગામ દીક્ષાપ્રસંગની કુંકુમપત્રિકાઓ લખી મોકલી. પરિણામે દીક્ષાને દિવસે ભોરારામાં મોટી મેદની જામી. મુનિરાજ શ્રી મેઘરાજજી, મુનિરાજ શ્રી દેવચંદ્રજી, મુનિરાજ શ્રી ગુલાબચંદ્રજી આદિ અનેક સાધુઓ અને સાધ્વીઓ પણ એકત્ર થયાં. એમ સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘની વચ્ચે મધ્યાહ્ન પછી દોઢ વાગતાં, ટોડા ગામ પાસે મુરજ જેવતની વાડી એ નામે ઓળખાતા સ્થાનમાં કુમાર રાયસિંહ દીક્ષિત થઈને મુનિ રત્નચંદ્રજી બન્યા. ત્યારપછી સાતમે દિવસે મુંદ્રામાં તેમની વડી દીક્ષા થઈ.

ગઈ કાલનો એક સંસારી માનવી આજે કપડાં બદલાવીને સાધુ બને છે; ગઈ કાલે સામાન્ય જનતાની વચ્ચે હરતો–ફરતો છોકરો આજે શ્રાવક–શ્રાવિકાઓનાં નમન ઝીલે છે: એક જ દિવસમાં માત્ર વસ્ત્રપરિવર્તન સિવાય એવી કઈ નવીનતા તેનામાં આવી ગઈ કે

જેથી ઈતર જનોના ગુરુ તરીકે ઉંચે આસને વિરાજવાની પાત્રતા પ્રકટી ? આ પ્રકારના પ્રશ્નો તર્કશીલ મનુષ્યોનાં ચિત્તમાં હાલતાં–ચાલતાં ઉત્પન્ન થાય છે. હા, દીક્ષા અંગીકાર કરતાંની સાથે તેણે જીવનભર પંચ મહાવ્રત–અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ–પાલન કરવાની પ્રતિજ્ઞા લીધી હોય છે, એટલા પૂરતી તેણે મહત્તા પ્રાપ્ત કરી હોય છે, પરંતુ એ તો દીક્ષાસમયના આંતરિક પરિવર્તનનો આભાસ માત્ર હોય છે; આંતરિક પરિવર્તનની સિદ્ધિ તો તેણે ત્યારપછી કમાવાની હોય છે. દીક્ષિત થયા પછીના જીવનમાં અનેક પ્રકારની અનુકૂળ–પ્રતિકૂળ પરિસ્થિતિની વચ્ચે તે એ મહાવ્રતોનું પાલન કરતો થાય ત્યારે તેણે એ કમાણીની શરુઆત કરી લેખાય અને તેમાંથી તે પાર ઊતરે, મહાવ્રતના પાલનરૂપ સિદ્ધિનો સાક્ષાત્કાર થાય, ત્યારે તેણે દીક્ષિત જીવનને સાર્થક કર્યું લેખાય : તે કાળે તેણે ઇતર જનોની તુલનામાં પવિત્રતા, વિશિષ્ટતા, ગુરુપદપાત્રતા પ્રાપ્ત કરી લેખાય. દીક્ષિત થએલા કે સાધુત્વની સીઢી ઉપર ચડવાની શરુઆત કરનારા બધા કાંઈ સમાન શક્તિ ધરાવતા હોતા નથી. કોઇ પહેલે જ પગથિયેથી નીચે પડે છે, કોઇ થોડાં–ઘણાં પગથિયાં ચડ્યા પછી નીચે પડે છે, કોઇ સીઢી ઉપરથી નીચે પડીને કાદવમાં રગદોળાતા હોવા છતાં સાધુવેશને ધારણ કરી રાખવાની ધૃષ્ટતા કરી જાણે છે. દીક્ષિત થનાર એક વ્યક્તિ ગુરુપદનો ઉમેદવાર માત્ર હોય છે, એ ઉમેદવારીની સિદ્ધિ માટે તો તેણે ઘણું ઘણું ભૂલવાનું અને ઘણું ઘણું સંપાદન કરવાનું હોય છે.

કુમાર રાયસિંહ એક મંગળ મુહૂર્તમાં મુનિ રત્નચંદ્રજી બન્યા તેથી પોતામાં એક સાધુની પરિપૂર્ણ ગુણવત્તા આવી ગઇ એમ તેમણે બિલકુલ માન્યું નહોતું. સંસાર–જીવનમાં શ્રાવકની ધાર્મિક દિનચર્યાનો વિધિ કંઠસ્થ કર્યો હતો કે એકાદ–બે સૂત્રગ્રંથોનો અભ્યાસ કર્યો હતો, તેથી કરીને પ્રાકૃત જૈન જનતાની વચ્ચે પોતે શિખરસ્થાન પ્રાપ્ત કર્યું હતું એવી માન્યતા તેમણે એક ક્ષણ પણ સેવી નહોતી.

માત્ર વેશપરિવર્તન દ્વારા કરેલા સંસારત્યાગનો મહિમા તેમને મન તે કાળે જ જરાએ નહોતો અને ઉત્તર જીવનમાં તો તેમણે એવા ત્યાગ સામે ઝુંબેશ ચલાવેલી. પોતે નવદીક્ષિત અને બાળસાધુ હોવા છતાં જ્યારે વૃદ્ધો અને વડીલ જેવા શ્રાવકો તેમની સમીપે મસ્તક નમાવી વંદન કરતા ત્યારે તેમને એક પ્રકારનો અંતઃસ્થ સંકોચ થતો. પોતે હજી તો એક લાંબી મજલની શરુઆત માત્ર કરી હતી, તેટલામાં પોતામાં પૂજ્ય ભાવનું આરોપણ કરી રહેલા આ લોકો પોતા પરનો ભાર વધારી રહ્યા છે, પોતાની ભારે જવાબદારીનું ભાન કરાવી રહ્યા છે, એમ તેમના મનમાં સતત થયા કરતું.

આ સભાનતાએ મુનિ રત્નચંદ્રજીની જ્ઞાનપ્રાપ્તિ માટેની ઉત્કંઠાને વધુ તીવ્ર બનાવી હતી. જ્ઞાન એ સાધુ-જીવનની એકલી અને પરિપૂર્ણ સિદ્ધિ હોવાનું તેમણે કદાપિ માન્યું નહોતું. તેમને મન સંસારનો ત્યાગ એ સિદ્ધિ માટેનું એક સાધન હતું, તેમ જ્ઞાનપ્રાપ્તિ એ માટેનું બીજું સાધન હતું. સંસારનો ત્યાગ તેમણે આંતર્-બાહ્ય બેઉ રીતે કર્યો હતો એટલે જ્ઞાનપ્રાપ્તિ એ હવે તેમનું તત્કાલીન પરમ ઇષ્ટ ધ્યેય હતું.

**આંતર ત્યાગ**

શ્વેત વસ્ત્રનું પરિધાન કરીને સાધુ થવાથી સંસારનો બાહ્ય ત્યાગ થાય છે, પરંતુ સામાન્યતઃ આંતર ત્યાગ નથી થતો. એનું સ્મરણ ચિત્તમાં રહ્યા કરે છે અને એ સ્મરણ કોઇ વાર બાહ્યત્યાગી સાધુનું પતન કરાવનારું પણ નીવડે છે. સંસારના ભોગોપભોગનું સ્મરણ સાધુ-જીવનમાં વિઘ્નકારક બને છે, તેથી જ તે સાધુને માટે ત્યાજ્ય હોય છે. મુનિ રત્નચંદ્રજીને તો દીક્ષિત થયા પૂર્વે જ આંતર્ ત્યાગ સિદ્ધ થયો હતો, તેમનું ચિત્ત વૈરાગ્યવાસિત થયું હતું; અને દીક્ષિત થયા પછી જે તીવ્ર અભ્યાસરતિ તથા અભ્યાસમાં જ રચ્યા-પચ્યા રહેવાની ઉત્કટ વૃત્તિ જાગી હતી તેથી તેમનો આંતર્ ત્યાગ વધારે

દીપ્તિમાન બન્યો હતો. એ એક હકીકત છે કે સંસારજીવનનાં સ્મરણો તેમના ચિત્તમાં સ્થાન જમાવતાં નહિ. તેમની જે નાની-ટૂંકી વીગતોવાળી નોંધપોથી ઉપલબ્ધ થઈ છે તે તેમણે સંવત્ ૧૯૬૬માં પોતાના ૩૦ મા વર્ષે-દીક્ષિત જીવનના ૧૩ મા વર્ષે લખવાનો પ્રારંભ કરેલો. એ નોંધપોથીમાં શરુઆતનાં થોડાં પૃષ્ઠોમાં તેમણે પોતાના તે કાળ સુધીના જીવનની નોંધ આપી છે, તેમાં લગ્ન તથા પુત્રીજન્મની વાત એક-એક વાક્યમાં કહી છે, પરન્તુ નથી પત્નીનું કે પુત્રીનું નામ પણ લખ્યું, કે નથી પુત્રીના ઉછેર, વય કે ત્યારપછીની સ્થિતિનો ક્યાંય કશો ઉલ્લેખ કર્યો. પત્નીના જીવનકાળમાં દીક્ષા લેવાની વિચારમાળા ચાલતી હતી, ત્યારે પણ પત્નીના પ્રેમ કે આગ્રહની કોઇ વાતની સ્મરણનોંધ સરખીએ તેમાં નથી ટપકાવી. ત્યાગી દશામાં એ સંસારજીવનને ચિત્તથી દૂર રાખવાને તેમને કાંઈ ખાસ આયાસ કરવો પડ્યો હોય, કે *માતા-પિતા-ભાઈ જેવા સંસારી સ્વજનોનાં મૃત્યુ થોડા જ દિવસોની અંદર થઇ ગયાં ત્યારે પણ એ હૃદયે કાંઈ આર્ત્ત-રૌદ્ર લાગણી અનુભવી હોય, એવું તેમના સતત પરિચયમાં રહેનારા ઇતર મુનિઓને પણ માલૂમ પડ્યું નથી. जातस्य हि ध्रुवो मृत्युः એ એક જ વાક્ય-કાળચક્રની સ્વાભાવિક ગતિને દર્શાવતું-કોઇના પણ મૃત્યુના સમાચાર સાંભળતી વખતે તેમના મુખમાંથી કે તેમની કલમમાંથી નીકળતું. કહેવાનું તાત્પર્ય એ નથી કે આવી બધી વાતો તેમને કેવળ વિસ્મૃત થઇ ગઈ હતી, પરન્તુ એવા સ્મરણમાં તેમને જરા પણ રસ નહોતો-ઉત્સુકતા નહોતી-સમભાવશીલતા રહેતી-આંતર ત્યાગનું એ દર્શન હતું, એમ કહેવાનો જ હેતુ છે.

ઉત્તર જીવનમાં તો એ ત્યાગવૃત્તિની પરમોચ્ચતાનું દર્શન કરાવનારી અનેક ઘટનાઓ બની હતી.

---

* સં. ૧૯૭૫ના કારતક સુદ ૪ ને દિવસે માતુશ્રી લક્ષ્મીબાઈ, સુદ ૧૧ ને દિવસે પિતાશ્રી વીરપાળ શેઠ અને માગશર વદ ૨ ને દિવસે મોટા ભાઇ નપુભાઈ એમ દોઢ માસમાં ત્રણે સ્વજનોનાં અવસાન થયાં હતાં.

( ૨ )

એટલે સંસારત્યાગ પછીનું તેમનું તત્કાલીન ધ્યેય બની રહ્યું હતું જ્ઞાનપ્રાપ્તિ અને તે નિમિત્તે સતત અભ્યાસ.

**દીક્ષાની ઉમેદવારી વિષે એક ટીકા**

સ્વ. વાડીલાલ મો. શાહે "જૈન દીક્ષા" માં જૈન મુનિઓના સંબંધમાં એક સામાન્ય પણ અતિવ્યાપી ટીકા કરી છે: "દીક્ષાના ઉમેદવાર જેવી ચીજ ભાગ્યે જ હોય છે, ઉમેદવાર બનાવવામાં આવે છે; પછી ત્યાં જ્ઞાનની વાત શું પૂછવી ? વ્યવહારનું જ્ઞાન, તર્કશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, કે સાયન્સ ભણેલો એક પણ ઉમેદવાર તમે ભાગ્યે જ જોશો. મૂળ સૂત્રો બધાં તો બાજુએ રહ્યાં, પણ બે-ત્રણે શીખીને દીક્ષા લેવા આવેલાઓ બહુ જ થોડા-એકાદ ટકો-જોશો. હા, એમને સાધુ બનાવવા ઇચ્છનાર ક્વચિત્ ક્વચિત્ સંસ્કૃત વ્યાકરણ કે ન્યાય અને એકાદ સૂત્ર શીખવે છે, પણ તે અભણ લોકો વચ્ચે વિદ્વત્તાના પ્રદર્શન પૂરતું." આ ટીકાનાં અતિવ્યાપ્તિ અને એકાંતતા દોષભરેલાં છે, છતાં તે ટીકા એક દૃષ્ટિએ સાચી છે અને બીજી દૃષ્ટિએ ખોટી છે.

એ ટીકા સાચી એટલાપૂરતી છે કે કેટલાકો સાધુત્વ અંગીકાર કર્યા પછી પ્રારંભમાં અભ્યાસનો ઉત્સાહ દાખવે છે, પરંતુ અભ્યાસનો રસ કે રુચિ ઓછાં હોય છે, એટલે ઉત્સાહ મોળો પડતાં અભ્યાસને નેવે મૂકે છે અને સાધુની સામાન્ય દિનચર્યામાં તથા સુસ્તીમાં સમય ગાળતા થઇ જાય છે. પરિણામે દ્રવ્યસાધુત્વ મોટા ભાગમાં અને ભાવસાધુત્વ ઓછા ભાગમાં નજરે પડે છે. આ જ કારણથી કેટલાક સાધુઓ અભ્યાસની થોડીક મૂડી પર જીવનભર ચલાવ્યે જાય છે. જ્ઞાન અનંત છે અને સર્વ જ્ઞાન આ યુગમાં કોઇ પણ વ્યક્તિ પ્રાપ્ત કરી શકતી નથી, પરંતુ પવિત્ર જીવનચર્યા માટે, અંગીકારેલા સાધુત્વને સમજપૂર્વક સાર્થક કરવા માટે અને આત્મ-કલ્યાણ સાથે લોકકલ્યાણની પણ સાધના માટે જ્ઞાન એ પરમ

આવશ્યક વસ્તુ છે. જ્ઞાન વિનાની સાધુધર્મની ક્રિયાઓ કે સાધુ તરીકેનું જીવન પણ સાર્થક થતાં નથી. જ્ઞાન વિના યથાર્થદર્શન થતું નથી અને જ્ઞાન-દર્શન ઉભયનો યોગ થયા વિના વિશુદ્ધ ચારિત્ર્યનું ઘડતર થતું નથી. માટે જ્ઞાનોપાસના તો સાધુનું જીવનભરનું કર્તવ્ય છે.

ઉપર્યુક્ત ટીકા બીજી દૃષ્ટિએ ખોટી છે તેનું કારણ એ છે કે અનેક શાસ્ત્રો—વ્યવહાર, તર્ક, માનસ, સમાજ કે વિજ્ઞાનનાં શાસ્ત્રો ભણ્યા પછી જ સાધુત્વની ઉમેદવારી કરી શકાય, અન્યથા નહિ, એવો જે ધ્વનિ એ ટીકામાંથી સ્ફૂરે છે તે એકાંત દૃષ્ટિથી યુક્ત છે. હમેશાં અભ્યાસપ્રાપ્ત જ્ઞાન પછી જ શ્રદ્ધા પ્રકટે છે એમ કહેવું યથાર્થ નથી. શ્રદ્ધાને જ્ઞાનની અપેક્ષા રહે છે, પરન્તુ પૃથક્ પૃથક્ શાસ્ત્રોના અભ્યાસથી પ્રાપ્ત થએલું એ વિદ્યાઓનું જ્ઞાન નહિ. જ્યાં શુદ્ધ શ્રદ્ધા હોય છે ત્યાં જ્ઞાનકિરણનું પ્રકટીકરણ થએલું હોય છે જ અને અભ્યાસપ્રાપ્ત જ્ઞાનથી એ શ્રદ્ધાનું નિર્મલીકરણ તથા દૃઢીકરણ થવું જોઇએ છે. શ્રદ્ધા વિના કેવળ શાસ્ત્રોના અભ્યાસથી કે વિદ્યાઓના જ્ઞાનથી 'વિદ્યાવાન' બની શકાય પણ 'જ્ઞાનવાન' નહિ, અને તેથી કોઇ વાર એ અભ્યાસપ્રાપ્ત જ્ઞાન શ્રદ્ધાનું નિર્મલીકરણ કે દૃઢીકરણ કરવાને બદલે શ્રદ્ધાને વણસાડે છે પણ ખરું. શ્રદ્ધાનું બીજ હોય તો જ અભ્યાસપ્રાપ્ત જ્ઞાન એ શ્રદ્ધાને દૃઢાવે છે અને એ પૂર્વાવસ્થામાંથી સમ્યક્ જ્ઞાનનો રોપ ઊગી નીકળે છે. આ જ કારણથી હેમચંદ્ર અને શંકરાચાર્ય જેવા મહાપુરુષોએ શ્રદ્ધાબીજના અસ્તિત્વે કરીને સાધુ-જીવન અંગીકાર્યા પછી જ વિદ્યાભ્યાસદ્વારા જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, અને તેમાંથી જે ચારિત્ર્યરોપા ઉગવા પામ્યા હતા, તેમને મૂલ્યવાન ફળ પણ લાગ્યાં હતાં. એ જ રીતે કેટલાક જૈન અને જૈનેતર મુનિઓ આજે પણ સાધુત્વ અંગીકાર કર્યા પછી અભ્યાસદ્વારા જ્ઞાનપ્રાપ્તિમાં ઉત્તરોત્તર આગળ વધી રહ્યા હોય છે અને નિર્મળ ચારિત્ર્ય પાળી લોકકલ્યાણ પણ સાધી રહ્યા હોય છે. એટલે દીક્ષાની સાચી ઉમેદ-વારી એ સંસાર પ્રતિની ઉદાસીનતા અથવા વૈરાગ્ય અને આત્મિક

કલ્યાણ માટે સાધુજીવનની ઉપયોગિતા પ્રતિનું શ્રદ્ધાબીજ, એ બેઉ વાનાંમાંથી પ્રકટે છે અને એ જ્યાંસુધી ટકે છે ત્યાંસુધી દીક્ષિત સાધુ, જ્ઞાન દર્શન અને ચારિત્ર્યમાં ઉર્ધ્વગતિ જ કર્યે જાય છે. પતનનો ભય તો હમેશાં રહેલો જ હોય છે; શ્રદ્ધાબીજમાં જે શક્તિ હોય તે શક્તિ જીરવી શકે તે કરતાં વધારે આકરાં દ્રવ્યોવાળું અભ્યાસ-પ્રાપ્ત જ્ઞાનજળ તે પર રેડાયા કરે તો એ બીજ વણસે પણ ખરું; પરન્તુ એ બીજ જીરવી શકે તેટલું અને તેવું જળ તેને મળ્યા કરે તો બીજનું પોષણ થાય, સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત થાય અને નિર્મળ ચારિત્ર્યનો લાભ થાય. પતનનો ભય જ્ઞાનની ઊણપ કરતાં શ્રદ્ધાબી-જની શક્તિની મર્યાદા અથવા દર્શનની ઊણપ પર વધારે આધાર રાખતો હોય છે.

શ્રી. રત્નચંદ્રજીના પ્રારંભિક સાધુજીવનમાંથી એટલું જોઈ શકાય છે કે તેમનૂં વૈરાગ્ય અને શ્રદ્ધાબીજ અસાધારણ હતાં અને તેથી દીક્ષિત થયા પછીની તેમની જ્ઞાનોપાસના તથા

**અખંડ જ્ઞાનોપાસના** તે માટે દેહકષ્ટ સહન કરવાની શક્તિ પણ અસાધારણ હતાં. એક ક્ષુધાતુર માણસ ભોજનનો થાળ આવવાની રાહ જોઈ રહ્યો હોય અને એ થાળમાંના વિવિધ પદાર્થોની કલ્પના કરતાં પોતે તેમાંનું બધું બે-ચાર કોળિયામાં જ આરોગી જશે એવી ગણત્રી કરી રહ્યો હોય, તેના જેવી મનઃસ્થિતિ દીક્ષિત થયા પૂર્વે શ્રી. રત્નચંદ્રજીની હતી. અને સમીપે થાળ આવી પહોંચ્યા પછી તો એ જ્ઞાનક્ષુધા અદ્‌ભુત ઝડપથી તેમાંના પદાર્થો આરોગવા મંડી ગઇ હતી !

મુંદ્રામાં વડી દીક્ષા થયા પછી તેમણે ગુરુ સાથે ચાતુર્માસ માટે માંડવી તરફ વિહાર શરુ કર્યો. નાનાં નાનાં ગામડાં માર્ગમાં આવતાં અને કોઇ સ્થળે વધુ વખત સ્થિરતાપૂર્વક રહી શકાય તેમ નહોતું, કારણકે ચાતુર્માસના પ્રારંભને થોડા જ દિવસો અવશિષ્ટ

રહ્યા હતા. છતાં માર્ગમાં જ–દેશલપુર નામના ગામડામાં आषाढस्य प्रथमदिवसे અર્થાત્ આષાઢની પ્રતિપદાએ તેમણે સંસ્કૃત ભાષાના વ્યાકરણનો–"સિદ્ધાન્તચંદ્રિકા"નો અભ્યાસ શરુ કરી દીધો અને માંડવી પહોંચતાં સુધીમાં કેટલોક ભાગ કંઠસ્થ પણ થઇ ગયો. માંડવીમાં અભ્યાસ આગળ વધારવા માટે જામનગરથી એક શાસ્ત્રીને બોલાવવામાં આવ્યા અને તેમની પાસે અઢી માસમાં "સિદ્ધાન્ત-ચંદ્રિકા"ની પહેલી વૃત્તિ પૂરી કરી. શાસ્ત્રી વધુ સમય રહી શકયા નહિ તેથી 'ચંદ્રિકા' પૂરી થઇ શકી નહિ.

ત્યારપછીના વર્ષના એટલે સંવત ૧૯૫૫ ના અંજારના ચાતુર્માસમાં હળવદથી એક શાસ્ત્રીને બોલાવવામાં આવ્યા, તેમની પાસે શ્રી. રત્નચંદ્રજીએ "સિદ્ધાન્ત–ચંદ્રિકા ઉત્તરાર્ધ" તથા "રઘુવંશ" ના પાંચ સર્ગનો અભ્યાસ કર્યો. ચતુર્માસ પૂરું થયે ભૂજ તરફ જવાનું થતાં ત્યાં એક બીજા શાસ્ત્રી પાસે તેમણે "શ્રુતબોધ" અને "વૃત્ત-રત્નાકર" એ બે છંદોગ્રંથોનો અભ્યાસ કરી લીધો.

તે જ વર્ષમાં તેમણે કાઠિયાવાડમાં પ્રવેશ કર્યો અને જુદે જુદે સ્થળે ફરીને સંવત ૧૯૫૬ નું ચાતુર્માસ જામનગરમાં કર્યું. અભ્યાસ માટે જે સ્થિરતા જોઇએ તે ચાતુર્માસ સિવાયના દિવસોમાં સતત પાદવિહારને કારણે જૈન સાધુને મળી શકતી નથી; એટલે કાઠિયા-વાડમાં ચાતુર્માસ માટે સ્થિર થયા પૂર્વે કરેલા અભ્યાસને તાજો રાખવા સિવાય વિશેષ તે કરી શકયા નહિ. જામનગરમાં શાસ્ત્રી નારાયણજી મૂળજી પાસે તેમણે "સિદ્ધાન્ત–કૌમુદી" નો અભ્યાસ શરુ કર્યો; તે સાથે સાહિત્યમાં "શિશુપાલ–વધ" અને અલંકાર શાસ્ત્રમાં "કુવલયાનંદ–કારિકા" પણ ચલાવ્યાં. અહીં તેમને આંખના ખીલનું દર્દ હેરાન કરવા લાગ્યું, તે માટે કેટલોક વખત ઇસ્પીતાલમાં પણ રહેવું પડ્યું, પરંતુ એ દર્દ તેમને અભ્યાસમાં આગળ વધતાં અટકાવી શકે તેમ નહોતું.

જૂનાગઢના સંવત ૧૯૫૭ ના ચાતુર્માસમાં "સિદ્ધાન્ત–કૌમુદી" નો ઉત્તરાર્ધ ત્યાંના એક શાસ્ત્રી પાસે શરુ કર્યો. ૧૯૫૮ ના જેતપુરના ચાતુર્માસમાં રામાનુજ સંપ્રદાયના શાસ્ત્રી ભાગવતાચાર્ય પાસે ન્યાયનો અભ્યાસ "તર્કસંગ્રહ"થી પ્રારંભ્યો. "ન્યાયબોધિની," "નીલકંઠી" તથા "દીપિકા" પૂરી કર્યા બાદ તેમણે "ન્યાયસિદ્ધાંત–મુક્તાવલિ" શરુ કરી અને એક માસમાં "સાધનિકા" સહિત કંઠસ્થ કરી. શ્રાવણ માસ અધિક હોવાથી જેતપુરનું ચાતુર્માસ પાંચ માસનું હતું એટલે અભ્યાસ માટે સારી પેઠે સમય મળ્યો. ચાતુર્માસ પુરં થતાં થતાંમાં તેમણે "દિનકરી" શરુ કરી અને તે જેતપુરમાં પૂરં ન થઇ પણ વિહાર કરીને જૂનાગઢ પહોંચતાં ત્યાં તેમણે પૂરી કરી. એ રીતે છ માસમાં તેમણે ન્યાયના છ ગ્રંથો પૂરા કર્યા.

ચાતુર્માસમાં સંસ્કૃતના અભ્યાસ માટે શાસ્ત્રીની વ્યવસ્થા થઇ શકતી પણ બાકીના આઠે માસના વિહારમાં એવી વ્યવસ્થા શકય નહોતી, એટલે તે કાળમાં શ્રી. રત્નચંદ્રજી કરેલા અભ્યાસનું પુનરાવર્તન કરતા, અને ગુરુના કે બીજા કોઇ વિદ્વાન સાધુના સમાગમને લાભ મળતાં તે જૈન સૂત્રસાહિત્યનો અભ્યાસ આગળ વધારતા. જેતપુરના ચાતુર્માસ પૂર્વે આચાર્ય શ્રી. લાધાજી સ્વામીનો સમાગમ થએલો ત્યારે તેમની પાસેથી શ્રી. રત્નચંદ્રજીએ સમવસરણ, લબ્ધિબંધી, ગમા, દેશબંધ–સર્વબંધ અને કાયસ્થિતિ વગેરે થોકડાનો અભ્યાસ કરી લીધો હતો. ત્યારપછી લીંબડીએ થઇને પુનઃ કચ્છ તરફ સંવત ૧૯૫૯ ના ચાતુર્માસ માટે જવાનું થતાં માર્ગમાં તેમણે પં. ઉત્તમચંદ્રજી મહારાજ પાસે અતિકઠિન "ગાંગીયાના ભાંગા" નામનો થોકડો શીખી લીધો અને નવી રીતે ભાંગાની સુગમ્ય રચના કરી લખી લીધો.

કચ્છમાં પોતાના વતન ભોરારામાં જ ગુરુ સાથે તે એ ચાતુર્માસ રહ્યા, ત્યાં એક કૃપાશંકર શાસ્ત્રી પાસે વ્યાકરણના બીજા ગ્રંથો "મનોરમા" અને "શબ્દેન્દુશેખર" શીખ્યા. એ ચાતુર્માસ પછી

માંડવી જવાનું થયું ત્યાં પં. શ્રી. ઉત્તમચંદ્રજી મહારાજ પાસે "અનુયોગદ્વાર" અને "ચંદ્રપ્રજ્ઞપ્તિ" "સૂર્યપ્રજ્ઞપ્તિ" એ જૈન સૂત્ર-ગ્રંથોનો અભ્યાસ કરવાની તકનો તેમણે લાભ લીધો.

સંવત ૧૯૬૦ ના ચાતુર્માસમાં અભ્યાસ કરાવનાર સંસ્કૃત પંડિતનો યોગ બની શક્યો નહિ. એ મુનિમંડળમાં તે વખતે બે નવદીક્ષિત સાધુઓ શ્રી. રૂપચંદ્રજી અને શ્રી. ઉમેદચંદ્રજી વધ્યા અને શ્રી. શિવજી મુનિ અભ્યાસ માટે સાથે રહ્યા એટલે છ મુનિ-ઓનું એ મંડળ બન્યું. શ્રી. વીરજી મુનિ અને બે નવદીક્ષિતો સાથે શ્રી. રત્નચંદ્રજી એ ચાતુર્માસ અંજારમાં રહ્યા અને ગુરુ શ્રી. ગુલાબ-ચંદ્રજી એક બીજા સાધુ સાથે માંડવીમાં રહ્યા. અંજારમાં સંસ્કૃત અભ્યાસ કે સૂત્રાભ્યાસ આગળ વધારવાની જોગવાઇ ન બની શકી એટલે શ્રી. રત્નચંદ્રજીએ અનુકૂળતા મળવાને લીધે અંગ્રેજીનો, ગણિતનો અને જ્યોતિષ વિદ્યાનો કેટલોક અભ્યાસ કરવામાં એ ચાતુર્માસ ગાળ્યું. ચાતુર્માસ દરમ્યાન સંસ્કૃતનો અભ્યાસ આગળ ન વધી શક્યો, પરંતુ તેનો ખંગ ચાતુર્માસ પછી વળી ગયો, કારણકે શિના-ળાની મોસમ બેસતાં મિથિલાના સુપ્રસિદ્ધ શાસ્ત્રી શશિનાથ ઝા આવી પહોંચ્યા. શાસ્ત્રીજી તે વખતે નવયુવાન હતા પણ સારા પંડિત, સુશીલ અને અભ્યાસીના ઉત્સાહે પોતે ઉત્સાહી બને તેવા હતા, એટલે અભ્યાસાર્થી અને અધ્યાપક બેઉ સમાનશીલ બની ગયા. તેમની પાસે શ્રી. રત્નચંદ્રજીએ ન્યાયનો અભ્યાસ સારી પેઠે આગળ વધાર્યો. "પંચલક્ષણી," "સિદ્ધાન્તલક્ષણ," "અવચ્છેદકત્વ-નિરુક્તિ" એ ત્રણ ન્યાયના ગ્રંથો વિવેચના* સહિત, સાહિત્યમાં "રસગંગાધર," "મૃચ્છકટિક" નાટક, "કુસુમાંજલિ" અને દર્શનશાસ્ત્રમાં "સાંખ્ય-તત્ત્વકૌમુદી" એટલા ગ્રંથોનો અભ્યાસ તેમણે એ પંડિત પાસે કર્યો. એ અભ્યાસમાં સં. ૧૯૬૧ નું ખેડોઈનું ચાતુર્માસ ગયું; પણ ત્યારપછી

* આ વિવેચના સુપ્રસિદ્ધ ન્યાયશાસ્ત્રી પં. બચા ઝાએ કરેલી હતી, તે અતિકઠીન હતી અને તે કાળે છપાઇને પ્રસિદ્ધ થએલી પણ નહોતી.

કચ્છના કાંઠાનાં ગામડાંમાં વિહાર કરતાં શરીરે શીતળા નીકળવાને કારણે અભ્યાસ બંધ રહ્યો. ઝટ માંદગીમાંથી મુક્ત થવાય અને પુનઃ અભ્યાસનો પ્રવાહ આગળ ચાલે એવી જ વૃત્તિની ઉત્કટતા હતી; પંડિતજીએ દેશમાં જવા માટે રજા માંગી પરન્તુ મુનિશ્રીની અભ્યાસની તમન્નાએ બિમારીમાં રગડાતાં પણ તેમને જવા દેવાની ના કહી. શાસ્ત્રીજી રોકાયા પણ ખરા, પરન્તુ તેમના મામા કેશવ ઝાએ તેમને ખૂબ આગ્રહપૂર્વક બે માસ માટે અમદાવાદમાં કોઇ જૈન મુનિઓને ભણાવવા જવા માટે લખ્યું, એટલે છેવટે તે બે માસ પછી પાછા આવવાનું લેખીત વચન આપીને અમદાવાદ ગયા, પરન્તુ તે વચન તે પાળી શકયા નહિ, અને શ્રી. રત્નચંદ્રજીની જ્ઞાનપિપાસા અતૃપ્ત રહી.

સંવત ૧૯૬૨ નું ચાતુર્માસ ગુરુ સાથે ગુંદાલા ગામે કરવાનો નિશ્ચય થયો હતો. કોઈ શાસ્ત્રીને બોલાવવાની તજવીજ પાર ન પડી એટલે એ સમય શ્રી. રત્નચંદ્રજીએ ગુરુ પાસેથી "જીવાભિગમ" અને "પન્નવણા" નો અભ્યાસ કરવા માટે ઉપયોગમાં લીધો. આ વર્ષે મોરબીમાં ભારતવર્ષીય શ્વે. સ્થા. જૈન કોન્ફરન્સનું પ્રથમ અધિવેશન ભરાવાનું હતું, તે પ્રસંગ ઉપર મોરબી જવાનું મુનિઓને નિમંત્રણ મળ્યું હતું અને તેઓએ ત્યાં જવાની તૈયારી પણ કરી હતી, પરંતુ એ અરસામાં ભારે માવઠું થયું, રણમાં પાણી ભરાઈ ગયું એટલે કચ્છની બહાર નીકળી શકાયું નહિ અને મોરબીમાં ભારતવર્ષીય ચતુર્વિધ સંઘને મળવાનો લાભ તેમને મળી શકયો નહિ. ફાગણ માસમાં રણમાં પાણી સુકાયું ત્યારે વેણાસર પાસેનું રણ ઊતરીને તેઓ પુનઃ કાઠિયાવાડમાં આવ્યા.

સંવત ૧૯૬૩ નું ચાતુર્માસ શ્રી. રત્નચંદ્રજીએ ગુરુ સાથે થાનગઢમાં કર્યું. થાનગઢમાં બચા ઝા શાસ્ત્રીની ભલામણથી અભ્યાસ કરાવવા માટે બાલકૃષ્ણ મિશ્ર આવવાના હતા પણ આખા ચોમાસામાં તે આવી શકયા નહિ એટલે મુનિશ્રીએ 'ગાંગીયાના ભાંગા' અને શ્રાવકોનાં વ્રતોના ભાંગાની દેવકુલિકાનાં યંત્રો સવિસ્તાર બનાવવાનું

કાર્ય કર્યું. તે સાથે તેમણે ધારણાશક્તિ-અવધાનશક્તિ કેળવવા માંડી અને પહેલાં આઠ અવધાન કરી જોયાં તે સફળ થયાં. એ શક્તિની વિશેષ કસોટી તેમણે બીજી વાર ૧૭ અવધાનો કરીને અને ત્રીજી વાર જાહેર સભામાં ૫૦ અવધાનો કરીને કરી જોઈ.

ચાતુર્માસ પૂરું કરીને મુનિશ્રી ચોટીલે ગયા, ત્યાં શાસ્ત્રી બાલકૃષ્ણ મિશ્ર આવી પહોંચ્યા. તેમની પાસે મુનિશ્રીએ "વ્યુત્પત્તિવાદ," "શક્તિવાદ," "શબ્દશક્તિ-પ્રકાશિકા," "સામાન્ય નિરુક્તિ," "સાધારણ હેત્વાભાસ" વગેરે ન્યાયના ગ્રંથોનો અભ્યાસ કર્યો. ચોટીલેથી મોરબી અને ત્યાંથી ઉમરડા સુધી શાસ્ત્રીજી સાથે રહ્યા અને અભ્યાસ પણ ચાલુ રહ્યો. ઉમરડાથી શાસ્ત્રીજી દેશમાં ગયા અને શ્રી. રત્નચંદ્રજીના ન્યાયશાસ્ત્રના અભ્યાસની પૂર્ણાહુતિ થઈ.

નોંધપોથીમાં મુનિશ્રી જણાવે છે કે "ન્યાયની પૂર્ણાહુતિની સાથે સંસ્કૃત અભ્યાસની પણ પૂર્ણાહુતિ કરી." વસ્તુતઃ સંસ્કૃતવિજ્ઞ પંડિત પાસે બેસીને અભ્યાસ કરવાની પ્રવૃત્તિ તે સમયે મુનિશ્રીએ પૂરી કરી જણાય છે, પરંતુ સંસ્કૃત ભાષાના સાહિત્યની અભ્યાસાર્થિતા તો ત્યારપછી ચાલુ જ રહી હતી અને સંસ્કૃત ગ્રંથરચનાની પ્રવૃત્તિ તો અવસાનસમય સુધી ચાલુ રહી હતી એમ તેમના ત્યારપછીના જીવન ઉપરથી માલૂમ પડી આવે છે.

**"સંસ્કૃત અભ્યાસની પૂર્ણાહુતિ"**

ત્યારપછીના સં. ૧૯૬૪ ના જેતપુરના ચાતુર્માસમાં તેમણે સંસ્કૃત "ભાવનાશતક" ના વિવિધ વૃત્તયુક્ત કાવ્યગ્રંથની રચના કરી અને એક "કર્તવ્યશતક" ની પણ રચના કરી. એ જ "ભાવનાશતક" મૂળ તેના વિવેચન સાથે પાછળથી ગ્રંથાકારે પ્રકટ થયું હતું અને "કર્તવ્યશતક" વિકાસ પામીને "કર્તવ્યકૌમુદી" નામે બે ગ્રંથોમાં તૈયાર થયું હતું. એ જ વર્ષમાં તેમણે શ્રી. વીરજી મુનિ પાસે "ભગવતી" ની વાચના કરી હતી અને બપોરના અવકાશમાં એક

ગૃહસ્થ પાસે બૌદ્ધ ધર્મનાં અંગ્રેજી પુસ્તકો વંચાવીને તેના રહસ્યબોધનું મનન કર્યું હતું. ચાતુર્માસ પૂરું કરીને જૂનાગઢ તરફ જતાં રસ્તાનાં ગામડાંમાં થોડાં સંસ્કૃત નાટકો વાંચી લીધાં હતાં. આમ સંસ્કૃતની જ નહિ, પણ સૂત્રગ્રંથોની અને અંગ્રેજી ગ્રંથોની વાચના તેમ જ વિવિધ ગ્રંથરચનાદ્વારા તેમની વિદ્યાર્થી અવસ્થા તો સતત ચાલુ જ રહ્યા કરી હતી.

સંસ્કૃત ભાષા અને તેમાં લખાયલા ધાર્મિક તથા ઈતર સાહિત્યના અભ્યાસ તરફ તેમનો વિશેષ પક્ષપાત હતો. એ પક્ષપાતથી તેમની ગ્રંથરચના પણ સંસ્કૃતમાં વિશેષ થઈ હતી. સંસ્કૃત ભાષાનું જ્ઞાન એ જ પાંડિત્યનું મુખ્ય લક્ષણ છે એવી બાલિશ માન્યતા એ સંસ્કૃતપ્રેમની પાછળ નહોતી. એ પ્રેમના કારણ વિષે તેમણે પ્રસંગોપાત્ત જે કાંઈ તેમના પરિચયીઓની સમક્ષ કહ્યું હતું તે આપણે આગળ ઉપર જોઈશું.

( ૩ )

**દેહકષ્ટ અને અભ્યાસ-રતિ**

દસ વર્ષ સુધી અવિચ્છિન્નપણે ચાલુ રહેલી એ અભ્યાસાર્થી દશામાં શ્રી. રત્નચંદ્રજીની વયનાં ૨૭ વર્ષ પૂરાં થયાં હતાં. માત્ર ચાતુર્માસમાં જ ચાર માસની સ્થિરતા, તે સિવાય તો સતત પાદવિહાર કરવાનો, તોપણ તેમણે વિશાળ અભ્યાસ કર્યો હતો, એટલાથી એમની જ્ઞાનોપાસના માટેની ઉત્કટ ધગશનું બરાબર મૂલ્યાંકન થઈ શકતું નથી. એ મૂલ્યાંકન કરવા માટે વિદ્યાર્થીદશામાં તેમને કરવી પડેલી કેટલીક તપશ્ચર્યાનો ખ્યાલ જરૂરી છે. આ તપશ્ચર્યા દર્દોના આક્રમણે કરાવેલી, છતાં એ દેહકષ્ટે તેમની અભ્યાસ-રતિને જરાએ મોળી પડવા દીધી નહોતી.

દીક્ષિત થયા પછી ત્રીજે વર્ષે સં. ૧૯૫૬ માં જ્યારે શ્રી. રત્નચંદ્રજી જામનગરમાં ચાતુર્માસ રહ્યા હતા, ત્યારે તેમને વારંવાર

આંખો ઉપડી આવતી હતી અને ડાક્ટરને બતાવતાં તેમાં ખીલ પડેલા જણાયા હતા. ખીલને લીધે પાણીઝરતી આંખે વાચન થઈ શકતું નહિ અને સામાન્ય દવાઓથી ખીલ મટતા નહિ. આંખોમાં એટલી ગરમી હતી કે એકાદ માસ સુધી હોસ્પીટલમાં કે હોસ્પીટલ નજીક નિવાસ રાખ્યા વિના આંખોની બરાબર સારવાર થઇ શકે નહિ. આ કારણથી ચાતુર્માસ પૂરું થતાં હોસ્પીટલના એક એકાંત ઓરડા-માં તેમને રહેવું પડ્યું હતું. એ સારવારથી તેમને ઠીક-ઠીક આરામ થયો, પણ દર્દ સમૂળગું મટ્યું નહિ. પાંચ-છ માસ સુધી દવા ચાલુ રહી, છતાં કાંઈક કચાશ રહી અને ડાક્ટરે વધુ વખત રહેવા સૂચના કરી, પણ સાધુના કલ્પ મુજબ બીજું ચાતુર્માસ એ જ સ્થળે કરી શકાય નહિ, તેથી જામનગર છોડવું પડ્યું. એ જ વખતે આંખો ઉપર ચશ્મા ચડ્યાં. આંખોને થોડો આરામ થતાં અભ્યાસ તો પાછો ચાલુ થઈ ચૂક્યો જ હતો, એટલે સંપ્રદાયના પાટનગર લીંબડી ખાતેથી એક આગેવાન શ્રાવકનો ઠપકો પણ મળી ચૂક્યો હતો કે "આંખોની દવા માટે ત્યાં રહ્યા છો, તોપછી ભણવાનું શીદને ચાલુ રાખ્યું છે?"

ત્યારપછીના જૂનાગઢના ચાતુર્માસમાં ડા. ત્રિભુવનદાસે શ્રી. રત્નચંદ્રજીની આંખોના ખીલ માટેની સારવાર ચાલુ કરી. અભ્યાસ-માં "સિદ્ધાન્ત-કૌમુદી" તે જ વખતે ચાલતી હતી. જૂનાગઢમાં તે વખતે સખ્ત કોલેરા ચાલતો હતો અને માણસો તથા ઢોરાં પુષ્કળ મરતાં હતાં. મોડે મોડે વરસાદ પડ્યો અને તે પુષ્કળ પડ્યો એટલે શહેરમાં મરડાનો મરજ ચાલ્યો. ચાતુર્માસ રહેલા બધા સાધુઓને વારાફરતી એ દર્દ થઈ ગયું અને પછી તાવની મોસમ ઉઘડી. ચોમાસું પૂરું થતાંમાં તાવે શ્રી. રત્નચંદ્રજી ઉપર આક્રમણ કર્યું અને ડાક્ટરે ક્વિનાઈનથી તાવને હઠાવવા ખૂબ મથન કર્યું. પરિણામે તાવ હઠ્યો ખરો, પણ ક્વિનાઈનના અતિરેકથી પૂંઠે ગરમીને લીધે ગૂમડું ઉપડ્યું. એ ગૂમડાની ઝાઝી દરકાર ન કરતાં તેમણે જૂનાગઢ છોડ્યું અને ધોરાજી ગયા, ત્યાં ગૂમડાની પીડા વધી અને ડાક્ટરે તપાસ

કરીને કહ્યું કે એ તો ભગંદર છે! હવે શાસ્ત્રક્રિયા વિના એ ગૂમડું મટશે નહિ એમ જણાયું, એટલે તે માટે તેમને જૂનાગઢ પાછા ફરવું પડયું. શસ્ત્રક્રિયા બરાબર પાર ઊતરે તે માટે ગૂમડું સારી પેઠે પાકી જવું જોઇએ, અને તે પકવવા માટે બહારથી પોટીસ અને અંદરથી રોટલો ને મરચાં જેવા ગરમ પદાર્થોનું વધુ સેવન કરવું જોઈએ, એવી ડાકટરે સલાહ આપી. બહારના અને અંદરના એ ગરમ ઉપચારની અસર એ થઈ કે ગૂમડું આપોઆપ બેસી ગયું અને શસ્ત્રક્રિયાની જરૂર જ ન રહી. પણ અવારનવાર તાવ તો આવતો જ હતો તે છેક ઊનાળાની ઋતુ આવતાંસુધી ચાલુ રહ્યો અને પછી ઊતર્યો.

ત્યારપછી બે-અઢી વર્ષ શ્રી. રત્નચંદ્રજીનું આરોગ્ય સારું રહ્યું. પરંતુ સં. ૧૯૬૧ના ચાતુર્માસ પછી જે વખતે ન્યાય, વેદાંત અને સાહિત્યનો અભ્યાસ સરસ રીતે ચાલી રહ્યો હતો તે વખતે કચ્છમાં ભોરારામાં તેમને એક વાર સખ્ત તાવ આવ્યો અને તાવમાંથી શીતળાનો વ્યાધિ થયો. એ વ્યાધિમાંથી મુક્ત થતાં બે માસ વીતી ગયા, તેટલો વખત અભ્યાસ બંધ રહ્યો અને સાથે શાસ્ત્રીજી હતા તે બે માસની રજા લઇને ગયા તે પાછા ફર્યા નહિ, એટલે શ્રી. રત્નચંદ્રજીને એ વર્ષે અભ્યાસની પ્રગતિ સંબંધે ખૂબ અસંતોષ રહ્યો.

ત્રણેક વર્ષ પછી તેમને કાનનું દર્દ ઉપડયું. કાનમાં પાક હતો અને તે વહેતો હતો. જૂનાગઢમાં તે માટે જ તેમને દોઢ માસ સુધી રોકાવું પડયું હતું. ત્યાં ઉપચારથી કાન સારો થયો હતો પરંતુ કાનનું દર્દ તેમને વારંવાર ઉપડી આવતું અને લાંબે ગાળે તેની અસરે કાનની થોડી બહેરાશ પણ આણી હતી.

ગળાના ખીલનું દર્દ પણ તેમને સંવત ૧૯૬૬ માં થયું હતું અને તે માટે વાંકાનેરમાં ઉપચાર કરાવવા રોકાવું પડયું હતું. એ દર્દ તેમને વ્યાખ્યાન આપતાં અટકાવી શકયું હતું પરંતુ અભ્યાસ કરતાં

અટકાવી શક્યું નહોતું. આગળ જતાં પણ એ દર્દે તેમને ખૂબ હેરાન કરેલા અને અનેક પ્રકારના ઉપચારો કરવા પડેલા.

પાદવિહાર, જૈન સાધુજીવનની દિનચર્યા, સ્થિર વાસની મર્યાદિતતા, અને દર્દોનાં આક્રમણ: એ બધી વિષમતાઓની વચ્ચે જ્ઞાનોપાસનામાં રત રહેનાર શ્રી. રત્નચંદ્રજીના પછીના જીવનની વિશેષ ઉજ્જવલતાનાં કિરણો તે કાળે જ પ્રકટવા લાગી ચૂકયાં હતાં.



## પ્રકરણ ૩ જું

# ધારણાશક્તિ : અવધાન

(૧)

શ્રી. રત્નચંદ્રજીની ધારણાશક્તિનું દર્શન વિદ્યાર્થી અવસ્થામાં જે કાંઇ થઇ શક્યું હતું તે કરતાં વિશેષ દર્શન તે દીક્ષિત થયા પછી થવા લાગ્યું હતું. અભ્યાસકાળ દરમિયાન એ શક્તિનો પરિચય તેમના ગુરુને અને તેમને અભ્યાસ કરાવનાર પંડિતોને–શાસ્ત્રીઓને થયો જ હતો. અભ્યાસાર્થી દશામાં તેમને કેટલાક શાસ્ત્રીઓએ સંતોષ આપ્યો હતો, જ્યારે કેટલાકે અસંતોષ આપ્યો હતો. એક શાસ્ત્રી સંબંધે તેમની ફરિયાદ હતી કે* "એમનું જ્ઞાન સાધારણ હતું, પણ બીજા શાસ્ત્રીનો જોગ ન હતો એટલે પડયું કામ પૂરું પાડવું એમ ધારી છ માસ સુધી એ શાસ્ત્રીને રાખ્યા." બીજા એક શાસ્ત્રી માટે તેમણે જણાવ્યું છે: "શાસ્ત્રી ભણાવવા આવ્યા, તે ભણેલા હતા પણ કોઇને ભણાવેલ ન હોવાથી ઉપસ્થિતિ કમ હતી, જેથી વચ્ચે રહી જતું. છ મહીના રાખવાના હતા, પણ અઢી મહીને રજા આપવી પડી." અને તેમને મળેલા જે શાસ્ત્રીઓ તેમની અભ્યાસરતિને સંતોષ આપતા તેમની પ્રત્યે તેમણે માન અને પ્રશંસાના ઉદ્‌ગાર પણ કાઢયા હતા. અભ્યાસરતિ ઉપરાંત અસામાન્ય ધારણાશક્તિનો પરિચય કરાવનારી મુખ્ય બાબત એ છે કે જ્યારે તેમને ભણાવનાર શાસ્ત્રીઓ અનુકૂળ મળ્યા હતા ત્યારે તેમણે અભ્યા-

**અભ્યાસ અને ધારણાશક્તિ**

---

* નોંધપોથીમાંથી.

સમાં અસાધારણ પ્રગતિ કરી બતાવી હતી. સંવત ૧૯૫૭ માં તેમણે ૭ માસમાં ન્યાયશાસ્ત્રના ૭ ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો, અને સં. ૧૯૬૦ માં ન્યાયના ત્રણ, સાહિત્યના ત્રણ અને દર્શનશાસ્ત્રના બે, એમ આઠ ગ્રંથોનો અભ્યાસ આઠેક માસમાં પૂરો કર્યો હતો. અસાધારણ ધારણાશક્તિનું એ પરિણામ હતું.

જામનગરમાં જ્યારે પંડિત નારાયણજી મૂળજી પાસે શ્રી. રત્નચંદ્રજીનો અભ્યાસ આગળ વધારાવવાની ત્યાંના શ્રાવકવર્ગે વ્યવસ્થા કરી, ત્યારે પંડિતજીએ એક વિલક્ષણ શરત રજુ કરી. તેમણે કહ્યું કેઃ "જ્યારે હું મકાનનાં પગથિયાં ચડું અને અભ્યાસ કરાવીને ઊતરું ત્યારસુધી હું સંસ્કૃતમાં જ બોલીશ અને સંસ્કૃતમાં જ "સિદ્ધાન્ત કૌમુદી" શીખવીશ, એક પણ ગુજરાતી ભાષાનું વાક્ય નહિ બોલું. એ શરત અભ્યાસી મુનિને માન્ય હોય તો ભલે, નહિતો હું નહિ ભણાવું." શ્રી. રત્નચંદ્રજીનો સંસ્કૃત ભાષાનો અભ્યાસ હજી તો સામાન્ય હતો, એટલે પંડિતજીની શરત તેમને માટે આકરી હતી, તોપણ તેમણે એ શરત માન્ય રાખી અને પંડિતજી પાસે અભ્યાસ શરુ કર્યો. મુનિશ્રીની અભ્યાસની ઉત્કંઠા અને ધારણાશક્તિ તેજસ્વી જોઇને પંડિતજી પ્રસન્ન થયા અને તેમને "સિદ્ધાન્ત–કૌમુદી" ઉપરાંત "શિશુપાલવધ" તથા "કુવલયાનંદ–કારિકા" નો અભ્યાસ પણ સાથે સાથે જ કરાવવા માંડ્યો અને તે વધુ અભ્યાસ માટે વધુ પુરસ્કારની પણ ઇચ્છા દર્શાવી નહિ.

(૨)

ધારણાશક્તિના પ્રાબલ્યે અવધાન-શક્તિનો તેમનામાં વિકાસ કર્યો હતો. अव + धा ( ધારણ કરવું ) + अन = अवधान. અવધાન એ એકી સાથે અનેક વસ્તુઓને ચિત્તમાં ધારણ કરી રાખવાની ક્રિયા છે. એ શક્તિ જેમ જેમ ખીલે છે તેમ તેમ સ્મૃતિનું સરોવર વધુ ને વધુ વિશાળતાને પામતું જાય છે.

**અવધાન**

દસેક વર્ષ સુધીના સતત વિદ્યાભ્યાસ અને શાસ્ત્રાભ્યાસ પછી તેમની અવધાનશક્તિનો પ્રભાવ દેખાવા લાગ્યો હતો. અવધાન-શક્તિ એ એક વિરલ શક્તિ છે. સ્વ. પંડિત શ્રી ગટુલાલજીમાં એ શક્તિ હતી. મોરબીના સ્વ. શીઘ્રકવિ પં. શંકરલાલ માહેશ્વર પણ સરસ અવધાનો કરી શકતા. પં. શંકરલાલ સંસ્કૃત ભાષાના પરમ પંડિત હતા અને કેટલાંક સંસ્કૃત કાવ્યો તથા નાટકો તેમણે લખ્યાં હતાં. એમનાં અવધાનોમાંથી પ્રેરણા મેળવીને સ્વ. શ્રીમાન્ રાજચંદ્રજી પણ અવધાન કરતા. એકી સાથે સો અવધાનો તેમણે કરી બતાવેલાં. શ્રી. રત્નચંદ્રજીએ સૌથી પહેલાં સં. ૧૯૬૨ના ચાતુ-ર્માસમાં પહેલી વાર ૮, બીજી વાર ૧૭ અને ત્રીજી વાર જાહેર સભામાં ૫૦ અવધાન કાઠિયાવાડના થાન ગામમાં કર્યા હતાં.

**ચિત્તની ત્રણ ક્રિયાઓ**

અવધાનમાં ચિત્તની અનુક્રમે ત્રણ ક્રિયાઓ થાય છે. (૧) ગ્રહણ, (૨) ધારણ, (૩) સ્મરણ. ગ્રહણમાં ચિત્તની એકાગ્રતા અથવા ધ્યાન આવશ્યક હોય છે, ધારણમાં પ્રતિભા-દ્વારા ચિત્તમાં ઉત્પન્ન કરેલી મનોમૂર્તિ કિંવા કલ્પનામૂર્તિ સાથે ગ્રહણ કરેલી વસ્તુનું તાદાત્મ્ય સાધવાની વ્યવસ્થાશક્તિ આવશ્યક હોય છે, અને સ્મરણ માટે ચિત્તની સંપૂર્ણ સ્વસ્થતા અથવા સુદૃઢતા આવશ્યક હોય છે. ચિત્તની એ ત્રણે ક્રિયાઓ યથાનુક્રમે પરિપૂર્ણ થાય છે ત્યારે અવધાન નિષ્પન્ન થાય છે.

સામાન્ય માણસોમાં જ નહિ પણ વિદ્વાનોમાંયે બહુધા એ ત્રણે ક્રિયાઓ કરનારી શક્તિ સુવ્યવસ્થિત રીતે કાર્ય કરતી હોતી નથી, અને તેમણે શક્તિને કેળવવાની જરૂર હોય છે. એ શક્તિનું બીજ તો સર્વ મનુષ્યોમાં રહેલું હોય છે, કોઇમાં ન્યૂન અને કોઇમાં વિશેષ સ્વરૂપે એ શક્તિ ખીલેલી પણ હોય છે, પરંતુ અભ્યાસદ્વારા તેની વિશેષ ખીલવણી કર્યા વિના અવધાનશક્તિ પ્રાપ્ત થતી નથી.

કોટીન્જનમાં એક વાર માનસવિજ્ઞાનવેત્તાઓની એક પરિષદ

મળી હતી તેમાંનો એક પ્રસંગ સી. ઇ. એમ. જોડે વર્ણવી બતાવ્યો છે તે આ શક્તિની સ્વાભાવિક ન્યૂનાધિકતાનો ખ્યાલ આપે છે. પરિષદ મળી હતી તે ખંડમાં એકદમ એક વિદૂષક ધસી આવ્યો અને તત્ક્ષણ તેની પાછળ એક સીધી પણ ધસી આવ્યો. સીધીએ વિદૂષકને પકડ્યો, તેના પર એ કૂદી પડ્યો અને વિદૂષકને ભોંયે પછાડ્યો; ભોંય પર ખૂબ કુસ્તી ચાલી, તેને અંતે પીસ્તોલનો એક બાર થએલો સંભળાયો, કે તુરત વિદૂષક ઉઠ્યો અને ખંડની બહાર નાસી ગયો જેની પાછળ સીધી પણ બહાર જતો રહ્યો. આ આખો બનાવ માત્ર ૨૦ સેકંડમાં બની ગયો. એ બનાવ અગાઉથી ગોઠવી રાખવામાં આવેલો હતો, તેનો પ્રયોગ પણ પહેલાં કરી જોવામાં આવ્યો હતો અને તેના ફોટોગ્રાફો લઈ રાખ્યા હતા, તે મુજબ જ તેની ભજવણી પરિષદની વચ્ચે થઇ હતી. પ્રયોગ પૂરો થતાં તુરત જ પ્રમુખે જાહેર કર્યું કે–આ બનાવ સંબંધે અદાલતમાં કેસ ચલાવવામાં આવનાર છે, માટે દરેક સભાસદે બનાવનું અક્ષરશઃ વર્ણન–પોતે જેવું જોયું હોય તેવું હુબહૂ–લખી આપવું. આ માંગણીના જવાબમાં ચાળીસ સભાસદો તરફથી વર્ણનો લખાઈ આવ્યાં હતાં જેમાંનું ઉત્તમ એટલે કે ઓછામાં ઓછી ભૂલોવાળું છતાં ૨૦ ટકા જેટલી ભૂલોવાળું માત્ર એક જ વર્ણન હતું. બાકીનાંમાં ૧૪ વર્ણનોમાં ૨૧ થી ૪૦ ટકા ભૂલો હતી અને ૧૩ માં ૫૦ ટકાથી પણ વધુ ભૂલો હતી. બીજી રીતે વર્ગીકરણ કરતાં ૪૦ માંનાં ૧૦ વર્ણન તદ્દન ખોટાં, ૨૪ અર્ધાં ખોટાં અને ૬ લગભગ સાચાં જેવાં હતાં. આ ઉપરથી જોઈ શકાય તેમ છે કે સામાન્ય કે વિદ્વાન માણસમાં પણ ગ્રહણ, ધારણ અને સ્મરણની શક્તિ અમુક મર્યાદા સુધી જ ખીલેલી હોય છે.

એક વિદ્યાર્થી પોતાના પિતાને જ્યારે કહે છે કે 'સાંજે ઘેર આવો ત્યારે મારે માટે એક નોટબૂક લેતા આવજો' ત્યારે પિતાને તે કાર્ય કરવાનું ધ્યાનમાં રાખવા માટે કેટલોક ખાસ યત્ન કરવો

**ધારણાની યાંત્રિક પદ્ધતિ**

પડે છે. જે વસ્તુ નિત્ય કરવાની ટેવ પડી હોય છે તે તો તુરત સાંભરી આવે છે જેમકે સાંજે દુકાનેથી કે ઓફીસેથી ઘેર આવતાં શાક લેતા આવવાનું વગેરે; પણ એકાદ દિવસ કાંઇ ખાસ કામ કરવાનું હોય છે ત્યારે તેને સ્મરણમાં રાખવા વિશિષ્ટ યત્ન કરવો પડે છે. એવે વખતે તે માણસ પોતાના રુમાલને છેડે ગાંઠ વાળે છે અને શાક લેતી વખતે રુમાલની ગાંઠ જોવામાં આવે છે કે તુરત તેને પુત્રે મંગાવેલી નોટબૂક સાંભરી આવે છે. આમ નોટબૂક અને રુમાલની ગાંઠ એ બેઉનું જોડાણ તેણે કર્યું હોય છે તેથી તે કાર્ય તે સંભારીને પૂરું કરી શકે છે. ધારણાની શક્તિ દુર્બળ હોય છે ત્યારે રુમાલની ગાંઠ કે એવી કોઇ બીજી વસ્તુ મદદ કરે છે અને તેને સ્મરણ કરાવે છે, એટલે તે 'સાવધાન' અર્થાત્ સ–અવધાન બની શકે છે. પરંતુ સ–અવધાન બનવાની એ યાંત્રિક રીત છે. તેથી ગ્રહણ–ધારણ–સ્મરણની શક્તિનો વિકાસ થતો નથી, તેને સ્થૂળ અવલંબન ઉપર આધાર રાખવો પડે છે.

કેટલાકો એક વસ્તુ યાદ રાખવાને માટે તેનું પુનઃ પુનઃ મનન કરે છે, કોઇ પુસ્તકમાંની કંડિકા યાદ રાખવા માટે તેને ગોખે છે, તો કેટલાકો યાદ રાખવા જેવા જરૂરી વિભાગો માટે પુસ્તકમાંના શબ્દો કે કંડિકાઓની નીચે લાલ–ભૂરી પેન્સીલથી લીંટીઓ દોરે છે. સ્મરણ માટેની એ બધી રીતો પણ યાંત્રિક જ છે.

પરન્તુ સ્મરણશક્તિને દઢાવવાની વિશિષ્ટ રીત જુદી જ છે. માણસ નેત્રવડે અવલોકન કરીને, હાથ કે શરીરના કોઈ પણ ભાગની

**સ્મરણને દઢાવવાની વિશિષ્ટ રીત**

ત્વચાવડે સ્પર્શ કરીને, કાનવડે શ્રવણ કરીને, નાકવડે સૂંઘીને કે ખાદ્ય વસ્તુ હોય તો જીભવડે સ્વાદ લઇને કોઇ પણ વસ્તુના દશ્ય, આકાર, ધ્વનિ, ગંધ કે સ્વાદને ગ્રહણ કરે છે. એ ગ્રહિત તત્ત્વને તે ધારણ ત્યારે જ કરે છે કે જ્યારે તે

તેનું પૃથક્કરણ, તુલના, અર્થવિશેષ કે ગુણવિશેષને ચિત્તમાં નિષ્પન્ન કરે છે. એ ધારણ કરેલા તત્ત્વને સ્મરણમાં દઢાવવાને તેજસ્વી પ્રતિભા કે કલ્પનાશક્તિની જરૂર હોય છે. ધારણ કરેલાં અનેક તત્ત્વોનો ચિત્તમાં વિશિષ્ટ અર્થાનુભવ થાય, તેનું વર્ગીકરણ થાય, અને પછી જે એકસૂત્રતા બંધાય કે સુવ્યવસ્થિતતા નીપજે તે દ્વારા જ સ્મરણમાં તે તત્ત્વની દઢતા સ્થપાય. આ એકસૂત્રતા કે સુવ્યવસ્થિતતા સામાન્ય વ્યવહારમાં થોડા યત્ને સ્થપાયા કરે છે, પરન્તુ જ્યારે અનેક વસ્તુઓને સ્મરણમાં દઢાવવાની હોય છે ત્યારે તે કાર્ય સહજ બની શકતું નથી. તે માટે પ્રતિભાવડે મનોમૂર્તિ નીપજાવવી પડે છે અને તેની સાથે ધારણ કરેલા તત્ત્વની એકસૂત્રતા કે વ્યવસ્થા સ્થાપવી પડે છે. આમ દઢાવેલું સ્મરણ અવધાનરૂપ બને છે.

ધારો કે અવધાનકારની સમક્ષ દસ જુદા જુદા માણસોને ઊભા કરવામાં આવે છે અને તેમના ચહેરા ઓળખી લેવાનું તેને કહેવામાં આવતાં તે દરેકનું નામ તેને સંભળાવવામાં આવે છે; એક માણેકલાલ, બીજો રતિલાલ, ત્રીજો પ્રભુદાસ, ચોથો દિનમણિશંકર, પાંચમો દેવદત્ત ઇત્યાદિ. આંખો ચહેરાનું દર્શન કરે અને કાન નામનું શ્રવણ કરે તે ગ્રહણકાર્ય થયું. તે ચહેરા અને નામ બેઉ ધારણ કરવાને અવધાનકાર માણેકલાલના ચહેરામાંથી માણેકના આકારનું તેનું નાક કલ્પશે અથવા માણેકનો લાલ રંગ તેની આંખોમાંથી શોધીને અર્થાનુકૂળ રીતે માણેકલાલ શબ્દ તથા તેના ચહેરાની વિશેષતાને ચિત્તમાં ધારણ કરી લેશે. રતિલાલના ચહેરા તથા નામને ધારણ કરવાને રતિ એટલે ચણોઠીના રંગ–આકારની સાથે તેના કોઈ અંગનું સામ્ય કલ્પીને બંધ બેસાડશે પણ સાવધ રહેશે કે માણેકલાલના રંગ–આકારની કલ્પના સાથે રતિલાલના રંગ–આકારની કલ્પના સેળ–ભેળ ન થઈ જાય. પ્રભુદાસની પિછાણ માટે પ્રભુ શબ્દના અર્થને અનુકૂળ આવે તેવી વિશિષ્ટતા તેના ચહેરામાંથી શોધી કાઢશે, દિનમણિશંકરને માટે દિનમણિ–સૂર્યની સાથે તેનું જોડાણ થાય તેવી

વ્યવસ્થા ધારી લેશે અને દેવદત્તને યાદ રાખી લેવાને માટે દેવ તથા પ્રભુ સેળ-ભેળ ન થઇ જાય તેવી સાવચેતી રાખીને તેની રેખાઓમાં દેવની કે દેવદત્ત નામના શંખની કલ્પના કરી લેશે. દસ-પંદર જેટલા માણુસોને ઓળખવાના હોય તેટલાને તે આ રીતે ઓળખી લેશે, અને પછી ભલે તે બધાંનાં કપડાં ફેરબદલ કરાવી નાંખવામાં આવે તોપણ તે પોતાની પ્રતિભાજનિત, અર્થાનુકૂળ સુવ્યવસ્થા વડે બધાને નામ સાથે ઓળખી આપશે. આમાં પણ પુનઃ અનુક્રમસંખ્યા યાદ રાખવાની હશે તો વળી તે પોતાના ચિત્તમાં એક વ્યવસ્થાની સાથે બીજી વ્યવસ્થા પણ ઉપજાવી લેશે. દસ માણુસ હશે તો તે દશાવતારની કલ્પના કરશે અને પહેલા મત્સ્યાવતારની સાથે માણેકલાલનું જોડાણ કરશે, બીજા વરાહાવતારની સાથે રતિલાલનું જોડાણ કરશે, ઇત્યાદિ.

મી. તીમોથી નામના એક ગુજરાતી ખ્રિસ્તી ભાઇ બસો-ત્રણ સો અવધાન એકી સાથે કરતા. તેમણે એક વાર પોતાના અવધાનશક્તિના અભ્યાસ વિષે ખુલાસો કરતાં કહ્યું હતું: "હું જ્યારે ગુજરાતી સાતમા ધોરણમાં અભ્યાસ કરતો હતો ત્યારે મને ઇતિહાસ કોઈ રીતે યાદ રહી શકતો નહોતો અને ઇતિહાસમાં હું વારંવાર નાપાસ થતો. પછી મેં નિશાળની પાસેના એક બગીચામાં જઇને ઇતિહાસ વાંચવા માંડ્યો. ઇતિહાસમાંના પ્રસંગો યાદ રાખવાને હું મારી આસપાસનાં વૃક્ષોને ઇતિહાસમાંની વ્યક્તિઓરૂપે કલ્પતો અને પછી તેમની વચ્ચે લડાઈઓ, સંધિઓ, ઇત્યાદિનું કલ્પનાવડે જોડાણ કરતો. અને જ્યારે હું ઇતિહાસના પ્રશ્નોના જવાબ લખવા બેસતો ત્યારે મારી આંખો સમીપે એ બગીચાનાં વૃક્ષો મૂર્તિમંત ઐતિહાસિક પાત્રો બની જતાં અને જાણે તેઓ લડતાં, બોલતાં, દોડતાં હોય, તેમ કલ્પનાચક્ષુવડે જોઇને હું લખી લેતો. આથી મને ઇતિહાસ એટલી સરસ રીતે યાદ રહ્યો કે પરીક્ષામાં તે વિષયમાં વધુમાં વધુ માર્ક્સ મળ્યા." મી. તીમોથીએ પોતાની ધારણાશક્તિને ખૂબ જ યંત્રવત્ બનાવી હતી. તે પોતાના ચિત્તમાં ૨૦૦-૩૦૦ સગાં તથા મિત્રોને

ક્રમવાર ધારણ કરીને ફરતા અને તેમની સાથે પોતાને યાદ રાખવાનું કહેવામાં આવે તે અક્ષરો, શબ્દો, વાક્યો કે સંખ્યાઓનું જોડાણ કરીને ચિત્તમાં નોંધી લેતા. તેમની શક્તિ આ મર્યાદામાં બંધાઈ રહી હોવાથી પ્રશ્નોના એકસરખા પ્રકારોના જ પ્રયોગો તે કરી બતાવતા. આ પ્રયોગોમાં બુદ્ધિવ્યાપારને અવકાશ રહેતો નહિ. શ્રીમાન્ રાજચંદ્ર અને શ્રી. રત્નચંદ્રજીનાં અવધાનોના પ્રકારો તેથી ઘણે અંશે જુદા પડતા હતા, કારણકે તેમાં પ્રતિભાને પુષ્કળ અવકાશ હતો.

**શ્રી. રત્નચંદ્રજીની ધારણાની રીતિ**

સ્મરણમાં રાખવાની વસ્તુઓને ચિત્તમાં દઢાવવાની જે પ્રક્રિયાઓ ઉપર દર્શાવી છે તેમાં યાંત્રિકતા ઉપરાંત પ્રતિભા તથા કલ્પનાને અવકાશ હોવા છતાં શ્રી. રત્નચંદ્રજી અવધાનની પોતાની અનોખી રીતિને અનુસરતા. યાંત્રિક પદ્ધતિએ સ્મરણમાં દઢાવવા જેવા પ્રયોગો તે પસંદ કરતા નહિ અને કલ્પનાદ્વારા મનોમૂર્તિનું સર્જન કરીને તેની સાથે પ્રયોગવસ્તુનું જોડાણ કરવાનું પણ તે જવલ્લે જ કરતા. વસ્તુના અર્થવાહક પ્રશ્નોને તે અર્થની એકસૂત્રતા વડે ચિત્તમાં ધારણ કરી લેતા અને અર્થ ન નીકળે કિંવા ન સમજી શકાય તેવા પ્રકીર્ણ અક્ષરો, શબ્દો, આંકડા ઈત્યાદિ ને ચિત્તમાં દઢાવવાને તે ઊંડું મનન કરી લેતા. લાંબી શુષ્ક શબ્દાવલિ કે અક્ષરાનુક્રમ કે ત્રૂટક-છૂટક આંકડાઓની હારને પ્રયોગોમાં બનતાંસુધી તે દાખલ કરતા નહિ કારણકે તે યાદ રાખવાને જે યાંત્રિક પદ્ધતિનો ઉપયોગ કરવો પડે તે તેમને ઈષ્ટ જ લાગતી નહિ. એવા પ્રયોગો કોઈ વાર દાખલ થતા તો તે ઉંડા મનન વડે જ ચિત્તમાં દઢાવી લેતા.

એક માનસવિજ્ઞાનવેત્તા કહે છે કે "વસ્તુઓને અને તે વસ્તુઓ તથા મન વચ્ચેના સંબંધને સંગ્રહી રાખવાની તમારા મનની શક્તિ હમેશાં મર્યાદિત હોય છે. તમારી આસપાસ બની રહેલા જે

**ભૂલવાની શક્તિ**

જે પ્રસંગોને તમે ધ્યાનમાં રાખી શકો તે કરતાં વધારે પ્રસંગોને તમે તમારા મનમાં નોંધી રાખી શકો નહિ, તેમ જ જ્યારે જોઈએ ત્યારે તેને સ્મરણમાંથી ખેંચી કાઢવાની આશા રાખી શકો નહિ. જો તમે ઘણું બધું યાદ રાખી લેવાનો યત્ન જાણી જોઈને કર્યા જ કરો તો તમારો હેતુ નિષ્ફળ જવાનો અને તમને કશું યાદ રહી શકવાનું નહિ." * ગમે તેટલી અવધાનશક્તિ કેળવી શકનાર મનુષ્યના સંબંધમાં પણ આ વાત સાચી છે; તેથી અવધાનકારે જેવી રીતે સ્મરણને દઢાવતાં શીખવાની જરૂર હોય છે તેવી રીતે ભૂલી જતાં શીખવાની પણ જરૂર હોય છે. શ્રી. રત્નચંદ્રજીએ અવધાનના પ્રયોગોપૂરતી ભૂલી જવાની શક્તિ સંપાદન કરી હતી, એટલું જ નહિ પણ પૂર્વ કે ઉત્તર જીવનના બીનજરૂરી પ્રસંગોને પણ સ્મરણમાંથી વિદાય કરવા માટેની અનુકૂળ ચિત્તસ્થિતિ સંપ્રાપ્ત કરી હતી, એવો તેમના પરિચયીઓને અનેક વાર અનુભવ થયો હતો.

કાઠિયાવાડ, ગુજરાત, મુંબઈ, મધ્ય હિંદ અને ઉત્તર હિંદમાં જ્યાં જ્યાં તેમણે વિહાર કર્યો હતો ત્યાં ત્યાં જુદે જુદે સ્થળે અવધાન-

**અવધાન-પ્રયોગોનું પૃથક્કરણ**

પ્રયોગો કર્યા હતા. આઠ અવધાનથી શરુઆત કરીને ૧૦૧ અવધાન સુધીની શક્તિ તેમણે પ્રાપ્ત કરી હતી.† ઉત્તર હિંદના વિહારના

---

* The capacity of your mind to store up images and the associations between them is limited. You cannot register every thing so that you can hope to recall it, any more than you can attend to every thing that is happening around you. If you conscieously endevour to remember too much, you will defeat your own object, and remember nothing.

—"*Memory, Concentration and Habit.*"

† જુઓ પરિશિષ્ટ ૨; ૧૦૧ અવધાનોના કાર્યક્રમ છતાં સમયના અભાવે વધુમાં વધુ ૮૬ અવધાનો તેમણે ગુરુકુલ–પંચકુલામાં કર્યાં હતાં.

સમયથી તે જૈન અને જૈનેતર જનતામાં સામાન્ય રીતે "શતાવધાની" ના નામથી જ ઓળખાવા લાગ્યા હતા.

અવધાનોમાંના કેટલાક પ્રયોગો ગુજરાતી, હિંદી, મરાઠી, સંસ્કૃત, પ્રાકૃત, અંગ્રેજી, ફારસી, ઉર્દૂ ઈત્યાદિ ભાષાનાં વાક્યો ગ્રહણ કરીને અવધાન–પ્રયોગોની પૂર્ણાહુતિ વખતે અનુક્રમે બોલી જવાના હતા. કેટલાક પ્રયોગો ગણિતને લગતા અર્થાત્ સરવાળા–ગુણાકારના હતા, કેટલાક પ્રયોગો વાર–તારીખ–માસ ઇત્યાદિની ગણત્રીના હતા, કેટલાક જ્યોતિષ વિદ્યાને લગતા હતા અને કેટલાક યંત્રોમાં પૂરવાના આંકડાને લગતા હતા. આવા ગણત્રીના અને ધારણાના પ્રયોગો સિવાયના બીજા પ્રયોગો અનેરા પ્રકારના હતા.

પ્રશ્નાત્મક પ્રયોગોની વચ્ચે તે ગુજરાતી, હિંદી કે સંસ્કૃત કથા કિંવા વ્યાખ્યાન શરુ કરતા અને એ કથા–વ્યાખ્યાનનો એક ભાગ કહી, બાકીનો મુલતવી રાખી, વચ્ચે નવા પ્રશ્નો લેતા. એમ પ્રશ્નો લેવાનું અને વ્યાખ્યાન આપવાનું કિંવા નિબંધલેખન કરાવવાનું તે ચાલુ રાખતા અને વ્યાખ્યાન કે લેખનની સંકલનામાં ક્ષતિ આવવા દેતા નહિ.

પરન્તુ પ્રશ્નો સામાન્ય રીતે યાદ રાખવાની વસ્તુમાં જ બંધાઈ રહેતા નહિ. એ પ્રશ્નો જેમ વિવિધતાયુક્ત હતા તેમ કોણ કયો પ્રશ્ન પૂછશે તે કલ્પી પણ શકાતું નહિ. કેટલાક પ્રશ્નો એવા પુછાતા કે સ્વાભાવિક રીતે ક્લિષ્ટ લાગ્યા વિના રહે નહિ.

**ક્લિષ્ટ પ્રશ્નો**

લીંબડીમાં અવધાનપ્રસંગે એક શાસ્ત્રીએ પ્રશ્ન કર્યો: " વેદાંત અને સાંખ્ય મતના તારતમ્યનું નિરૂપણ કરે તેવો એક નવો શ્લોક રચી આપો." શ્રી. રત્નચંદ્રજીએ તુરત શ્લોકનાં બે પદો લખાવ્યાં અને બીજાં બે પદો, વચ્ચે બીજા આઠ પ્રશ્નો થયા બાદ લખાવ્યાં; અને એ રીતે આખા શ્લોકની સુઘટિત રચના બની:

**एकमेव परं तत्त्वं, वेदान्तिनां च सम्मतम् ।**
**प्रकृतिः पुरुषाद् भिन्ना, द्वैतं सांख्यमताश्रितम् ॥***

ભાવનગરમાં અવધાનપ્રસંગે એક પૃચ્છકે એક પાદપૂર્તિ કરી આપવાનો પ્રશ્ન મૂક્યો. પાદપૂર્તિ હતીઃ "નીર નેવનાં મોભે ચડે" અને શ્રી. રત્નચંદ્રજીએ પાદપૂર્તિ કરી આપતાં એ આયાત–નિકાસ કરનારા બંદરી શહેરની સભાને લપડાક ચોડી દીધીઃ

"બહુ યત્ન કરી પેદા કરે, આ દેશના ખેડૂ ખરે,
તે રૂ વણિકો મોકલે જાપાન ને યૂરપ અરે!
કાપડ મગાવી વાપરે, ખેડૂ જનો ભૂખ્યા રડે,
દુનિયા સકળ દેખે અહા : નીર નેવનાં મોભે ચડે!"

કોઇ કોઈ પ્રશ્નો અવધાનકારને ગૂંચવણમાં પણ મૂકતા. અમદાવાદની અવધાનસભામાં કવિ શ્રી નાનાલાલે પાદપૂર્તિ માંગીઃ "આયુષ્યનું અમૃત સાધુતા છે." આ કયો છંદ? લક્ષણ તો 'ઉપજાતિ'નું હતું, એટલે મુનિશ્રીએ પૂછ્યું: "કવિશ્રી! આપે ઉપજાતિ છંદ પસંદ કર્યો છે?" કવિશ્રીએ હા કહી, એટલે મુનિશ્રીએ ફરી કહ્યું: "ઉપજાતિમાં પાંચમી શ્રુતિ ગુરુ જોઇએ અને તમે આપેલી પંક્તિમાં પાંચમી એટલે 'અમૃત' શબ્દની પહેલી શ્રુતિ 'અ' લઘુ છે." કવિશ્રીએ ખુલાસો કર્યોઃ "'અમૃત' શબ્દનો ઉચ્ચાર ગુજરાતી ભાષાની ઉચ્ચારશૈલી મુજબ મેં 'અમ્રત' કર્યો છે, અને 'મ્ર' જોડાક્ષર હોવાથી 'અ' ગુરુ બન્યો છે." એ ખુલાસાથી 'અ'ને ગુરુ ગણવાની અને પાદપૂર્તિ 'ઉપજાતિ' છંદમાં જ કરવાની પૃચ્છકની પરવાનગી મળી, એટલે તેમણે પાદપૂર્તિ રચી આપીઃ

"બુદ્ધિ તણું અમ્રત સત્યજ્ઞાન,
યોગી તણું અમ્રત આત્મભાન,

---

* અર્થાત્—વેદાન્તીઓને એક જ પરમ તત્ત્વ (પરબ્રહ્મ) માન્ય છે, અને પ્રકૃતિ પુરુષથી ભિન્ન છે એવો દ્વૈત મત સાંખ્યોને માન્ય છે.

વિજ્ઞાનનું અમ્રત મુક્તતા છે,
આયુષ્યનું અમ્રત સાધુતા છે. ''

એ જ સભામાં એક બીજા પૃચ્છક શાસ્ત્રી શ્રી રામકૃષ્ણ હર્ષજીએ એવો એક નવો શ્લોક માંગેલો કે જેમાં **वेङ्कटेशः** શબ્દ અંતર્લાપિકામાં ગોઠવાય. એ શબ્દ એવો છે કે જેને અંતર્લાપિકામાં ગોઠવી શકાય જ નહિ! **ङ्क** અને **शः** એવા પ્રથમાક્ષરોવાળા શબ્દો જ હોઈ શકે નહિ. આથી મુનિશ્રીએ પૂછ્યું: "દરેક પાદના પ્રથમાક્ષરમાં જ અંતર્લાપિકા આવે તેમ કરવું?" સભાના પ્રમુખ શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ એવી અંતર્લાપિકાની અશકયતા સમજી ગયા, એટલે તેમણે કહ્યું: " શાસ્ત્રીજીએ શબ્દ એવો પસંદ કર્યો છે કે એવા અક્ષરો પાદના પ્રથમાક્ષરો તરીકે લાવી શકાય જ નહિ, એટલે અંતર્લાપિકાના અક્ષરો વચમાં આવે તોપણ ચલાવી લેવા જોઇએ." પ્રમુખના એ નિર્ણય પછી મુનિશ્રીએ શ્લોક નીચે મુજબ રચી આપ્યો:

**वेपते मनुजो मिथ्या ।**
**सङ्कटे हि समागते ॥**
**शोचनीयो पुरैवेदं ।**
**संकटं ह्रियते कथम् ॥** *

**શીઘ્રકવિત્વ અને સુભાવિતો**

સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી પાદપૂર્તિઓ તથા નવીન શ્લોક-રચનાઓની માંગણી જ્યારે અવધાન-સભાઓમાં પ્રશ્નકારો તરફથી થતી ત્યારે સ્વાભાવિક રીતે જ શીઘ્રકવિત્વની અપેક્ષા રહે. શીઘ્રકવિત્વ એક રીતે ચમત્કારિક લાગે છે, કવિતારચનાની

* આ શ્લોકમાં લીંટી નીચે દોરેલા અક્ષરોમાં **वेङ्कटेशो** ( **वेङ्कटेशः** ) વંચાય છે. તે શ્લોકનો અર્થ એવો થાય છે કે, જ્યારે સંકટ આવી પડે છે, ત્યારે જ માણસ સંકટને રડવા બેસે છે પણ તે મિથ્યા છે; વસ્તુતઃ સંકટ આવ્યા પહેલાં જ સંકટ કેમ ન આવે અથવા કેમ નાશ પામે તેનો વિચાર કરી રાખવો જોઇએ.

એવી શક્તિ શ્રોતાઓને મુગ્ધ કરે છે, અને ભૂતકાળમાં શીઘ્રકવિઓની કવિતાઓના મનોરંજનથી મંત્રમુગ્ધ બનેલી સભાઓની વાતો ઘણી વાર વાંચવામાં તથા સાંભળવામાં આવે છે. પરન્તુ કવિતારચનાની શીઘ્રતા એ કવિની શક્તિનો ગુણ છે–કવિતાનો પોતાનો ગુણ નથી. આથી શીઘ્રતાપૂર્વક રચાયલી કવિતાઓ અણીશુદ્ધ પદ્યો તો બને છે પરંતુ ઉત્તમ ગુણોપેત કવિતાઓ બહુધા નથી બનતી. વિચાર–સંભાર કિંવા અર્થઘનતાની દૃષ્ટિએ શીઘ્રકવિતાઓ અધિકાંશે ન્યૂન ગુણયુક્ત બને છે. પરન્તુ આ અવધાન–સભાઓમાં શ્રી. રત્નચંદ્રજીએ શીઘ્ર રચેલા કેટલાક શ્લોકો તો સુંદર સુભાષિતોની ગણનામાં આવે તેવા છે. ભાષા પરનું પ્રભુત્વ અને વૃત્તરચનામાં નિપુણતા ઉપરાંત મર્મગ્રાહી દૃષ્ટિ અને તેજસ્વી પ્રતિભાના યોગે કરીને એ શીઘ્રરચનાઓ સરલ સુભાષિત શ્લોકો સમી બની છે. એવી થોડી વાનગી આ રહી:

**वसन्ततिलका**

**क्षेत्रं शिवं कनकरूपमिदं तथापि ।**
**क्लेशेन भारतनृणामभवद्दरिद्रम् ॥**
**तेनाधुनाऽहह विभाति वनोपमं तन्–**
**मन्येऽधमं कलहवायुनिदानमेतत् ॥ ***

અર્થ—કલ્યાણરૂપ અને સોના જેવી જે આ ભારતભૂમિ હતી તે આજે ભારતવાસીઓના પરસ્પર ક્લેશને લીધે અકિંચન–દરિદ્ર બની ગઇ છે, જેથી તે રણના જેવી જણાય છે અને રણ બનવાનું કારણ હું એવું માનું છું કે કલહરૂપ વાયુના વંટોળનું જ એ પરિણામ થયું છે.

* અમદાવાદમાં શ્રી. કેશવલાલ હ. ધ્રુવે 'રણમાં વંટોળ' વિષે માંગેલો શ્લોક.

### अनुष्टुप्

**स्वच्छो वायुः क्षितिः स्वच्छा, जनानां मानसं तथा ।**
**अल्परोगस्ततः प्रोक्तं, ग्राम्यजीवनमुत्तमम् ॥ ***

અર્થ—હવા ચોકખી, ધરા ચોકખી, ચિત્ત ચોકખાંય લોકનાં,
રોગો થોડા કહ્યું તેથી, ગ્રામ્ય જીવન ઉત્તમ.

### द्रुतविलंबित

**सरलता हृदयस्य विभूषणं ।**
**विनयिता वचनस्य विभूषणम् ॥**
**सुचरितं नरदेहविभूषणं ।**
**'परिमलं कुसुमस्य विभूषणम्' ॥**
**दिनकरो गगनस्य विभूषणं ।**
**सुनृपतिर्नगरस्य विभूषणम् ॥**
**शुभयशो विभवस्य विभूषणं ।**
**'परिमलं कुसुमस्य विभूषणम्' ॥ §**

અર્થ—સરલતા હૃદયનો, વિનય વાણીનો, સદાચાર નરદેહનો, સૂર્ય ગગનનો, સારો રાજા શહેરનો, સુયશ વૈભવનો અને સુવાસ એ ફૂલનો શણગાર ( વિભૂષણ ) છે.

### अनुष्टुप्

**समदृष्ट्या अहिंसायाः, स्याद्वादस्य चाश्रयात् ।**
**जैनधर्मस्य केनापि, विरोधो नैव विद्यते ॥ †**

---

* વાંકાનેરમાં શ્રી. હીરાચંદ મોતીચંદ ઘોડાદ્રાએ 'ગ્રામ્ય જીવનની મહત્તા' વિષે માંગેલો શ્લોક.

§ શ્રી. પોપટલાલ પુંજાભાઈ શાહે વાંકાનેરમાં परिमलं कुसुमस्य विभूषणम् એ પંક્તિ ઉપરથી માંગેલી પાદપૂર્તિ.

† જયપુરમાં ઝવેરી કેશરીમલજી ચોરડિયાએ 'જૈન ધર્મનો મર્મ' એ વિષે માંગેલો શ્લોક.

અર્થ—સમદષ્ટિ, અહિંસા અને સ્યાદ્વાદના આશ્રયથી જૈન ધર્મ બધા ધર્મોનો પોતામાં સમન્વય કરી લે છે, તેથી કોઇ ધર્મની સાથે જૈન ધર્મ વિરોધ રાખતો નથી.

उपजाति

चौराय सौख्यं ददते न चन्द्रिका ।
रसायनं शान्तिकरं न रोगिणः ॥
धर्मोपदेशो हितकृन्न दुर्जने ।
'विदाहिनं नन्दयते न चन्दनम्' ॥ *

અર્થ—ચોરને ચંદ્રની ચાંદની સુખ આપતી નથી, રસાયન રોગીને શાન્તિ આપતું નથી, દુર્જનને ધર્મોપદેશ હિતકર લાગતો નથી, તેમ હૃદયની બળતરાવાળાને ચંદન આનંદ આપતું નથી.

आर्या

न ज्ञातः स्थावरके, नो विज्ञातो नरकेऽपि यः ।
सद्यो लब्धं नृत्वं, 'तमलं जानीत विद्वांसः' ॥ †

અર્થ—હે વિદ્વાનો ! સ્થાવર-પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિમાં જે આત્માને જાણ્યો નથી, અને નરક તથા તીર્યંચ-પશુપક્ષીના અવતારમાં પણ જેને જાણ્યો નથી, એને મનુષ્યનો અવતાર અત્યારે પ્રાપ્ત થયો છે તો એ આત્માને પરિપૂર્ણ રીતે જાણો !

उपजाति

अस्यां सभायां जयसिंहभूपः ।
सद्यः समेयात् यदि वायुयाने ॥
द्रष्टुं तदा तं मुदिताः समेयुः ।
'सञ्जातनेत्रा इव शाखिनोऽपि' ॥

---

* જયપુરમાં પં. પુરુષોત્તમદાસજી શાસ્ત્રીએ विदाहिनं नन्दयते न चन्दनम् એ પંક્તિ ઉપરથી માંગેલી પાદપૂર્તિ.

† અલવરમાં પં. રામચંદ્રજી ભટ્ટે तमलं जानीत विद्वांसः એ પંક્તિ ઉપરથી માંગેલી પાદપૂર્તિ.

इयं सभा मानवधर्मनैष्ठ्यं ।
प्राप्ता भवेच्चेन्मनसा नितान्तम् ॥
दिदृक्षवस्तां त्रिदशाः समेयुः ।
'सञ्जातनेत्रा इव शाखिनोऽपि' ॥ *

અર્થ—જો આ સભામાં અત્યારે પણ જયસિંહ રાજા વાયુ-યાનમાં બેસીને આવે તો એને જોવાને માટે પ્રસન્ન થએલાં વૃક્ષો પણ જાણે સનેત્ર થઇને આવે. જો આ સભા માનવધર્મની સીમાને મનઃપૂર્વક પ્રાપ્ત કરે તો આ સભાને જોવાની ઇચ્છાવાળા દેવતાઓ અને વૃક્ષો પણ જાણે સનેત્ર થઈને આવે.

**એકસૂત્રતામાં વ્યતિકર**

અવધાનપ્રયોગોમાં એકસૂત્રતામાં વ્યતિકર નીપજાવનારા અનેક પ્રયોગો પણ હોય છે. ચિત્ત અને બુદ્ધિના વ્યાપારનું તાદાત્મ્ય માંગનારા પ્રયોગો જ્યારે વચ્ચે આવે છે ત્યારે તૂટી ગએલી એકસૂત્રતાનું પુનઃસંધાન કરવાની અવધાનકારની શક્તિની પૂરી કસોટી થાય છે. આવી કસોટી કરનારા પ્રયોગો જેવી રીતે પાદપૂર્તિના, નવીન શ્લોકરચનાના હોય છે, તેવી રીતે ગુજરાતી, હિંદી, પ્રાકૃત કે સંસ્કૃતમાં વાર્તાલાપોના પણ હોય છે. એ વાર્તાલાપો ઘણી વાર અસાધારણ નીવડતા, અવધાનકારના જ્ઞાન કરતાં મંતવ્યને જાણવાની વિશેષ ઇચ્છા દાખવનારા બનતા અને સારી પેઠે ચર્ચાત્મક કે મતભેદને દર્શાવનારા પણ જણાઈ આવતા. કોઇ વાર એ ચર્ચા વિતંડાની સીમાસુધી પહોંચવાનો સંભવ પણ ઉપસ્થિત થતો ત્યારે મૂળ વિષયની મર્યાદાને નહિ છોડવાની સભાનતા જાળવવી પડતી હોય

---

* અલવરમાં રાજ-ઋષિ કૉલેજના સંસ્કૃતના અધ્યાપક પં. શ્રીમન્નારાયણજીએ सञ्जातनेत्रा इव शाखिनोऽपि એ પંક્તિ ઉપરથી માંગેલી પાદપૂર્તિ.

એ સ્વાભાવિક છે. આ અવધાનપ્રયોગોમાંના જે વાર્તાલાપો ઉપલબ્ધ છે તેમાંથી શ્રી. રત્નચંદ્રજીની જીવનવિષયક અને ધર્મવિષયક માન્યતાઓનો જેવી રીતે સ્ફોટ થાય છે તેવી રીતે સ્વભાવગુણનો તથા વાર્તાવિચક્ષણતાનો પણ પરિચય મળે છે. એમનાં રચેલાં પુસ્તકોમાંથી ઘણીય બાબતોનાં જ્ઞાન, વ્યાખ્યાન કે વિવરણ મળે છે, પરંતુ એમની વ્યક્તિગત વિચારસરણી જોવાનું તો એ વાર્તાલાપોમાંથી વિશેષ મળે છે એ આપણે પ્રસંગોપાત્ત જોઇશું.



# પ્રકરણ ૪ થું

## ઉપદેશપ્રધાન ગ્રંથરચના

( ૧ )

" આજે જન્મગાંઠનો દિવસ છે. ૩૧ મું વર્ષ પૂરું થઇ ૩૨ મું વર્ષ બેસે છે. સામાજિક અને ધાર્મિક અભ્યુદયનાં કાર્ય અને પરોપકારનાં કાર્ય કરવામાં આ વરસ પસાર થાઓ એવી અંતરની ભાવના છે."* દીક્ષિત થયા પછી તેર વર્ષે શ્રી. રત્નચંદ્રજીની આ આંતર ભાવના સ્પષ્ટાકારને પામેલી જોવા મળે છે, પરન્તુ તે પૂર્વે એ ભાવના કેવળ સુષુપ્ત નહોતી એમ તેમનાં વ્યાખ્યાનો અને ગ્રંથરચનાઓ ઉપરથી જોઇ શકાય છે.

**આંતર ભાવનાનો સ્પષ્ટાકાર**

સંવત ૧૯૬૨થી શ્રી. રત્નચંદ્રજીએ જાહેર વ્યાખ્યાનો આપવાનો પ્રારંભ કર્યો હતો. જૈનો જ નહિ પણ જૈનેતરોની મોટી સંખ્યા તેમનાં વ્યાખ્યાનો સાંભળવા આવતી, અને ઉભય વર્ગોને સંસાર-જીવનમાં માર્ગદર્શક બને તેવો ઉપદેશ બની શકે તેટલા પ્રમાણમાં જૈન પરિભાષાને દૂર રાખીને તે આપતા.

ત્યારપછી બીજે વર્ષે તેમણે બે ગ્રંથો લખવાનો પ્રારંભ કર્યો હતો. તેમાંનો એક ગ્રંથ લોકોનાં ઇહલોકનાં કર્ત્તવ્યકર્મને લગતો નૈતિક તથા સામાજિક ઉપદેશનો હતો. આ ગ્રંથને પછીથી " કર્ત્તવ્ય-કૌમુદી" એ નામ આપવામાં આવ્યું હતું, અને તેના બે વિભાગો થયા હતા. પ્રથમ વિભાગ ત્રણ ખંડમાં વહેંચાયો છે.

**સામાજિક અભ્યુદય અર્થે ગ્રંથરચના**

* નોંધપોથીમાંની સં. ૧૯૬૭ના વૈશાખ સુદ ૧૨ ને મંગળવારની નોંધ.

પ્રથમ ખંડમાં સામાન્ય નીતિનો, દ્વિતીય ખંડમાં બ્રહ્મચર્યાશ્રમ અર્થાત્ વિદ્યાર્થી–અવસ્થાનાં કર્ત્તવ્યકર્મનો, અને તૃતીય ખંડમાં ગૃહસ્થાશ્રમનાં કર્ત્તવ્યકર્મનો બોધ સમાઇ રહેલો છે. "સામાજિક અભ્યુદય"નાં કાર્યો કરવાનો શ્રી. રત્નચંદ્રજીનો મનોભાવ સ્ફુટ થવા પામ્યો તે પૂર્વે તેમણે કરેલી આ ગ્રંથની રચના જૈન સાધુની ગ્રંથલેખનની પ્રવૃત્તિમાં એક રીતે નવો ચીલો પાડનારી છે. જૈન સાધુઓ પરંપરાથી જનતાને આમુષ્મિક કલ્યાણ માટે બહુધા સંસારત્યાગનો ઉપદેશ આપવા માટે વધારે જાણીતા છે. તેમનો આ ઉપદેશ કેટલેક અંશે એકાંતિકતાને લીધે સામાન્ય જનતામાં અથવા જૈનેતરોમાં ટીકાને પાત્ર પણ બન્યો છે. સંસારત્યાગી સાધુઓ સંસારને સુધારવા યત્ન કરે તો તેઓ સંસારની વૃદ્ધિ કરવાના દોષભાગી થાય એવી એકાંતિક માન્યતાથી આજે પણ કેટલાક જૈન સાધુઓ વ્યાખ્યાનોમાં અને ગ્રંથરચનાઓમાં સ્વર્ગની, મોક્ષની, દેવલોકની વાતો કર્યા કરે છે, પણ જનતાનો સંસાર અનીતિ, દુરાચાર કે અનાચારથી ખદબદી રહ્યો તેમાંથી તેને બહાર કાઢવાને શુદ્ધ સંસારધર્મ કે લૌકિક કર્ત્તવ્યોનો બોધ કરતા નથી. આત્મિક નીતિ એ લૌકિક નીતિ કરતાં નિઃસંશય ઉત્તમ વસ્તુ છે, પરન્તુ લૌકિક નીતિ એ એવી હીણી વસ્તુ નથી કે જેનો બોધ આપવાથી એક સાધુ પોતાના ધર્મથી ભ્રષ્ટ થએલો મનાય. સંસાર સુધારવા માટેનો ઉપદેશ એક પ્રકારે કષ્ટનિવારણ માટેનો જ ઉપદેશ લેખાવો જોઇએ, પરંતુ તેને સંસારની વૃદ્ધિ માનવી એ તો કેવળ ક્ષુદ્ર દૃષ્ટિ છે. છતાં પરંપરાથી ચાલી આવતી એ ક્ષુદ્ર દૃષ્ટિનો ત્યાગ કરવાનું ધૈર્ય જે થોડા મુનિઓ બતાવી શકયા છે, એમાંના એક શ્રી. રત્નચંદ્રજી હતા. તેમને મતે "સામાજિક અભ્યુદય" માટેનો ઉદ્યમ એ એક સાધુનું કર્ત્તવ્ય હતું.

"ઉપદેશની સફળતા"* વિષેના એક લેખમાં તેમણે પોતાની આ દૃષ્ટિને સ્પષ્ટ કરી બતાવી છેઃ "એમ તો ન કહી શકાય કે

---

* 'રત્ન–ગદ્ય–માલિકા'માં એ લેખ છે.

સામાજિક વ્યવહાર સુધારવાની જરૂર નથી. સાધન વગર સાધ્યની સિદ્ધિ થતી નથી. સમાજનો ઉચ્ચ વ્યવહાર પારમાર્થિક શ્રેયઃસંપત્તિનું એક સાધન છે. આત્મશ્રેયસ્ સાધવાને ઉચ્ચ વ્યવહારરૂપ સાધનની પણ પૂરતી જરૂર છે. અનુભવ પણ આપણને એ જ જણાવે છે કે નીતિ અને ઉત્તમ વ્યવહારથી આર્થિક ઉન્નતિ થાય છે, ત્યાં જ ધર્મનો પણ સ્થાયી ભાવ થાય છે. આ ઉપરથી સામાજિક વ્યવહારનું બળ પારમાર્થિક શ્રેયસ્‌નું સાધન છે એમ નિશ્ચય થાય છે. ત્યારે સાધ્યની વિચારણા કરવામાં વધારે વખત ગાળવાને બદલે સાધનમાર્ગનું અન્વેષણ કરવું વધારે જરૂરનું છે, કેમકે સાધ્યસિદ્ધિનો આધાર સાધનમાર્ગ ઉપર છે. આજની ઉપદેશપદ્ધતિમાં તે દિશા તરફ કેટલું ધ્યાન અપાય છે ?" આટલું કહીને શ્રી. રત્નચંદ્રજી એ વિમાર્ગે જતી ઉપદેશપદ્ધતિનાં ભયસ્થાનો અને ઉપદેશકોની દૃષ્ટિની સંકુચિતતાના પ્રકારો ચીંધે છે, અને છેવટે ઉદ્દબોધે છે કે–"મુનિવરો ! જો તમારા ચાલુ ઉપદેશની પદ્ધતિ નહિ બદલાય તો તમારા આશ્રય હેઠળ રહેલા સમાજની સ્થિતિ ઘસાતાં ઘસાતાં ક્યાંસુધી પહોંચશે એતું અનુમાન પણ થઇ શકતું નથી. જો પરમાર્થને માટે તમારું જીવન હોય તો હવે આલસ્ય છોડીને સમાજનું શ્રેયઃ કેમ થાય તેના માર્ગનો વિચાર કરો."

આમ સામાજિક શ્રેયઃ એ પણ એક જૈન સાધુના ઉપદેશનો વિષય બને એ જરૂરનું હતું. આ જરૂરીઆત તેમણે પહેલાં વ્યાખ્યાનોદ્વારા અને પછી "કર્તવ્ય-કૌમુદી" ગ્રંથની રચનાદ્વારા પૂરી પાડી હતી.

સામાજિક અભ્યુદય માટે વ્યાખ્યાનો અને ગ્રંથલેખનમાં જ શ્રી. રત્નચંદ્રજીની એ દિશામાંની પ્રવૃત્તિ સમાપ્ત થઈ જતી નહિ. વિદ્યાર્થીઓને વ્યાવહારિક કેળવણી આપવાની આવશ્યકતા વિષે વ્યાખ્યાન આપીને તેમણે લીંબડીમાં છાત્રાલય માટે ફંડ ખોલાવ્યું હતું, જેમાં રૂ. ૫૬૦૦૦ એકત્ર થયા હતા. મુંબઈમાં મૂર્તિપૂજક

**સાંસારિક જીવનની શુદ્ધિ માટે યત્નો**

જૈનોની સંસ્થા "મહાવીર જૈન વિદ્યાલય"માં તેમણે કેળવણી વિષે વ્યાખ્યાન આપ્યું હતું જેને પરિણામે સંસ્થાને કેટલીક આર્થિક મદદ મળી હતી. વિહાર દરમિયાન કોઇ કોઇ સ્થાનના સંઘોમાં, કુટુંબોમાં અને જ્ઞાતિઓમાં માંહોમાંહેના ઝગડાને કારણે વિસંવાદ ચાલતો માલૂમ પડતો ત્યાં તે બેઉ પક્ષોને સમજાવીને સમાધાની કરાવવા મથતા. વિષમતા તેમના સ્વભાવમાં નહોતી અને બીજે કયાંય વિષમતા હોય તો તે તેમને અસહ્ય લાગતી. ગુજરાત–કાઠિયાવાડ કરતાંય મારવાડ અને પંજાબમાં આ બાબતના અનુભવો તેમને વિશેષ થયા હતા. સમાધાની માટેના યત્નોમાં ઘણે સ્થળે તેમને સફળતા મળી હતી, તો કેટલેક સ્થળે નિષ્ફળતા પણ સાંપડી હતી. નિષ્ફળતા મળતી ત્યારે તેમને તેના કારણરૂપ સામાજિક જડતા ઉપર નિઃશ્વાસો જ નાંખવાના રહેતા.

આ કાર્યક્ષેત્રમાં તેમનો એક પ્રયત્ન ખાસ નોંધવા જેવો છે. સંવત્ ૧૯૯૫ નું ચાતુર્માસ અજમેરમાં કર્યાં પછી જ્યારે પુષ્કર ખાતે તે ગએલા, ત્યારે તેમને જણાયું હતું કે પુષ્કરની આસપાસનાં ૮૪ ગામોના જૈનોમાં કન્યાની લેતી–દેતીના વહેવારને અંગે દસેક વર્ષથી તકરાર ચાલતી હતી અને તેથી તેઓનું સંસારજીવન ક્લેશમય બની ગયું હતું. આ ક્લેશ મિટાવવા શ્રી. રત્નચંદ્રજીએ એક માસ સુધી ત્યાં રોકાઇને પ્રયત્ન કર્યો. બેઉ પક્ષોને પુષ્કરમાં બોલાવ્યા, પંચો નીમાવ્યા અને તેની દ્વારા સમાધાન તથા તેની શરતો નક્કી થયાં. છેવટે જે ફેંસલો આપવામાં આવ્યો તે એક પત્રિકામાં છપાવીને બધાં ગામોમાં ફેલાવવામાં આવ્યો અને બેઉ પક્ષોએ તે માન્ય રાખ્યો એટલે લાંબા વખતનો એ કલહ મટ્યો.

સામાજિક વિશુદ્ધિ માટેના આવા અને બીજા અનેક પ્રકારના સફળ–નિષ્ફળ નીવડેલા યત્નો શ્રી. રત્નચંદ્રજીએ અનેક સ્થળે કર્યાં હતા. આ યત્નોની એક ખાસિયત મુખ્યત્વે એ હતી કે કયાંય પણ કલહ–કંકાસ જોવામાં આવે તો તેનું નિવારણ કરવાને તે વધારે

ઉત્સુક બનતા. તેમનો સમભાવશીલ સ્વભાવ અને સમન્વયશીલ વિચારસરણી જ જાણે કલહવાયુના વંટોળનો વિરામ સાધવાને તેમને તે દિશામાં દોરી જતાં હોય એમ પ્રતીત થતું.

**સેવાધર્મનું નિરૂપણ**

" કર્તવ્ય–કૌમુદી " ના બીજા વિભાગના બે ખંડો છે, તેમાંના પ્રથમ ખંડમાં માનવીની તૃતીય અવસ્થાનાં–પ્રૌઢાવસ્થાનાં–વાનપ્રસ્થાશ્રમનાં કર્તવ્યોનો બોધ છે, અને દ્વિતીય ખંડમાં સર્વથા સંસારત્યાગ-વિષયક કર્તવ્યોનો બોધ છે. ત્રીજી અને ચોથી અવસ્થાનાં કર્તવ્યો સમાન હોવા છતાં ત્રીજીમાં પરિમીત ત્યાગ અને ચોથીમાં સંપૂર્ણ ત્યાગ સૂચવેલો છે. ત્રીજી અવસ્થાના પરિમીત ત્યાગનો મહામંત્ર 'સેવાધર્મ' છે. એ સેવાધર્મ કુટુંબ, સમાજ, દેશ અને જીવમાત્ર સુધી વિસ્તરે છે. ચતુર્થ અવસ્થાના પૂર્ણ ત્યાગનો મહામંત્ર 'તપશ્ચર્યા' છે અને એ અવસ્થાના કર્તવ્ય–બોધમાં જ ગ્રંથકારની જૈનમતાનુસારી દૃષ્ટિ પ્રધાન બને છે. એકંદર રીતે એ બેઉ ગ્રંથોના મળીને પાંચે ખંડની સંકલના ઉપરથી જે એકસૂત્રતા ઉપલબ્ધ થાય છે તે એ છે કે–સાચું જૈનત્વ સાચા બ્રહ્મચર્યાશ્રમ, સાચા ગૃહસ્થજીવન, સાચા સેવામય પ્રૌઢ જીવન અને સાચા આસક્તિરહિત અવશેષ જીવનમાં રહેલું છે, નહિ કે જૈન કુટુંબમાં થએલા જન્મમાં, જૈન ધર્મની ક્રિયાઓના શુષ્કાચારમાં કે કેવળ બાહ્ય ત્યાગીના વેશમાં.

( ૨ )

**આત્માના ઊર્ધ્વીકરણનું માર્ગદર્શન**

" કર્તવ્ય–કૌમુદી " નો પ્રથમ વિભાગ રચાયો તે પૂર્વે પ્રારંભાયલો પરંતુ તેની પછી પૂર્ણ થએલો શ્રી. રત્નચંદ્રજીનો બીજો ઉપદેશપ્રધાન ગ્રંથ " ભાવનાશતક " છે. " કર્તવ્ય–કૌમુદી " માં ઐહિક અને આમુષ્મિક શ્રેયઃનું માર્ગદર્શન છે, ત્યારે " ભાવનાશતક " માં આમુષ્મિક શ્રેયસ્ અર્થે આત્માન ઘડતરના–આત્માના ઊર્ધ્વીકરણ માટેના ચિંતન–મનનની વસ્તુઓનું

દર્શન છે. સ્થૂલની અનિત્યતા અને આત્માની નિત્યતા જેના પાયામાં રહેલી છે એવી બાર ભાવનાઓના મનન-ચિંતનદ્વારા આત્માનું ઊર્ધ્વીકરણ કરવાનો પ્રતિપાદાત્મક, સદૃષ્ટાંત અને પ્રતીતિકર માર્ગ એ ગ્રંથના સો શ્લોક તથા તેના વિસ્તૃત વિવેચનમાં દર્શાવાયલો છે.

સ્થૂળ-ભૌતિક જગત અનિત્ય છે; આત્મા અશરણ છે, પોતાના જ યત્ને કરીને-ધર્માવલંબને કરીને તે ઊર્ધ્વ ગતિને પામી શકે તેમ છે; સંસાર સંસરણશીલ છે-સર્વદા વહ્યા કરે તેવો અનંત છે; આત્મા એકાકી છે-તે એકલો જ ચડવા કે પડવાના સ્વભાવ તથા સામર્થ્ય-વાળો છે, કોઈ તેનું સાથી થાય તેમ નથી; પોતાની માનેલી જડ-ચેતન વસ્તુઓથી આત્મા પર છે-અન્ય છે, બેઉ વચ્ચે દ્વૈતભાવ રહેલો છે; પોતાનું શરીર પણ અશુચિ છે, મમત્વ કરવાને યોગ્ય નથી; આસ્રવ એટલે અપવિત્ર કર્માગમનનાં દ્વારો અનેક છે તે જાણવાયોગ્ય છે પણ ત્યજવાલાયક છે; સંવર અર્થાત્ અપવિત્ર કર્માગમનનાં દ્વાર બંધ કરવાની ક્રિયા કરવાયોગ્ય છે; એવાં કર્મો-દ્વારા માનસ કલુષિત થયું હોય-આત્મા અપવિત્ર બન્યો હોય તો તેનું નિર્જરણ કરવું જોઈએ; પોતાના આત્મા જેવા બીજા અનેક આત્માઓથી ભરેલો આ લોક અતિ વિશાળ છે, તેમાં આત્મા ભ્રમે છે, લોકના અગ્રભાગે પહોંચવું-સિદ્ધ સ્થિતિને પામવું એ આત્માનું ધ્યેય છે; એવા વિશાળ લોકમાં આત્માને દુર્લભ મનુષ્યત્વ મળ્યું છે તેનો સદુપયોગ કરવો જોઈએ; અને ધર્મનું આલંબન એ જ આત્માને ઉચ્ચ ધ્યેયે પહોંચાડવા સમર્થ છે: આ બાર ભાવ-નાઓ ચિંતવવાયોગ્ય છે, એ ચિંતનથી મનુષ્યનું માનસ ઊર્ધ્વગમન કરે છે, અને મન એજ બંધ મોક્ષના કારણરૂપ હોઈને, એ ભાવ-નાઓનું ચિંતન પરમોપાદેય વસ્તુ છે: એ પ્રધાન સ્વર આ ગ્રંથમાંથી પ્રકટી ઉઠે છે.

આ બાર ભાવનાઓ જૈન પરંપરાને અનુસરતી છે. તે ઉપરાંત બીજી ચાર ભાવનાઓ મુખ્યત્વે બૌદ્ધ પરંપરાની અને જૈનાચાર્યોએ

પણ પોતાની રચનાઓમાં સમાવેલી છે તે મૈત્રી (Love towards equals), પ્રમોદ (Love towards superiors), કારુણ્ય (Love towards inferiors) અને મધ્યસ્થ (Indeferance towards opposition) ભાવના છે. એ ચાર ભાવનાઓને પણ આ ગ્રંથમાં જૂદાં પદ્યોદ્વારા સમાવિષ્ટ કરવામાં આવી છે.

(૩)

જનસમાજ ધર્મની શુષ્ક ક્રિયાઓ જ કર્યા કરે, કિંવા શાસ્ત્ર-ગ્રંથોમાંથી બોધ કે જ્ઞાનની વાતો વાંચ્યા કરે, અને જીવનમાં કશુંય ઊતારે નહિ, તત્ત્વજ્ઞાન ભણીને કડકડાટ મુખ-

**પુરુષાર્થનો પુરસ્કાર** પાઠ કરી જાય, પણ તેનો છાંટોયે જીવનમાં-વ્યવહારમાં હોય નહિ તો એ બોધ, એ જ્ઞાન કે એ ક્રિયાનો શો ઉપયોગ? આ વસ્તુસ્થિતિ જેમ આજે કેટલાક ધર્મનાયકો અને ઉપદેશકોને સાલ્યા કરે છે, તેમ શ્રી. રત્નચંદ્રજીને પણ સાલતી.

"ધાર્મિક જીવન" વિષેના એક વ્યાખ્યાનમાં તેમણે કહ્યું હતું કે "ધર્મસ્થાનમાં જઇને તિલક કરી આવ્યા કે દ્વારકામાં જઈ છાપ મરાવી આવ્યા, કે ગુરુ પાસે કંઠી બંધાવી આવ્યા, કે બ્રહ્મસમર્પણ કરી આવ્યા, કે મંદિરમાં જઈ ઘંટ વગાડી આવ્યા, અગર ઉપાશ્રયમાં જઇ સામાયિક કરી આવ્યા, કે મસ્જીદમાં જઈ નમાજ પઢી આવ્યા, કે ચર્ચમાં જઈ પ્રાર્થના કરી આવ્યા, કે તીર્થમાં જઇ તીર્થ-સ્નાન કરી આવ્યા, એટલે ધર્મ કરી આવ્યા એમ માની લેવાનું નથી. યાદ રાખજો કે સંપ્રદાયનાં ચિહ્નો બહાર રહે છે અને ધર્મ તો અંદરથી ઉત્પન્ન થાય છે...જ્યાંસુધી અંતઃકરણ સ્વચ્છ બનાવવામાં નહિ આવે ત્યાંસુધી ગમે તેટલાં ચિહ્નો કે માળાઓ ધારણ કરશો તોપણ સિદ્ધિ થવાની નથી." શ્રી. રત્નચંદ્રજીને લાગ્યા કરતું કે લોકો બહારથી ધાર્મિક દેખાવાને મથે છે પણ અંદરથી તો પ્રમાદી થઈ

ગયા છે. લોકો બાહ્યતઃ અપ્રમાદી દેખાય છે, છતાં અંદરખાને તેમના જીવનમાં અપ્રમત્ત દશા નથી હોતી, તેઓ પ્રમાદ જ સેવતા હોય છે, સાચા અર્થમાં પુરુષાર્થી નથી હોતા.

अप्रमत्तो भूत्वा विजयस्व એમ ઇશ્વરવાદીઓ કહે છે, समयं गोयम मा पमायए એમ કર્મવાદી જૈનો કહે છે; છતાં ઈશ્વરવાદીઓ જીવન નિર્વહતાં ઇશ્વરને જ કર્તા–હર્તા–ભર્તા માનીને, ઇશ્વરની ઈચ્છા વિના મનુષ્ય કાંઈ જ કરી શકતો નથી એ વિચારને જીવનમાં પોષ્યા કરે છે; પરિણામે તે પુરુષાર્થને ગૌણ અને ઇશ્વરેચ્છાને પ્રધાન સ્થાને સ્થાપી વસ્તુતઃ પ્રમાદને સેવે છે. એ જ રીતે કર્મવાદીઓ અદષ્ટ એવા કર્મને માથે મનુષ્યનાં સુખ-દુઃખનો, ઐહિક–આમુષ્મિક કલ્યાણનો ટોપલો નાંખીને પુરુષાર્થને ત્યજી પ્રમાદને સેવે છે. આ બેઉ વર્ગો જો પુરુષાર્થ કરે છે તો તે ઘણી વાર સાચી દિશાનો પુરુષાર્થ નથી હોતો. એક વર્ગ ઈશ્વરને પ્રસન્ન કરવાને સેવા–પૂજા–જાપ ઇત્યાદિને પુરુષાર્થ માની, બાકીનું–વિશુદ્ધ જીવન આચરવાનું કાર્ય કરવાનું ઇશ્વરેચ્છાને સોંપી દે છે; બીજો વર્ગ કર્મબંધનને તોડવાને વ્રત-જાપ–તપશ્ચર્યાદિ કરીને માને છે કે કર્મબંધન તૂટે છે અને પૂરાં તૂટી જશે એટલે કલ્યાણ આપોઆપ સધાઇ જશે. એ બેઉ એકાંતિક માન્યતામાં જે અજ્ઞાન રહેલું છે તેને વશ પડીને જનતા સાચી દિશાનો પુરુષાર્થ સેવતી નથી.

કર્મવાદની અધૂરી સમજણપૂર્વક–પરંપરાથી ચાલ્યા આવતા કેટલાક પ્રચુર ક્રિયાકાંડને જ માત્ર સારરૂપ સમજીને આચરનારા જૈનો શ્રી. રત્નચંદ્રજીની દષ્ટિનો પ્રથમ વિષય બનેલા. કર્મવાદ જૈન શાસ્ત્રોમાં સારી પેઠે છણાયો છે, પરંતુ કાર્ય–કારણ વચ્ચેનો સંબંધ કેટલાં તત્ત્વોને આભારી છે અને જીવનની શક્તિઓના વિકાસમાં તથા પૂર્વકર્મબંધનો તોડવામાં પુરુષાર્થનો હિસ્સો કેટલો મોટો છે તે જૈન જનતા સમજતી નહિ હોવાથી સાચા પુરુષાર્થનો માર્ગ પકડી શકતી નથી એમ તેમણે જોયું હતું, અને તેથી તેમણે પહેલાં 'પંચ

સમવાય' અર્થાત્ જીવનના બનાવોનાં પાંચ કારણોનો સમન્વય કરીને એક સંવાદાત્મક નિબંધ લખ્યો હતો. એ નિબંધ પહેલાં સ્વ. વાડીલાલ મો. શાહના "જૈન હિતેચ્છુ" માસિક પત્રમાં પ્રસિદ્ધ થયો હતો, ત્યારપછી 'રત્નગદ્યમાલિકા'માં અને પાછળથી સ્વતંત્ર પુસ્તક રૂપે "કારણ–સંવાદ" નામે પ્રસિદ્ધ થયો હતો.

શ્રી. રત્નચંદ્રજીએ જ્યારે ગુજરાત–કચ્છ–કાઠિયાવાડનો પ્રદેશ છોડીને ઉત્તર હિંદના હિંદુ તીર્થોથી છવાયલા પ્રદેશમાં વિહાર કર્યો ત્યારે તેમણે ત્યાંના લોકજીવનમાં પ્રમાદનું એક બીજું પ્રબળ કારણ નિરખ્યું. જેવી રીતે કર્મવાદીઓ કર્માધીનતાને સ્વીકારીને પ્રમાદ સેવે છે, તેવી રીતે તે પ્રદેશમાં ઈશ્વરવાદીઓ ઇશ્વરાધીનતાને સ્વીકારીને પ્રમાદ સેવે છે. આ સ્થિતિએ તેમને "સૃષ્ટિવાદ અને ઈશ્વર" ગ્રંથ લખવાની પ્રેરણા કરી. એ ગ્રંથમાં તેમણે જગતના કારણરૂપ અને મનુષ્યના જીવનના નિયામકરૂપ ઇશ્વર હોવાના મતની અનેક ધર્મશાસ્ત્રોનાં મંતવ્યો ટાંકીને, તે ઉપર વિવરણ કરીને, વૈજ્ઞાનિક શોધોની પણ તપાસ લઈને, વ્યર્થતા પુરવાર કરી છે. સૃષ્ટિકર્તૃત્વવાદની બધી કલ્પનાઓ અને તેનાં કારણોની તેમાં તેમણે વિસ્તારથી તપાસ લીધી છે. આ પુસ્તક સૃષ્ટિકર્તૃત્વવાદનું ખંડન કરે છે, પરંતુ ઈશ્વર છે જ નહિ એવા નાસ્તિકવાદની–ઇશ્વરના ઇનકારની તરફેણ કરતું નથી. જગતનો કર્તા ઈશ્વર નથી અને જીવોના સત્કાર્ય–અપકાર્યનો નિયંતા ઇશ્વર નથી, ઇશ્વર તો પરમ મુક્ત દશાએ પહોંચેલો આત્મા છે અને મનુષ્યે પણ એ દશાને પોતાની આધ્યાત્મિક કમાણીથી જ રળવાની છે, પોતાના જ પુરુષાર્થ ઉપર આધાર રાખવાનો છે, એવું પ્રધાન સૂચન એ ગ્રંથનો એકંદર ધ્વનિ છે. ઈશ્વરનું સૃષ્ટિકર્તાપદ અને જગન્નિયંતાપદ પણ–એકાંત કર્મવાદની પેઠે–જનતાને નિષ્ક્રિય તથા પ્રમાદી બનવામાં સાધનભૂત નીવડે છે અને પુરુષાર્થને ગૌણ બનાવે છે; એટલે "કારણ–સંવાદ"ની પેઠે "સૃષ્ટિવાદ અને ઈશ્વર" પુસ્તક પણ જનતાને જીવનમાં પુરુષાર્થનો સંદેશો સુણાવવાના હેતુપૂર્વક લખાયલું છે.

(૪)

શ્રી. રત્નચંદ્રજીએ લખેલા અનેક લેખો, વ્યાખ્યાનો ઇત્યાદિ હજી અપ્રકટ દશામાં છે. તેમણે સંખ્યાબંધ જાહેર વ્યાખ્યાનો પણ જુદે જુદે સ્થળે આપેલાં. આમાંના થોડા લેખો અને વ્યાખ્યાનો માત્ર "રત્નગદ્યમાલિકા"માં પ્રકટ થવા પામ્યાં છે. "સામાજિક અને ધાર્મિક અભ્યુદય"નો જે મહામંત્ર તેમણે જીવનના બત્રીસમા વર્ષમાં પ્રવેશ કરતાં મનમાં ધારણ કરેલો તે જ મહામંત્ર સિદ્ધ કરવાને તે વ્યાખ્યાનો તથા લેખોદ્વારા મથી રહ્યા હોય એમ આ ગ્રંથ ઉપરથી જોઇ શકાય છે. તેમાં તેમણે સમભાવ, ભ્રાતૃભાવ, દેશદાઝ, સ્વધર્મી-વાત્સલ્યને દીવાળીનાં તેજસ્વી કિરણોરૂપે ઓળખાવ્યાં છે, જૈન દૃષ્ટિની વિશાળતા-અનેકાંત દૃષ્ટિ સમજાવી છે, પુનર્જન્મને વૈજ્ઞાનિક દૃષ્ટાંતોવડે સિદ્ધ કરી બતાવ્યો છે, ખોરાકમાં માંસ-મદિરા આવશ્યક નથી પણ આરોગ્યને હાનિકારક છે એ પાશ્ચાત્ય વિદ્વાનોના અભિપ્રાયપૂર્વક બતાવી આપ્યું છે, મનુષ્યના ઐહિક કર્ત્તવ્યોનો વિસ્તારથી અંગુલિનિર્દેશ કર્યો છે, અનેકાંત દૃષ્ટિએ મનુષ્યનો સામાન્ય ધર્મ પ્રબોધ્યો છે, જનતામાં ધાર્મિક વૃત્તિના પ્રચાર માટે સાંપ્રદાયિકતા કેટલી હાનિ કરે છે તે દર્શાવ્યું છે, અને ધાર્મિક જીવન એ આંતરિક હોવું જોઇએ-કેવળ બાહ્યોપચારમાં જ ધાર્મિકતાનું દર્શન એ દંભ છે એ સ્પષ્ટ રીતે લોકોને સંભળાવ્યું છે.

**જીવનવિશુદ્ધિ માટે-નાં વ્યાખ્યાનો**

લેખો તથા વ્યાખ્યાનોના આ સંગ્રહગ્રંથમાંના ઉપર દર્શાવેલા વિષયો સિવાયના બીજાં જે થોડાં લેખો-વ્યાખ્યાનો આપેલાં છે તેમાંથી શ્રી. રત્નચંદ્રજીની બીજી એક વિશિષ્ટ દૃષ્ટિ મળી આવે છે. આ દૃષ્ટિ તે વિશુદ્ધ સાધુત્વ માટેના ઉત્કટ આગ્રહની. આ આગ્રહ ઉત્તરોત્તર કેટલો આગળ વધતો ગયો હતો તે દર્શાવનારા તેમના જીવનપ્રસંગો વિષે આગળ ઉપર આપણે જોઇશું, પરંતુ એ આગ્રહનું મૂળ આ ગ્રંથમાંના કેટલાક લેખોમાં રહેલું છે. જૈન મુનિઓને

પોતાની ફરજોથી દૂર જતા જોઈને તેમને ઇષ્ટદિશાભિમુખ કરવાને તેમણે નાની વયથી જ યત્ન કરવા માંડ્યો હતો. મહાવીર સ્વામીને કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિ થઇ તે પૂર્વેની છદ્મસ્થ અવસ્થામાં તેમનું મુનિજીવન કેવું ઉત્કૃષ્ટ હતું તે વિષેનો તેમનો નિબંધ, ઉપદેશની સફળતા વિષેનો લેખ અને મુનિકર્તવ્યાષ્ટક તથા મુનિધર્મ વિષેનાં વ્યાખ્યાનો એ જ દિશામાંનાં તિરઃસંધાન સમાં છે. "રત્નગદ્યમાલિકા" માં ઉપર દર્શાવેલા ઉપરાંત ત્રણ-ચાર લેખો જૈન તત્ત્વજ્ઞાનના જુદા જુદા વિષયોની સરલ સમજુતી માટે લખાયલા હોય એમ જણાય છે. *

( ૫ )

શ્રી. રત્નચંદ્રજીએ પોતાની ગ્રંથરચનાનો પ્રારંભ બે ગ્રંથોથી કર્યો હતો, તેમાંનો એક તો પૂર્વે જણાવેલો "કર્ત્તવ્ય-કૌમુદી" નો ગ્રંથ અને બીજો "શ્રી અજરામરજી સ્વામીનું જીવનચરિત્ર."† આ

**એક જીવન પ્રતિનું આકર્ષણ**

જીવનચરિત્રનો ગ્રંથ વસ્તુતઃ સાધુઓની જીવન-ચર્યામાં સુધારો કરવા માટે અત્યાગ્રહી અને અનેક શાસ્ત્રપારંગત એવા એક મહાપુરુષની જીવનકથા છે. એ જીવનકથા લખવા તરફ શ્રી. રત્નચંદ્રજીના ચિત્તનું સાથી પહેલાં આકર્ષણ થયું તેનું કારણ પણ

* આ ગ્રંથમાંના લેખો તથા વ્યાખ્યાનોનાં શીર્ષકો નીચે મુજબ છેઃ (૧) જીંદગીના બનાવો અને તેનાં કારણો, (૨) મહાવીર સ્વામીની છદ્મસ્થ અવસ્થા, (૩) દીવાળીનાં પ્રકાશિત કિરણો, (૪) ક્ષયોપશમ એટલે શું? (૫) જૈન દૃષ્ટિની વિશાળતા, (૬) ઉપદેશની સફળતા, (૭) મુનિકર્તવ્યાષ્ટક, (૮) પુનર્જન્મ, (૯) ખોરાક મીમાંસા, (૧૦) મનુષ્ય કર્ત્તવ્ય, (૧૧) કર્ત્તવ્ય, (૧૨) સામાન્ય ધર્મ, (૧૩) ધર્મ અને સંપ્રદાયો, (૧૪) ધાર્મિક જીવન, (૧૫) મુનિધર્મ, (૧૬) મતિ શ્રુત જ્ઞાન વિવેક સંવાદ, (૧૭) નય વિચારણા, (૧૮) બાળલગ્ન અને કન્યાવિક્રયના નિષેધ વિષેનાં પદ્યો.

† શ્રી. અજરામર સ્તોત્ર તે પૂર્વે બે વર્ષે એટલે સં. ૧૯૬૬માં લખાયલું, જીવનચરિત્રનો ગ્રંથ સં. ૧૯૬૮ માં લખાયલો.

એ જીવન અને નિજ જીવનદૃષ્ટિમાં રહેલાં કેટલાંક મૂલગત સમાન તત્ત્વો સિવાય બીજું કોઇ જણાતું નથી. શ્રી. અજરામરજી સ્વામી* બાળવયમાં દીક્ષિત થઇને તુરત શાસ્ત્રાભ્યાસ તરફ વળ્યા હતા. તેમણે વ્યાકરણ, કાવ્ય, અલંકાર, સાહિત્ય, નાટક, ચંપૂ, છંદ, સંગીત અને જ્યોતિષ વિદ્યાનો અભ્યાસ કરવા ઉપરાંત ન્યાયમાં દીપિકા, મુક્તાવલિ, દિનકરી આદિ અને ન્યાયાવતાર, રત્નાકરાવતારિકા તથા સ્યાદ્વાદ-રત્નાકર આદિ જૈન ન્યાયગ્રંથોનો અભ્યાસ કર્યો હતો. તે ઉપરાંત સાંખ્ય, વેદાંત તથા બૌદ્ધ દર્શનના ગ્રંથોનો પણ પરિચય તેમણે મેળવ્યો હતો. તે જેમ જેમ એ ગ્રંથોનો અભ્યાસ કરતા ગયા તેમ તેમ કેટલાંક પુસ્તકો લખતા પણ ગયા, જેની પ્રતો આજે લીંબડીના ગ્રંથભંડારમાં એ સ્વામીજીના હસ્તે જ લખાયલી અસ્તિત્વમાં છે. એમણે જૈન શાસ્ત્રોનો અભ્યાસ માળવાના જૈન સંપ્રદાયના મુનિ શ્રી દોલતરામજી પાસે કર્યો હતો. સંવત ૧૮૪૫ માં લીંબડી સંપ્રદાયના લગભગ ૩૦૦ સાધુઓનું મહાસંમેલન મળ્યું હતું, ત્યારે સાધુસમુદાયમાં કેટલાક આચાર-વિચારના રોગોનું આક્રમણ વધ્યું હતું, તે દૂર કરવાને માટે શ્રી. અજરામરજીએ નિયમનો કરવાની આવશ્યકતા જોઇ હતી. તેમણે સંઘપતિની સાથે મંત્રણા કરીને ૩૨ નિયમો નક્કી કર્યા હતા અને એ નિયમો સ્વીકારવાની સાધુસમુદાયને વિનંતિ કરી હતી, પરંતુ એ વિનંતિ નિષ્ફળ ગઈ હતી. મોટા ભાગના સાધુઓને એ નિયમો આકરા લાગ્યા અને શ્રી. અજરામરજી તથા સંઘપતિ મળીને પોતા ઉપર બંધનો લાદે છે એમ લાગ્યું, એટલે સંપ્રદાય છિન્નભિન્ન બની ગયો. એક જ સંપ્રદાયમાંથી છ સંપ્રદાયો બની ગયા, અને જુદા જુદા મુનિઓએ જુદે જુદે સ્થાને પોતાનાં સ્થાન જમાવ્યાં. મૂળ લીંબડી સંપ્રદાયમાં માત્ર સાત જ સાધુઓ અને ચાર સાધ્વીઓ અવશેષ રહ્યાં! પણ તેથી શ્રી. અજરામરજી કે

---

* જન્મ સંવત ૧૮૦૯, દીક્ષા સં. ૧૮૧૯ ના માહ સુદી પાંચમ અને અવસાન સંવત ૧૮૭૦ નાં શ્રાવણ વદ ૧.

તેમના વડીલ શ્રી. ઇચ્છાજી સ્વામી હિંમત હાર્યા નહિ. સંઘે શ્રી. અજરામરજીને એ નાના બની ગએલા પણ વિશુદ્ધિ માટે અડગ રહેલા સંપ્રદાયનું આચાર્યપદ આપ્યું, અને પુનઃ એ સંપ્રદાય ફાલ્યો–ફૂલ્યો, જ્યારે જુદા પડેલા ઇતર સંપ્રદાયો કરમાવા લાગ્યા. આજે તો એમાંના ઘણાખરા સંપ્રદાયો લગભગ સુકાઈ ગયા છે એમ કહીએ તો ચાલે. આ મહાપુરુષના વીર જીવને શ્રી. રત્નચંદ્રજીના ચિત્તનું એટલું આકર્ષણ કર્યું કે તેમણે સૌથી પહેલાં શ્રી. અજરા-મરજીના સ્તોત્રની રચના કરીને તેમનું સ્તવન કર્યું, તેમની પેઠે જૈન–જૈનેતર શાસ્ત્રોનું તથા સંસ્કૃત સાહિત્યનું અધ્યયન કર્યું અને તેમની પેઠે જ લીંબડી સંપ્રદાયના સાધુસમુદાયનું જ નહિ પણ સમગ્ર ભારતના સ્થાનકવાસી–સાધુમાર્ગી સંપ્રદાયોના સમસ્ત સાધુસમુદાયનું સંગઠન તથા વિશુદ્ધીકરણ કરવા માટે જીવનપર્યંત અત્યાગ્રહ સેવ્યો. "શ્રી અજરામરજી સ્વામીના જીવનચરિત્ર" ની પ્રસ્તાવનાના પહેલા જ વાક્યમાં કહ્યું છેઃ "મનુષ્યનું અંતઃકરણ પ્રાયશઃ અનુકરણશીલ હોય છે; તેની સમીપે જેવા પદાર્થો ઉપસ્થિત થાય છે, તદનુસાર તેનું બંધારણ બંધાય છે, તે પ્રમાણે મનુષ્યની જીવન–સાંકળીના અંકોડા તૈયાર થાય છે." આ વાક્ય જાણે એમ જ કહી રહ્યું છે કે–શ્રી. રત્નચંદ્રજીની જીવનસાંકળીના અંકોડાના ઘડતરમાં શ્રી. અજરામરજી સ્વામીના જીવનની સાંકળનો પણ ખૂબ જ હિસ્સો હતો. પરન્તુ શ્રી. અજરામરજી સ્વામીનો આજથી દોઢ સો વર્ષ પૂર્વેનો સમય અને આજનો સમય એ બેઉની વચ્ચે જે અંતર છે તે અંતર એ બેઉનાં જીવનકાર્યોમાં અને આદર્શોમાં પણ રહેલું હોય એમ જણાઈ આવે છે. શ્રી. અજરામરજી સ્વામીના સમયમાં ગ્રંથો લખાતા જ હતા–છપાતા નહોતા, તેથી તે લખાયલા જ રહ્યા. આજે પુસ્તક છપાવાથી સારી પેઠે જ્ઞાનપ્રચાર કરી શકાય છે તેથી શ્રી. રત્નચંદ્ર-જીના ગ્રંથો છપાઇને પ્રચાર પામ્યા. શ્રી. અજરામરજી સ્વામીની સમીપે સ્વસંપ્રદાયની સુધારણાનો પ્રશ્ન હતો, શ્રી. રત્નચંદ્રજીની

સમક્ષ આખા દેશના સાધુવર્ગની શુદ્ધિનો પ્રશ્ન અનેક પ્રદેશોના જૈન સંઘોના સૂચનદ્વારા ઉપસ્થિત થયો હતો. શ્રી. અજરામરજી સ્વામીએ ધર્મસાહિત્યનો અભ્યાસ કર્યો અને મુમુક્ષુઓ તથા અભ્યાસીઓને ઉપયોગી થાય તેવી રીતે ગ્રંથો લખ્યા, શ્રી. રત્નચંદ્રજીએ એ દિશામાં આગળ વધીને સૌકોઇને માર્ગદર્શક થાય તેવા ઉપદેશપ્રધાન તથા કોષ–વ્યાકરણના ગ્રંથો અનેકભાષાભાષી જનતાના અભ્યાસ તથા ઉપયોગની દૃષ્ટિથી તૈયાર કર્યા.

અંગ્રેજ વિદ્વાન બ્લેકી કહે છે કે " ઉચ્ચ જીવનની સિદ્ધિઓને માટે વીરતાયુક્ત ચિત્રોથી શણગારેલી કલ્પના કરતાં વધારે અગત્યનું બીજું કશું જ નથી; અર્થાત્ સૌથી પહેલાં **એ મહાન જીવનમાં-** ભલા અને મહાન પુરુષોનાં જીવનથી પરિચિત **થી આદર્શોનું ઘડતર** થવું, એ જ ભલા અને મહાન થવા માટેની વધારે પ્રતીતિજનક રીતિ છે, બીજી કોઈ નહિ. એક મહાન પુરુષે સમાચરેલા જીવનના દૃષ્ટાંત કરતાં વધારે અસરકારક એવો બીજો કોઇ ઉપદેશ નથી. એવા જીવનમાં આપણે આપણી પહેલાં એક વસ્તુને સિદ્ધ કરવામાં આવેલી જોઇએ છીએ, જે વસ્તુનું આપણને સ્વપ્ન પણ હોતું નથી તે વહેવારુ રીતે સિદ્ધ થઈ ગએલી જોઇએ છીએ, અને વહેતાં જળના મિશ્ર કલરવની પેઠે એ અદૃષ્ટ જીવનધ્વનિ આપણને પ્રેરણા કરે છે: 'જા, અને તું પણ તેજ પ્રમાણે કર.' "* આ રીતે શ્રી. રત્નચંદ્રજીને પ્રેરણા શ્રી. અજ-

* Nothing is more important towards the achievement of a noble life than an imagination well-decorated with heroic pictures; in other words, there is no surer method of becoming good and great than early familiarity with the lives of good and great men. No sermon is so effective as the example of a great man. Here we see the thing done before us,-actually done,-a thing of which we

રામરજી સ્વામીના જીવનમાંથી મળેલી હતી, છતાં જે વીરતાયુક્ત ચિત્રોથી શણગારાયલી કલ્પનાએ તેમના ભવ્ય આદર્શો ઘડ્યા હતા તે ચિત્રો બે મહાન પુરુષોનાં હતાં: એક તો જનતાના જીવનને સંસ્કારથી ઓપવાનું જેનું કર્ત્તવ્ય છે એવા સાધુઓના જીવનનું વિશુદ્ધીકરણ કરવા માટે લડનાર લોંકાશાહનું અને બીજું ગુજરાતને આંગણે ધર્મજ્ઞાનની તથા ભાષાજ્ઞાનની સાહિત્યસમૃદ્ધિ રેલાવનાર જૈનાચાર્ય હેમચંદ્રનું.

(૧)

**સંસ્કૃત ભાષા પ્રતિ પ્રેમભાવ**

શ્રી. રત્નચંદ્રજીનું ગુજરાતી, હિંદી, સંસ્કૃત અને પ્રાકૃત ભાષા પરનું પ્રભુત્વ એકસરખું હતું. એ ચારે ભાષાઓમાં તે વ્યાખ્યાન આપતા, વાર્તાલાપ કરતા અને ગ્રંથરચના પણ કરતા; છતાં વિશેષ ગ્રંથલેખન તો તેમણે સંસ્કૃત ભાષામાં જ કર્યું છે. કેવળ ગુજરાતીમાં જ લખેલા તેમના ગ્રંથો "સૃષ્ટિવાદ અને ઇશ્વર" તથા "રત્નગદ્યમાલિકા"માંના કેટલાક લેખો તથા વ્યાખ્યાનો છે.* જે કાળે સંસ્કૃત ભાષા મૃતભાષા લેખાય છે અને ગુજરાતી–મરાઠી–હિંદી જેવી પ્રાંતીય ભાષાઓ જ લોકભાષાઓ છે, તે કાળે સંસ્કૃત ભાષામાં તેમની ગ્રંથરચના સમયાનુકૂળ લેખાય કે કેમ, એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઉપસ્થિત થાય છે.

---

were not even dreaming, and the voice speaks forth to us with a potency like the voice of many waters, 'Go thou and do likewise.' — *Blackie*

* ઈતર ગ્રંથો મૂળ સંસ્કૃતમાં લખેલાં તેના ગુજરાતી અનુવાદ–વિવેચનથી યુક્ત પ્રસિદ્ધ થયા છે; વ્યાકરણના ગ્રંથો સંસ્કૃત–પ્રાકૃત–ગુજરાતીથી મિશ્ર છે અને કોષના ગ્રંથો અર્ધમાગધી–સંસ્કૃત–ગુજરાતી–હિંદી–અંગ્રેજીથી મિશ્ર છે.

આ વિષે શ્રી. રત્નચંદ્રજીને એક વાર પૃચ્છા કરવામાં આવેલી ત્યારે સંક્ષેપમાં વિસ્તૃત અર્થ સમાવી લેવાની સંસ્કૃત ભાષાની અસાધારણ શક્તિ હોવાથી તે પ્રતિનો પોતાનો પ્રેમભાવ કે પક્ષપાત હોવાનું કારણ તેમણે દર્શાવ્યું હતું. સંસ્કૃત ભાષા વસ્તુતઃ પ્રાચીન કાળની કથ્ય પ્રાકૃત ભાષાઓમાંથી સંસ્કાર પામીને બનેલી છે, પરંતુ તે સાહિત્યની ભાષા બનવાથી અને તેમાં પ્રાચીન પુષ્કળ સાહિત્ય લખાયું હોવાથી તેનું ખેડાણ સારી પેઠે થયું છે અને તેમાં ઉપર્યુક્ત ગુણવત્તા આવી છે એ વાત સાચી છે. અનેક પાશ્ચાત્ય પંડિતો પણ એ ભાષામાં લખાયલા પ્રાચીન સાહિત્ય ઉપર જ નહિ પણ એ ભાષાની વિશિષ્ટતા ઉપર આજે પણ વારી જાય છે.

પ્રાચીન કાળની સૂત્રાત્મક શૈલીથી આજના ગ્રંથો લખાતા નથી. આજે તો છાપવાની કળા ખીલી હોવાથી સાહિત્યનો વિસ્તાર ખૂબ વધી ગયો છે. આ વિસ્તારની વચ્ચે સૂત્રાત્મક પદ્ધતિ જાણે કેવળ દટાઈ ગઈ હોય તેમ જણાય છે, પણ તે શૈલી નિરર્થક જ છે એમ માનનારા મોટા સમાજની વચ્ચે તેની ઉપયોગિતા માનનારા શ્રી. રત્નચંદ્રજી જેવા કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો પણ મળી આવે છે. જ્યોર્જ રસેલ કહે છે : “ધાર્મિક ગ્રંથો કેટલા બધા અર્થઘન હોય છે. પૂર્વ તરફનો ફિલસૂફ પોતાનું જ્ઞાનસર્વસ્વ એક નાનકડી સૂત્રાવલિમાં ભરી દઈને વ્યકત કરી શકતો. કપિલ, પતંજલિ કે લાઓ–ત્ઝેનાં સૂત્રોનો વરસો સુધી નિદિધ્યાસ કરે તોય માણુસ તેના રહસ્યને ભાગ્યે જ પામી શકે છે. ખરેખર, જો કોઈ માણુસ તેમાંનું એક સૂત્ર પણ પૂરેપૂરું આત્મસાત્ કરી શકે, તો તેનામાં પોતાની સ્વતંત્ર ફિલસૂફીઓ રચવાની શકિત આવે...શબ્દોની અતિ વિપુલતાથી સાહિત્યને એટલું નુકસાન પહોંચ્યું છે કે સોનાના ચલણ ઉપર આવીએ તો જ તે ઊગરી શકે...સો વરસની અંદર કાગળ બનાવવા માટેનાં જંગલો કપાઈ ને ખલાસ થશે, અને બહુ જ કીંમતી વિચારો સિવાય બીજા કશા માટે કાગળ વાપરી શકાશે નહિ. આપણે ફરી

પાછા સાહિત્યમાં સુવર્ણચલણની પદ્ધતિ પર આવીશું; અને યોગ-દર્શનકાર ભગવાન પતંજલિ વિદ્યાપીઠોમાં સૌથી આદરણીય તત્ત્વજ્ઞ ગણાશે; અને જેમાં અર્થ તથા ભાવનાનાં ઉત્કટતા અને ગાંભીર્ય હશે એટલું જ સાહિત્ય પ્રસિદ્ધ કરવામાં આવશે."*

વર્તમાન સાહિત્યમાં અર્થઘનતા ઓછી થઇ છે અને શબ્દાળુતા વધી છે. થોડા જ શબ્દોમાં સંપૂર્ણ અર્થવાહક સત્ય કહેવું એ પણ એક કળા છે. એ કળા પ્રાંતીય ભાષામાં પણ ન લાવી શકાય તેમ નથી. ગાંધીજી, ટાગોર અને કાલેલકરના ગદ્યમાં એ કલા જોઇ શકાય છે, ત્યારે તેથી ઉલટી રીતે વર્તમાનપત્રોના લેખોમાં ઘણી વાર શબ્દાળુતા હોય છે. શ્રી. રત્નચંદ્રજી ગુજરાતી કરતાં સંસ્કૃતમાં કથિતવ્યને વધુ સંક્ષિપ્ત સ્વરૂપમાં મૂકવાની કળા સાધી શકયા હતા, તેથી એ ભાષા પ્રત્યે તેમનો પ્રેમ કે પક્ષપાત ઊતર્યો હોય તો એ અસ્વાભાવિક નથી. બાકી, સામાન્ય જનતાએ તેમના ઉપદેશપ્રધાન ગ્રંથોનો લાભ ગુજરાતી-હિંદી અનુવાદ-વિવેચન દ્વારા વધુ લીધો છે અને વ્યાકરણ-કોષાદિનો લાભ સંસ્કૃતદ્વારા વધુ લીધો છે એ વસ્તુસ્થિતિ છે.

( ૭ )

**પાશ્ચાત્ય વિચાર-ધોધની વચ્ચે**

શ્રી. રત્નચંદ્રજીનો ઉપદેશપ્રચાર અને જીવનશુદ્ધિ માટેનું માર્ગ-સૂચન તેમનાં વ્યાખ્યાનોના શ્રોતાઓમાં મર્યાદિત અંશે અસરકારક નીવડતાં. એ હેતુની સિદ્ધિ માટે તે ગ્રંથો લખતા અને તેનો પણ મર્યાદિત પ્રચાર થતો. વર્તમાન સમાજના માનસની પિછાણ કરીને જ તે ઉપદેશ આપતા કે ગ્રંથલેખન કરતા, પરંતુ આ કાર્યમાં તેમણે પ્રાપ્ત કરેલી સિદ્ધિ અનેક પ્રત્યાઘાતી બળોથી મર્યાદિત રહેવા પામી હતી. ઇશુની વીસમી સદી પશ્ચિમના ભૌતિક-વાદ તથા રાષ્ટ્રવાદનો વિચારધોધ આખા જગતમાં ફેલાવવા માટે

* The Living Torch.

જાણીતી થઇ છે; અધ્યાત્મવાદ તથા વસુધા-કુટુંબભાવના પ્રચાર માટે કાળની અનુકૂળતા રહી નથી; એ અનુકૂળતા ઉત્પન્ન કરવા માટે વિવેકાનંદ-દયાનંદ-ગાંધીજી-ટાગોર-રાધાકૃષ્ણન્‌નાં જબ્બર મથન પણ કેટલાં ઓછાં કાર્યસાધક નીવડ્યાં છે!

શ્રી. રત્નચંદ્રજીના ધ્યાનની બહાર આ વસ્તુસ્થિતિ નહોતી. તેમનો આદર્શ તેમના ચિત્તમાં સ્પષ્ટ હતો અને એ આદર્શાભિમુખ રહીને તે મથન કર્યે જ જતા, ફળનિષ્પત્તિ ન્યૂન થાય છે તે જોતા, પરંતુ તેથી તે નિરાશ થતા નહિ. તેમને હંમેશાં લાગ્યા કરતું કે પોતાનું મથન સિંધુમાં બિંદુવત્‌ છે, પરંતુ પોતાની પેઠે અનેક ત્યાગીઓ જો એવું મથન કરે તો ફળનિષ્પત્તિ જરૂર થાય; પણ ત્યાગીઓ-જૈન ત્યાગીઓ જેઓ નિજ વિશુદ્ધ જીવનથી દાખલો બેસાડીને જનતા ઉપર અસર નીપજાવી શકે તેવાઓ કેટલા થોડા હતા!

એક બાજુએ તેમને ત્યાગીઓની જીવનવિશુદ્ધિ માટે મનમાં આગ્રહ રહેતો અને તે માનતા કે તેઓની વિશુદ્ધિ સમાજને વિશુદ્ધ કરવા માટે ઉપયોગી બનશે, તો બીજી બાજુએ સમાજની વિશુદ્ધિ માટે પોતે પોતાથી બને તેટલું કર્યા કરતા. તેમને ખ્યાલ હતો કે ઘણી દિશાઓમાં કાર્ય થવાની જરૂર છે. રાષ્ટ્રવાદ એ ભૌતિકવાદ છે, સાપેક્ષ દૃષ્ટિએ રાષ્ટ્રવાદ ત્યાજ્ય નથી, પરંતુ રાષ્ટ્રવાદ તરફની પ્રગતિ પણ આત્માભિમુખ હોવી જોઇએ, એ દૃષ્ટિબિંદુ જ ભૂલી જવાતું હતું. ધર્મથી દૂર રહેતો અને કેટલેક અંશે ધર્મથી વિમુખ થતો યુવક વર્ગ ભૌતિકવાદ તરફ ઢળતો હતો, અને જોકે તે 'નીતિ'ને તો માન્ય રાખતો હતો, તોપણ તેની નીતિ આત્માભિમુખ નહોતી. તેને મન નીતિ એ ભૌતિક જગતના સુવ્યવસ્થિત સંચાલન માટે જ 'લૌકિક' માત્ર હતી, એટલે એ નીતિ બુદ્ધિવ્યાપારને વશ હતી. એ બુદ્ધિવ્યાપારના યોગે કરીને હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મચર્ય અને પરિગ્રહ પણ કાળવશ કે પ્રસંગવશ નીતિરૂપ બનવાને પાત્ર થાય છે, અને જીવનમાં એમ બન્યા પણ કરે છે. આત્મદૃષ્ટિની

અભિમુખતા વિના કેવળ લૌકિક-સ્થૂલ નીતિને જ જીવનનો ધર્મ સમજનાર યુવકોને એ ભૂલભરેલા માર્ગ પરથી સાચા માર્ગ પર લાવવાની જરૂર ઉત્તર વયમાં તેમના મનમાં ઊગી આવી હતી. તે માટે વધુ નહિતો એકાદ નાની પુસ્તિકા લખી શકાય તો ઠીક એમ પણ તેમના મનમાં હતું.* પરન્તુ સાધુજીવનની વિશુદ્ધિ માટેના કાર્યભારમાં તે પાછળથી એટલા ઊંડા ઊતરી ગયા હતા કે એ કાર્ય તે વખતે તેમના મનમાં રહ્યું, પણ પછી તે હમેશને માટે જ રહી ગયું.

---

* આ મનોભાવ મારી સમક્ષ પ્રકટ થવાનો યોગાયોગ એક વખત બની આવ્યો હતો. અમદાવાદમાં શ્રી. રત્નચંદ્રજી થોડા દિવસ થોભ્યા હતા, મને તેમના દર્શનનો લાભ મળ્યો હતો, તે વખતે મારો પુત્ર જે કૉલેજમાં અભ્યાસ કરતો હતો તે મારી સાથે હતો. તેમણે તેને અભ્યાસ વગેરેની પૃચ્છા કરીને છેવટે મને કહ્યું હતું: "લૌકિક નીતિને ધર્મ સમજનારા આ યુવકોને ઘણું સમજાવવા જેવું છે, મારાથી તે બને ત્યારે ખરું અને કદાચ ન પણ બને; તમારાથી બને તો કાંઈક લખજો."

## પ્રકરણ ૫ મું

# સર્વધર્મ-સમભાવ

(૧)

**અવધાનશક્તિ અને સંસ્કારશીલતા**

શ્રીમાન્ રાજચંદ્રની અવધાનશક્તિ વિષે ઉલ્લેખ કરતાં મહાત્મા ગાંધીજીએ કહ્યું છે : "સ્મરણશક્તિ ઘણાની તીવ્ર હોય છે, તેથી અંજાવાની કશી જરૂર નથી. શાસ્ત્રજ્ઞાન પણ ઘણાને જોવામાં આવે છે, પણ જો તે સંસ્કારી ન હોય તો તેમની પાસેથી ફૂટી બદામ પણ નથી મળતી. સંસ્કાર સારા હોય ત્યાં જ સ્મરણ-શક્તિ અને શાસ્ત્રજ્ઞાનનો મેળાપ શોભે અને જગતને શોભાવે."

શ્રી. રત્નચંદ્રજી પણ અવધાનશક્તિ ધરાવતા હતા પરન્તુ એ શક્તિને તેમણે કદાપિ પોતાની પરમસિદ્ધિ માની નહોતી. એ શક્તિ કેવી રીતે કેળવાય તે વિષે ઘણા જિજ્ઞાસુઓ તેમને પૂછતા અને પોતે પણ એ શક્તિ કેળવવા ઇચ્છા દર્શાવતા; સ્થળે સ્થળે તેમને એ પ્રયોગો કરી બતાવવાને નિમંત્રણો મળતાં તથા આગ્રહ થતો, પરન્તુ એવા જિજ્ઞાસુઓ અને પૃચ્છકોને તે સ્પષ્ટ રીતે કહેતા કે "તમે શામાટે એવા પ્રયોગો જોવાની આકાંક્ષામાં ઘેલા બનો છો? જીવનની એ કાંઈ પરમસિદ્ધિ નથી. એ સિદ્ધિ તો વિશુદ્ધ ચારિત્ર્યમાં રહેલી છે. જો ચારિત્ર્યસિદ્ધિ ન કરી હોય તો અવધાન-પ્રયોગો અને જાદૂગરના જાદૂના પ્રયોગો વચ્ચે કશો તફાવત નથી."

તેથી શ્રી. રત્નચંદ્રજીએ પોતાની ધારણાશક્તિનો ઉપયોગ શાસ્ત્ર-

જ્ઞાન વધારવામાં તથા ગ્રંથરચના કરવામાં જ વિશેષાંશે કર્યો હતો, અને શેષ શક્તિ સમભાવપૂર્વક ધર્મનું રહસ્ય સમજવામાં, સમજાવવામાં તથા જીવનમાં ઊતારવામાં ઉપયોગમાં લીધી હતી. તેમની ચિત્તભૂમિની સંસ્કારશીલતાનો પરિચય તેમના ઉદ્‌ગારોદ્વારા તથા જીવનચર્યાદ્વારા થવા પામે છે.

**સંપ્રદાય અને સાંપ્રદાયિકતા**

જૈન ધર્મનું મૂળ એક છે પણ તેની શાખાઓ ત્રણ છે: શ્વેતાંબર સ્થાનકવાસી, શ્વેતામ્બર મૂર્તિપૂજક અને દિગંબર. ધાર્મિક માન્યતા-ભેદ અંગે એ ત્રણ શાખાઓ પડી છે અને એ શાખાઓમાંથી કેટલીક ઉપશાખાઓ પણ ફૂટી છે. એક જ થડમાંથી આ શાખાઓ અને ઉપશાખાઓ ફૂટવાનું જો કારણ તપાસીએ તો જણાય છે કે આત્માના અંતિમ ધ્યેય મોક્ષની પ્રાપ્તિને માટે જે જે માર્ગો જુદા જુદા આચાર્યોની ચિત્તભૂમિમાં સ્ફુર્યા તે તે માર્ગો તેમણે પ્રબોધ્યા અને તેમની આસપાસ જ્યારે તે તે માન્યતાની જનતા વીંટળાઈ વળી ત્યારે તેના સંપ્રદાયો બંધાયા. આગળ જતાં એ સંપ્રદાયોમાં રાગદ્વેષ પેઠા અને શ્રી. રત્નચંદ્રજીએ એક વ્યાખ્યાનમાં કહ્યું છે તે મુજબ 'સંપ્રદાય' એ 'સંપ્રદાહ' રૂપ બની ગયા એ જુદી વાત, પણ કોઈપણ ધર્મ કે સંપ્રદાયમાં રહીને માનવીએ શુદ્ધ ચારિત્ર્ય-નિર્વાહની કેટલી સિદ્ધિ કરી તે જ પ્રશ્ન પ્રધાન છે. એક બીજા *વ્યાખ્યાનમાં તેમણે કહેલું કે "સંપ્રદાય એ તો એક ખેતર વાડીને કરવામાં આવતી કાંટાની વાડ સમાન છે. ખરી પેદાશ તે ખેતર કે વાડીની જમીનમાં થાય છે. કિંમત જમીનની અંકાય છે કાંઈ વાડની કિંમત અંકાતી નથી. અલબત્ત, અમુક અંશે વા. ખેતરનું રક્ષણ કરે છે પણ ખેતરની જમીનમાં કાંઇ પાક હોય તો જ નહિતો ખાલી વાડ શા કામની? તેવી જ રીતે આત્મા કે અંતઃકરણ

* "ધાર્મિક જીવન."

રૂપ ખેતરમાં ધર્મનો પાક ઉગ્યો હોય તો કદાચ તેને અમુક હદ સુધી સંપ્રદાયરૂપ વાડની જરૂર પડે, પણ જ્યાં પાક જ ન હોય ત્યાં ખાલી સંપ્રદાયની વાડોને શું કરવાની હતી ? આજકાલ તો વાડોની જેટલી દરકાર રાખવામાં આવે છે તેટલી પાકની દરકાર કરવામાં આવતી નથી; તેથી બહારનાં ચિહ્નોમાં મુંઝાઈ જવું નહિ પણ અંતરમાં ઊંડા ઊતરી આત્મિક ધર્મ અને સદ્દગુણોનો પાક મેળવવાનો પ્રયત્ન કરવો.''

**સાપેક્ષ દૃષ્ટિ**

શ્રી. રત્નચંદ્રજીએ સ્થાનકવાસી જૈન સંપ્રદાયમાં દીક્ષા પામીને એ જ સંપ્રદાયમાં જીવન ગાળ્યું હતું. એ સંપ્રદાયમાં રહીને તેમણે સંપ્રદાયની જનતાને, સંપ્રદાય બહારની જૈન જનતાને અને જૈનેતર જનતાને જીવનવિશુદ્ધિને માર્ગે દોરવા યત્ન કર્યો હતો, પરંતુ કોઇને પણ પોતાના સંપ્રદાયમાં જ સત્ય રહસ્ય રહેલું છે અને ઇતરત્ર કશું નથી એવી એકાંતદૃષ્ટિની વાત કદાપિ કહી નહોતી, એ એમના સર્વધર્મ–સમભાવનું મુખ્ય લક્ષણ હતું. સ્વસંપ્રદાયને તેમણે માત્ર એક વાડરૂપ જ માન્યો હતો, બાકી તો ચારિત્ર્યવિશુદ્ધિ જ તેમને મન સત્ય ધર્મ હતો. આ માન્યતામાં તે જૈન ધર્મના સ્યાદ્દવાદને અથવા સાપેક્ષવાદને–આઈનસ્ટાઇનના Law of Relativity ને કેવી રીતે અનુસરતા હતા તે તેમના જ ઉદ્દગારો ઉપરથી સમજી શકાય તેમ છે.

એક વ્યાખ્યાનમાં તેમણે કહ્યું હતું કે "વાદળમાંથી પડતું પાણી એક જ છે. તળાવમાં તે પાણી ભેગું થયું તોપણ એક જ. ગૃહસ્થોની સ્ત્રીઓ પાણી ભરવાને આવી અને તે પાણી પોતપોતાના વાસણમાં ભર્યું, ત્યાં ભેદ ઉત્પન્ન થયો કે 'આ પાણી બ્રાહ્મણનું અને આ ભંગીનું.' પાણીમાં આભડછેટ કે ભેદ નહોતો પણ વાસણમાં આભડછેટ આવી–ભેદભાવ ઉત્પન્ન થયો. વાસણ ફૂટી જાય અને પાણી તળાવમાં પાછું પડે તો તે એકનું એક જ રહે. તેવી

રીતે આત્મરૂપ તળાવમાં પાણીરૂપ ધર્મ એક જ છે, પણ સંપ્રદાયરૂપ વાસણમાં જ્યારે ધર્મનો પ્રવેશ થયો, ત્યારે જ ભેદ આવ્યો. આ સંપ્રદાયોએ ધર્મમાં ગૂંચવાડો પેદા કર્યો છે. વિચારક માણસ પણ ભ્રમમાં પડી જાય છે કે હિંદુ ધર્મ સાચો કે મુસલમાન? યહૂદી ધર્મ સાચો કે ક્રિશ્ચિયન? બૌદ્ધ ધર્મ સાચો કે જૈન ધર્મ? એક કહે છે કે હિંદુ થવાથી જ મોક્ષ મળશે, ત્યારે બીજો કહે છે કે મુસલમાન ધર્મમાં દાખલ થયા સિવાય કદિ પણ ખુદાની મહેરબાની મેળવી શકાશે નહિ. આમ એક એકથી એટલી વિપરીતતા બતાવે છે કે એકને ત્યજ્યા સિવાય બીજાનો સ્પર્શ પણ થઇ શકતો નથી. ધર્મોની આવી વિવિધતામાં ગૂંચવાડો ઊભો થાય એ સ્વાભાવિક છે, પણ હું તમને એક ચશ્માની જોડ આપું છું તે ચડાવીને જોવાથી આ ગૂંચવાડો દૂર થઇ જશે. આ ચશ્માનું નામ છે 'નયદૃષ્ટિ' યાને 'ન્યાયદૃષ્ટિ,' અથવા 'અપેક્ષાદૃષ્ટિ:' અર્થાત્ કોઈ પણ વસ્તુનું નિરીક્ષણ તેની એક બાજુ તપાસવાથી થઇ શકતું નથી, સર્વ બાજુઓ તપાસવી જોઈએ. ઉક્ત ચશ્મા વિના એક બાજુ જ જોવાય છે એટલે વસ્તુનું ખરું જ્ઞાન મળતું નથી અને તેથી ગોટાળો ઉત્પન્ન થાય છે, પરસ્પર વિરુદ્ધતા જણાય છે, પક્ષપાત બંધાય છે; પણ નયદૃષ્ટિના ચશ્મા ચઢાવતાં પક્ષપાત દૂર થઈ જાય છે અને સત્યાસત્યનું પૃથક્કરણ થાય છે."

(૨)

**જાણવાયોગ્ય શું: મતભેદ કે સમાનતા?**

જ્યારે જ્યારે કોઈ જાહેર ચર્ચાનો પ્રસંગ ઉપસ્થિત થતો ત્યારે ત્યારે સર્વધર્મ–સમભાવ પ્રતિનું શ્રી. રત્નચંદ્રજીનું આ માનસિક વલણ વ્યાખ્યાનોમાં સ્ફુટ થતા વલણ કરતાં વધારે સ્પષ્ટ અને વધારે સજીવ દેખાઇ આવ્યા વિના રહેતું નહિ.

જયપુરમાં જ્યારે તેમણે અવધાન કર્યાં ત્યારે એક પંડિત પ્રવીણચંદ્રજી સાથે હિંદી ભાષામાં વાર્તાલાપનો પ્રસંગ યોજાયો હતો.

વાર્તાલાપ કયા પ્રશ્ન કે વિષય પર ઉપસ્થિત થશે તે કાંઇ નિશ્ચિત નહોતું. શાસ્ત્રીજીએ પૂછયું: "દિગંબર અને શ્વેતામ્બરમાં કયો મતભેદ રહેલો છે?" પ્રશ્ન થતાં જ શ્રી. રત્નચંદ્રજીએ સામો પ્રશ્ન કર્યો: "મતભેદ પૂછવાનું કારણ શું છે? અત્યારે તો મતભેદ જાણવાનો જમાનો છે કે મતભેદ ભૂલવાનો?"

પણ શાસ્ત્રીજી પોતાના પ્રશ્નમાં પાછા હઠે તેવા નહોતા. તેમણે સાફ જવાબ આપ્યો: "હું તો મતભેદ જાણવા માટે જ પૂછું છું ને?"

શ્રી. રત્નચંદ્રજીએ કહ્યું: "આજે મતભેદ જાણવાની કશી જરૂર નથી-બેઉમાં કયાં કયાં સમાનતા છે તે જાણવાની જરૂર છે. મૂળમાં બેઉ એક જ છે. બેઉ મહાવીર સ્વામીને માને છે. બેઉ અહિંસા, સત્ય, આદિ ધર્મને માને છે. બેઉ ક્ષમા, નિર્લોભ, સરલતા, મૃદુતા આદિને યતિધર્મ માને છે. હું તો સંગ્રહનયની દષ્ટિથી મૂળની તરફ જ જોઉં છું, અને મને કોઇ ભેદ માલૂમ પડતો નથી. જે જે મતભેદ જોવામાં આવે છે તે વાસ્તવિક નથી, પરન્તુ દષ્ટિના ભેદથી જ ભેદ દેખાય છે. મૂળમાં તો એક જ તત્ત્વ વ્યાપી રહેલું છે....મહાવીર પ્રભુએ બતાવેલા તત્ત્વમાં ભેદ નથી. મતભેદની દષ્ટિથી મનમાં ભેદભાવ અને વિષમ ભાવ ન રાખતાં ઐકયભાવથી પરસ્પર પ્રેમ-ભાવ-બંધુભાવ રાખવો જોઇએ તથા દેશની અને સમાજની ઉન્નતિ થાય એવી રીતે સંયુક્ત કાર્ય કરવું જોઈએ."

જે ઇષ્ટ કાર્યોમાં સમગ્ર જનતા પરસ્પર સહાય કરીને ફલસિદ્ધિ કરી શકે તે કાર્યો બધા સમાજો, વર્ગો અને જ્ઞાતિઓએ મળીને કરવાં જોઇએ, અને જે કાર્યોમાં જૈનોના બધા ફીરકાઓ એકત્ર મળીને ઇષ્ટસિદ્ધિ કરી શકે તે કાર્યોમાં તેમણે મત-મતાંતર ત્યજીને ઉદ્યમ કરવો જોઇએ એમ શ્રી. રત્નચંદ્રજી હમેશાં કહેતા. ઇષ્ટસિદ્ધિ જ ધ્યેય હોવું જોઇએ અને તે માટે મતમતાંતરોને તિરોહિત કરવા જોઇએ. સમગ્ર જૈન જનતાને ઇષ્ટ કોઈ કાર્ય હોય તો તે ત્રણે ફીરકાને

પરસ્પર સહકારપૂર્વક વર્તવાનું કહેતા અને બે ફીરકાને ઇષ્ટ હોય તો બેઉને એકત્ર મળીને કરવાનું કહેતા. વિહાર દરમ્યાન અનેક સ્થળોએ તે બે વર્ગો કે ત્રણે વર્ગોને એકત્ર કરીને પોતાનું કથિતવ્ય કહી સંભળાવતા અને જાહેર સમારંભોમાં તેમને સાથે રહેવા સૂચવતા. જાહેર સભામાં ઇતર કોઈ પ્રસંગ ઉપસ્થિત થતાં ત્રણે ફીરકાઓનું મંડળ મેળવીને જૈન ધર્મનો સમગ્ર રીતે ઉદ્યોત થાય એવું કરવાને તે બહુ ઉત્સુક રહેતા. અલ્વરમાં તેમણે એક જૈન મિત્રમંડળ સ્થપાવ્યું હતું તેમાં બધા ફીરકાઓના સભ્યોને સ્થાન મળતું હતું. જયપુરમાં દિગંબર, શ્વેતામ્બર અને સ્થાનકવાસી એમ ત્રણે ફીરકાઓ તરફથી મહાવીર જયંતી ઉજવવામાં આવી હતી તેમાં તેમણે વ્યાખ્યાન પણ આપ્યું હતું. આગ્રામાં પાર્શ્વનાથ જયંતીમાં શ્વે૦ મૂ૦ મુનિ ઇંદ્રવિજયજી, શ્રી. રત્નચંદ્રજી અને શ્રી. ચોથમલજીએ પરસ્પર સહકાર આપ્યો હતો તથા વ્યાખ્યાનો આપ્યાં હતાં. પાલણપુરમાં શ્રી. રત્નચંદ્રજી તથા શ્રી. જવાહરલાલજીએ શ્વે૦ મૂર્તિપૂજક સંઘના બોર્ડીંગ હાઉસમાં બે મૂ૦ જૈન સાધુઓની સાથે જઈને જાહેર વ્યાખ્યાનો આપ્યાં હતાં. મૂર્તિપૂજક જૈન વર્ગના ઘણા સુચરિત સાધુઓનો સમાગમ તેમણે સાધ્યો હતો, અને પરસ્પર જ્ઞાનવિનિમય કર્યો હતો. સંવત્સરીની એકતાના પ્રશ્ન પરત્વે તેમણે શ્વે૦ મૂ૦ મુનિ વિકાશવિજયજી સાથે સારી પેઠે વિચારવિનિમય કર્યો હતો.

સંવત ૧૯૯૫માં જૈન સાહિત્યની શુદ્ધિ અને સંશોધન માટે એક સંસ્થા હોવાની આવશ્યકતા તેમને જણાઈ ત્યારે જૈન સૂત્રોને માન્ય રાખનારા શ્વેતામ્બર મૂર્તિપૂજક અને શ્વેતામ્બર સ્થાનકવાસી એમ બંને વર્ગોને સૂત્રોમાં પેઠેલા પ્રક્ષિપ્ત ભાગો, જૈનેતર વિદ્વાનોએ કરેલા સંશોધનને કારણે પેઠેલી અશુદ્ધિઓ અને એને પરિણામે થતા અનર્થો, એ બધાનો ખ્યાલ આપનારો નિબંધ લખ્યો હતો અને બેઉ વર્ગોને એકત્ર થઈને જૈન સાહિત્યનું વિશુદ્ધીકરણ કરવાનું આહ્વાન કર્યું હતું.

( ૩ )

જૈન ધર્મના જુદા જુદા સંપ્રદાયો પ્રત્યે તેમનો જેવો સમભાવ હતો તેવો જ સમભાવ જૈનેતર ધર્મો અને સંપ્રદાયો પ્રત્યે પણ હતો.

**સમન્વય-દૃષ્ટિ**

આ કારણથી આમંત્રણ મળતાં તેમણે વેદાંતીઓની સંસ્થામાં, આર્યસમાજીઓના મંદિરોમાં અને સીખ લોકોના ગુરુદ્વારાઓમાં જઈને પણ વ્યાખ્યાનો આપ્યાં હતાં. ધર્મ પ્રત્યેની તેમની અનેકાંત તથા સમન્વયશીલ દૃષ્ટિ ઇતર ધર્મો વિષેની ચર્ચામાં વધારે વિશદ સ્વરૂપને પામતી માલૂમ પડતી હતી.

વાંકાનેરમાં અવધાનપ્રસંગે એક શાસ્ત્રીજી અને શ્રી. રત્નચંદ્રજી વચ્ચે સંસ્કૃત ભાષામાં વાર્તાલાપ યોજવામાં આવ્યો હતો. શાસ્ત્રીજીએ વાર્તાલાપમાં 'બ્રહ્મના સ્વરૂપ' વિષે તેમનો અભિપ્રાય જાણવા માંગ્યો. તેમણે પ્રશ્ન કર્યો: "બ્રહ્મનું સ્વરૂપ કેવું છે?"

શ્રી. રત્નચંદ્રજીએ જણાવ્યું: "બ્રહ્મ વિજ્ઞાનમય અને આનંદમય છે. બ્રહ્મનું સ્વરૂપ જ્ઞાનાનંદરૂપ છે."

"તે સાકાર છે કે નિરાકાર?"

"એક અપેક્ષાએ સાકાર અને એક અપેક્ષાએ નિરાકાર છે."

"બ્રહ્મ કઈ અપેક્ષાએ સાકાર અને કઈ અપેક્ષાએ નિરાકાર કહેવાય?"

"શુદ્ધિની અપેક્ષાએ નિરાકાર અને અશુદ્ધિની અપેક્ષાએ સાકાર."

"એમાં વળી શુદ્ધિ-અશુદ્ધિ કેવી?"

"નિશ્ચય-નયથી બ્રહ્મ વિશુદ્ધ ચૈતન્યમય છે, પણ જ્યારે માયા-પ્રકૃતિથી એટલે કર્મથી તે લેપાય છે ત્યારે તે અશુદ્ધ બને છે; શુદ્ધ (નિર્ગુણ) બ્રહ્મ માયાથી પર હોઈને, દેહરહિત હોવાથી નિરંજન-

નિરાકાર હોય છે; અને માયાથી વીંટાએલો બ્રહ્મ ( આત્મા ) દેહધારી હોવાથી સાકાર હોય છે. આપણે સૌ દેહધારી છીએ, ત્યાંસુધી સાકાર છીએ, તેથી તમારામાં અને મારામાં આત્મતત્ત્વ એક જ હોવા છતાં ભેદ દેખાય છે; એ ભેદ શરીરે પાડેલો છે, આત્મા એ નહિ. જેમ જેમ આત્મશુદ્ધિ થતી જાય, તેમ તેમ ભેદનાશ સંભવે. એ જ પ્રમાણે જેટલી અપૂર્ણતા તેટલા મતભેદ."

"જેમ બધી નદીઓ સાગરમાં ભળે છે, તેમ સર્વ નમસ્કાર 'કેશવ'ને પહોંચે છે, એમ અમે માનીએ છીએ. તે સંબંધે આપની શી માન્યતા છે ?"

"અમે નામભેદનો આગ્રહ રાખતા નથી પણ સ્વરૂપને જ ચિંતવીએ છીએ; જેમકે—

**भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।**
**ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥"** *

આ વાર્તાલાપમાં શ્રી. રત્નચંદ્રજી આચાર્ય હેમચંદ્રને પગલે ચાલ્યા હોય એમ પ્રતીત થાય છે. 'પ્રભાવક ચરિત' માં હેમચંદ્રસૂરિનો પ્રબંધ છે તેમાં એવી વાત કહેલી છે કે હેમચંદ્રાચાર્ય જ્યારે રાજા સિદ્ધરાજ સાથે સોમેશ્વર મહાદેવના મંદિરે ગયા હતા ત્યારે મહાદેવને નમન કરતાં તેમણે જે શ્લોક ઉચ્ચાર્યો હતો તે ઉપર આપેલો શ્લોક હતો. તેમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને જિન એ બધા દેવોને નમસ્કાર છે, પણ નામરૂપે નમસ્કાર નથી–જેણે રાગદ્વેષનો ક્ષય કર્યો છે એવા દેવને નમસ્કાર છે. અહીં શ્રી. રત્નચંદ્રજી પણ નામભેદનો આગ્રહ નથી રાખતા, પણ રાગદ્વેષનો ક્ષય કરનાર આત્માને મહત્ત્વ આપે છે, અને એ રીતે બ્રહ્મનું શુદ્ધ–નિર્મળ–નિરાકાર સ્વરૂપ જ ઉપાસ્ય છે એમ સૂચવતાં **विज्ञानमानन्दं ब्रह्म** એ

---

*અર્થ—ભવબીજ-અંકુરવાળા, રાગદ્વેષ ક્ષય પામ્યા છે જેના,
બ્રહ્મા હો, વિષ્ણુ હો, શંકર જિન હો, સદા નમન તેને.

બૃહદારણ્યક ઉપનિષદ્‌માંના સૂત્રમાં કહેલા બ્રહ્મના સ્વરૂપનો પુરસ્કાર કરે છે; તે સાથે સગુણ બ્રહ્મને માયાથી–કર્મથી લિપ્ત કહીને શ્રી. આનંદઘનજીએ કહ્યા મુજબ 'દોષરહિતને રે લીલા નવિ ઘટે રે, લીલા દોષવિલાસ'–એવા સગુણ બ્રહ્મનું સ્વરૂપ કેવી રીતે આત્મા–આત્મા વચ્ચે ભેદ પ્રતીત કરાવે છે તે સમજાવે છે: એ રીતે બ્રહ્મના સ્વરૂપ વિષેનો પોતાનો મત તે દર્શાવે છે. આત્મા–આત્મા વચ્ચેનો અભેદ અને ભેદ બેઉ કેવી રીતે પ્રતીત થાય છે તે વિષેના આ વિવરણમાં તેમની સ્યાદ્‌વાદ અથવા સમન્વયશીલ દૃષ્ટિ આપોઆપ પરખાઈ આવે છે.

આ જ સમન્વયશીલ દૃષ્ટિથી તેમણે ઘણી વાર પૃચ્છકોની શંકાઓ તથા તર્કોનું સમાધાન કર્યું હતું. જૈનેતર ધર્મોના સિદ્ધાન્તોની જૈન ધર્મના સિદ્ધાન્તો સાથે તાત્ત્વિક સમતા દર્શાવવાનો તેમનો ઉદ્યમ એક વિશાળ ધર્મભાવના પ્રબોધવાનો અને પ્રચારવાનો હતો.

જૈન ધર્મનો કર્મવાદ જાણીતો છે. સામાન્ય માન્યતા એવી છે કે જૈનો કર્મોને છેદવાનું માને છે, કર્મોપાસનાને માનતા નથી. આ માન્યતાનો પ્રતિધ્વનિ જયપુરમાં અવધાન–પ્રસંગની સભામાં પડ્યો હતો. જાણીતા જૈન પંડિત શ્રી. બેચરદાસજી અને શ્રી. રત્નચંદ્રજી વચ્ચે પ્રાકૃત ભાષામાં વાર્તાલાપ યોજાયો હતો, તેમાં પંડિતજીએ પ્રશ્ન કર્યો હતો કે "અહિંસાપ્રધાન જૈન ધર્મની સાથે **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** એ ગીતાવાક્યની સંગતિ કેવી રીતે બેસી શકે?"

મુનિશ્રીએ પૂછ્યું: "આપને એમાં કઈ અસંગતિ દેખાય છે?"

"કર્માધિકાર આપવામાં જૈન ધર્મ પ્રતિષેધ કરે છે, કેમકે તેમાં હિંસાનો સંભવ છે."

"વૈદિક ધર્મ પણ શુભ કર્મનો જ અધિકાર આપે છે કે અશુભનો પણ?"

"કયાં કર્મ શુભ છે, અને કયાં અશુભ છે?"

"શુભ અધ્યવસાયથી કરેલાં કર્મો શુભ છે, અને અશુભ અધ્યવસાયથી કરેલાં કર્મો અશુભ છે. શુભ અધ્યવસાય વિદ્યમાન હોવા છતાં કોઇ કોઇ વાર અશુભ કર્મ થાય છે તોપણ તેમાં કર્મબંધનનો સંભવ નથી, અને અશુભ અધ્યવસાયમાં કોઇ કોઇ વાર શુભ કર્મ થાય છે તોપણ શુભ કર્મબંધનો સંભવ નથી, કારણકે અધ્યવસાયને અનુસારે જ શુભ વા અશુભ કર્મોનો બંધ થાય છે."

"વૈદિક ધર્મ પણ અશુભ અધ્યવસાયજનિત કર્મ કરવાનો અધિકાર આપતો નથી; પરંતુ શુભાશયવાળાં કર્મોનો જ અધિકાર આપે છે."

"તો પછી કોઇ પ્રકારનો વિરોધ રહેતો નથી. બેઉની એકવાક્યતા થવાથી સમ્યક્ પ્રકારે સંગતિ થાય છે."

"मा फलेषु कदाचन એમાં પણ સંગતિ છે?"

"એમાં તો અસંગતિની શંકા જ નથી. જૈન ધર્મ કહે છે કે 'ન આ લોકને માટે તપોનુષ્ઠાન કરવું, ન પરલોકને માટે, ન કીર્તિ–વર્ણ–શબ્દ–પ્રશંસાને માટે કર્માનુષ્ઠાન કરવું; માત્ર નિર્જરાને માટે જ (તપસ્યાદિ) અનુષ્ઠાન કરવું. (દ. વૈ., અ. ૯, ૩).' એ પ્રમાણે બધાં અનુષ્ઠાન કર્મોની નિર્જરાને માટે જ કરવાં, અન્ય પ્રકારની અભિલાષા ન રાખવી એવો સ્પષ્ટ નિર્દેશ છે."

શ્રી. રત્નચંદ્રજીની સમન્વયદૃષ્ટિ એકાંતિક કે અમર્યાદ નહોતી. કોઈ પણ ધર્મના કોઈ પણ સિદ્ધાન્તની તાત્ત્વિકતાને તે વિશાળ દૃષ્ટિથી અવલોકતા; એ તાત્ત્વિકતા સાથે પોતાની

**સમન્વયની મર્યાદા**

વિચારસૃષ્ટિનો સમન્વય જેટલે અંશે થાય તેટલે અંશે જ તે કરતા, પણ તે કરતાં આગળ જતા નહિ. આગળ જતાં જો વિચારભેદ પડે તો ત્યાંથી તે અટકતા અને ભેદ જાણવાના જિજ્ઞાસુને તે જણાવતા.

શ્રી. રત્નચંદ્રજીની સમન્વયદૃષ્ટિ અને તેની મર્યાદા ઉભયને

દર્શાવનારું એક ઉદાહરણ* 'સૃષ્ટિવાદ અને ઈશ્વરમાં'થી પ્રસંગોચિત બનશેઃ "ખરી રીતે અવતારવાદનો વિકાસ કરવાને જ પુરાણોની રચના કરવામાં આવી છે એમ કહીએ તો ખોટું નથી....તેમને ઇશ્વર કોટિમાં માનીને તેમને હાથે લડાઈનો ઉપદેશ આપી રાગદ્વેષનાં કામ કરાવવાં એ તો નરી વિચારશૂન્યતા યા અજ્ઞતા નહિ તો બીજું શું કહેવાય ?" અહીં શ્રી. રત્નચંદ્રજી અવતારવાદ પ્રતિ અવિરોધ પ્રકટ કરે છે, પરન્તુ રાગદ્વેષ ઉત્પન્ન કરે તેવાં અવતારોનાં કાર્યો પ્રતિ વિરોધ દર્શાવે છે.

એક વાર્તાલાપમાંથી પણ આ સમન્વયશીલતાની મર્યાદાનું ઉદાહરણ મળે છે. વઢવાણ કેમ્પમાં અવધાન–પ્રસંગે બે યહૂદી ભાઈઓએ તેમની સાથે 'પુનર્જન્મ' વિષે હિંદી ભાષામાં વાર્તાલાપ કર્યો હતો. પ્રશ્ન કરવામાં આવ્યો કે "આપના ધર્મમાં પુનર્જન્મ કહ્યો છે, અને અમારા ધર્મમાં પુનર્જન્મ નથી કહ્યો; બાઇબલમાં નથી કહ્યો, પરંતુ વેદોમાં કહ્યો છે."

મુનિએ પૂછ્યું: "હા, પુનર્જન્મ ન હોય તો મનુષ્યે નીતિ અને ધર્મ પાળવાની શી જરૂર ?"

"નજાતને માટે–મનુષ્યને બિહિસ્તમાં જગ્યા મળે તે માટે."

મુનિશ્રીએ કહ્યું: "હા, તો બિહિસ્તમાં જગ્યા મળે એ જ બીજી દુનિયામાં થએલો એનો પુનર્જન્મ છે."

બેઉ માન્યતાઓ વચ્ચેની સમન્વયશીલતા આટલેસુધી ચાલી શકી, પરંતુ ત્યાં જ તેની મર્યાદા આવી રહી. એટલે આગળ એ વાર્તાલાપ ન્યાયદૃષ્ટિના પુરસ્કારપૂર્વક જ ચાલી શક્યો.

યહૂદી ભાઈએ કહ્યું: "એ બિહિસ્તમાંથી મનુષ્યને આ દુનિ-

* પૌરાણિક, મુસ્લીમ અને ક્રિશ્ચિયન સૃષ્ટિની સમાલોચના. પૃ. ૨૪૯

યામાં પાછા આવવું પડતું નથી, એટલે આ દુનિયામાં તેનો પુનર્જન્મ થતો નથી."

"બિહિસ્તમાં ક્યાંસુધી રહે છે?" મુનિશ્રીએ પૂછયું.

"કાયમને માટે." જવાબ મળ્યો.

"એ રીતે બધા જીવો બિહિસ્તમાં અને જહન્નમમાં કાયમ જઇને રહે તો આ દુનિયા એક વખત ખાલી થઇ જાય."

"તો ખુદા નવો આદમી પેદા કરીને દુનિયામાં મોકલે છે, અને એ નવો આદમી જેવું કામ કરે છે તેવું ફળ તેને મળે છે."

"હા, પરંતુ ખુદાને નવો જીવ પેદા કરવાની શી જરૂરત?"

"નજાતને માટે."

"એ દુનિયાના બધા જીવો પણ બિહિસ્તમાં ચાલ્યા જાય તો પછી?"

"તો વળી ખુદા નવી દુનિયા પેદા કરે."

"પ્રયોજન વિના પ્રવૃત્તિ થતી નથી; ખુદાને દુનિયા બનાવવાની ઇચ્છા કેમ થાય છે?"

"જોવાને માટે ખુદા નવી રચના કરે છે. તે જોવા માંગે છે કે હવે લોકો કેવી રીતે વર્તે છે."

"વસ્ત્રને મેલું કરીને પછી ધોવું તેનો શો અર્થ?"

"પરીક્ષા કરી જોવા માટે."

"એ તો આપણા જેવા આદમીની વાત છે. ખુદા સર્વજ્ઞ છે. તેના સંબંધમાં એવું હોઈ શકે નહિ."



# પ્રકરણ ૬ ઠું

---

## વિશાળ વિચારસૃષ્ટિ

(૧)

**"ઐહિક અને પારમાર્થિક અભ્યુદય"**

સર્વ ધર્મો પ્રતિ સમભાવ ઉપદેશવામાં જૈન સ્યાદ્વાદ–દષ્ટિ તરફ અંગુલિનિર્દેશ કરવા ઉપરાંત જૈન ધર્મની દષ્ટિવિશાળતા સંબંધે શ્રી. રત્નચંદ્રજીએ એક વ્યાખ્યાનમાં કહેલું : "જેથી તમામ લોકોમાં સ્વાસ્થ્ય પ્રસરે તેવી મૈત્રી આદિ ભાવના, સમસ્ત પ્રજાકીય વ્યવહારને ઉન્નત સ્થિતિમાં લાવનાર શુદ્ધ નીતિ, નિષ્પક્ષપાત દષ્ટિ, આત્મભાવના, અબાધિત નિર્દોષ સિદ્ધાન્તનિરૂપણ, શારીરિક–માનસિક–આત્મિક શુદ્ધિ, ઉંચી ભાવનાદષ્ટિ સાથે કર્તવ્યદષ્ટિ, એ જ ધર્મની વિશાળતા અને દૂરદર્શિતા છે. ઐહિક અને પારમાર્થિક બન્ને પ્રકારના અભ્યુદય જેથી થઈ શકે તેવી વિશાળ ભાવના, વિશાળ દષ્ટિ અને વિશાળ કર્તવ્ય જે ધર્મમાં ઉપદેશ્યાં હોય તે જ ધર્મને વિશાળ કહી શકાય."

પારમાર્થિક અભ્યુદયની વાતો તો આજે દરેક ધર્મનો દરેક ધર્મોપદેશક કરે છે, કારણકે તેના પદ તથા તેના સંપ્રદાયનું અસ્તિત્વ એ વાતોને જ આભારી હોય છે; પરંતુ ઐહિક અભ્યુદયની વિચારણામાં તે મોટે ભાગે પાછો પડે છે. તે કહે છે કે 'ઐહિક અભ્યુદય' એ ધર્મની વાત નથી–અર્થ અને કામની વાત છે; 'સમસ્ત પ્રજાકીય વ્યવહારની ઉન્નત સ્થિતિ' એ ધર્મોપદેશકના કર્તવ્ય–વર્તુળમાં નથી

આવતી; દેશ, રાષ્ટ્ર કે સમાજના 'સ્વાસ્થ્યની વિચારણા' એ 'ધર્મ'થી દૂરસ્થ છે, ધર્મગુરુઓને તે સાથે લેવા–દેવા નથી. ધર્મગુરુઓની આ પ્રકારની કૂપમંડુકતા તેમને આધુનિક વિચારપ્રવાહથી અને સમસ્ત જનસમાજની વર્તમાન સ્થિતિના દર્શનથી દૂર રાખ્યા કરે છે.

આ કૂપમંડુકતા છે કારણકે તેમાં એક કૂવાને જ આખી દુનિયા માની લેવાની ટૂંકી દૃષ્ટિ છે. દેશ, રાષ્ટ્ર અને સમાજના ઐહિક અભ્યુદયનો જેઓ ઉપભોગ કરે, તેઓ જ એ ઐહિક અભ્યુદયથી અલગ રહેવામાં ઈષ્ટતા માને એ શું વિલક્ષણ નથી? ઐહિક અભ્યુદયમાં વાસના ધરાવવી કિંવા ભૌતિક ઉન્નતિને મનનો વિષય બનાવવો એ એક વાત છે અને ઐહિક અભ્યુદયની ઈષ્ટતા માનવી એ જુદી વાત છે. અર્થ–કામની વાતોમાં સાધુ રસ ન ધરાવે એ તો બરાબર, પરંતુ જે અર્થ–કામ ઉપર દેશ અને સમાજ ઊભો છે, તે તો સાધુની દૃષ્ટિનો વિષય છે, તેની સામે તે આંખો મીંચી શકે નહિ; તેની વાતો સાંભળતાં જ તે કાનમાં આંગળીઓ ઘાલીને બેસી રહી શકે નહિ; 'અર્થ–કામનો ત્યાગ કરો', 'આ ભૌતિક સમૃદ્ધિ તો ક્ષણિક છે', 'આ દેશ કોનો–આ ન્યાત કોની–આ કુટુંબ શાનું–એ તો બધી માયા છે, આળપંપાળ છે, સ્વાર્થની બાજી છે' એવી એકાંત–અપેક્ષારહિત વાતોથી તે પોતાના ઉપદેશક પદને દીપાવનારો નહિ પણ હાસ્યજનક બનાવનારો નીવડે.

આવી કૂપમંડુકતાથી અનેક જૈન તથા જૈનેતર ધર્મગુરુઓ આધુનિક વિચારપ્રવાહથી દૂર પડી ગયા છે. આજની જનતામાં વહી રહેલા વિચારોના પ્રવાહમાં અનેક દેશોનાં જળ ભળ્યાં છે, તેમાંનાં કોઈ જળ ઇષ્ટ હશે–કોઈ અનિષ્ટ હશે, કોઈ સંદિગ્ધ પણ હશે, પરંતુ એ બધા વિચારો જાણવાયોગ્ય તો છે જ. એ જાણ્યા વિના તેનું તારતમ્ય કાઢી શકાય નહિ, અને તે વિચારપ્રવા-

**આધુનિક વિચાર-પ્રવાહનો સંપર્ક**

હમાં વહી રહેલી જનતાની સમક્ષ તેનું પૃથક્કરણ કરીને ઇષ્ટ માર્ગનું દર્શન પણ કરાવી શકાય નહિ. બુદ્ધ, મહાવીર કે શંકરાચાર્ય જેવા મહાત્માઓને પણ પોતપોતાના સમયના સર્વ પ્રકારના વિચારપ્રવાહથી માહિત રહેવું પડ્યું હતું, અને જો તેઓ એથી અનભિજ્ઞ રહ્યા હોત તો તેઓ પોતપોતાના ઉપદેશોને યોગ્ય રીતે જનતાના મનમાં ઠસાવી શક્યા ન હોત. એમના ઉપદેશગ્રંથોમાંથી પણ તત્કાલિન વિચાર-પ્રવાહની માહિતી મળી શકે છે. કેટલા થોડા જૈન કે જૈનેતર ધર્મ-ગુરુઓએ અને ઉપદેશકોએ આજે પાશ્ચાત્ય વિચારપ્રવાહના થઇ રહેલા ધસારાનાં કારણો, તેમણે હિંદની જનતામાં પગદંડો રોપ્યો હોવાનાં કારણો, અને એ પ્રવાહની સામે ભારતીય સંસ્કૃતિને ટકાવવા માટેના ઉપાયોની વિચારણા કરી હશે ?

આ સંકુચિત મનોદશામાં જુદા જુદા જૈન સંપ્રદાયોના ધર્મ-ગુરુઓ જૈનેતર ધર્મગુરુઓ કરતાં ભાગ્યે જ ઊતરતા હશે, જોકે બેઉમાં અપવાદો છે જ. નવા વિચારો કે પરાયા વિચારો પોતાના કાનમાં પણ ન પેસી જાય તેટલા માટે તે નહિ સાંભળવા ઇચ્છનારા એક જૈન સંપ્ર-દાયના સાધુઓનો પરિચય શ્રી. રત્નચંદ્રજીને એકવાર કચ્છમાં થયો હતો. સંવત ૧૯૬૮ માં સાડાઉ ગામમાં એ નાની પક્ષના કેટલાક સાધુઓ તેમને મળેલા. તેમની સાથે શ્રી. રત્નચંદ્રજીએ જૈન શાસ્ત્રગ્રંથોની અંદરની જ કેટલીક બાબતો સંબંધે કાંઇ વાતચીત કરવાની ઇચ્છા દર્શાવી હતી, પણ એ સાધુઓએ જવાબ આપ્યો હતો : “ ના, અમારાથી શાસ્ત્ર સંબંધી કશી વાતચીત તમારી સાથે ન થાય. એવી વાતચીત તો અમારા પૂજ્ય ગુરુદેવ જ કરી શકે. ” કાનનાં અને મનનાં બારણાં બંધ કરીને જ જ્યારે ધર્મગુરુઓ ફરતા હોય ત્યારે તેઓ ‘ દેશકાળ ’ નું પણ કેવુંક જ્ઞાન ધરાવી શકે અને તેઓ જનતાને દેશકાળાનુસાર હિતકારક બોધ પણ કેવી રીતે આપી શકે ?

શ્રી. રત્નચંદ્રજી વર્તમાનકાલિન વિચારપ્રવાહના સંપર્કમાં

**દેશકાળની પિછાણ માટે**

હમેશાં રહ્યા કરતા અને તેથી દેશકાળની સમજણ સમ્યક્ પ્રકારે ધરાવતા. તેમની પાસેની માહિતી બને તેટલા પ્રમાણમાં અદ્યતન જ હોતી અને તેથી તે આધુનિક વિચારસરણીને સ્પર્શીને પ્રતિપાદ્ય વસ્તુને ન્યાય આપતા. વેદાંતની જુદી જુદી શાખાઓના, બૌદ્ધ ધર્મના, જરથોસ્તી-મુસ્લીમ-ખ્રિસ્તી ધર્મના ગ્રંથોના તત્ત્વને તેમણે સારી પેઠે જાણી લીધું હતું. તે ઉપરાંત થીઓસોફીના, સ્વામી વિવેકાનંદના અને પાશ્ચાત્ય અધ્યાત્મ-વિજ્ઞાનના ઘણા ગ્રંથો તેમણે વાંચ્યા હતા. અંગ્રેજી ભાષાનું તેમનું જ્ઞાન સામાન્ય પ્રકારનું હતું, તેથી કોઇ સારો અંગ્રેજી ગ્રંથ હોય તો તે બીજા પાસે વંચાવીને પણ સમજવા મથતા એમ તેમની નોંધપોથીમાંની કેટલીક નોંધો ઉપરથી જણાય છે. નજીકના ભૂતકાળમાં યુરોપમાં પ્રકટેલા કેટલાક નવીન વાદો વિષે પણ તેમણે સારી પેઠે માહિતી મેળવી હતી. આમ અદ્યતન વિચારપ્રવાહના સંપર્કપૂર્વક-દેશકાળના પૂરા ખ્યાલ સાથે તે પોતાના કથિતવ્યને લેખાકારે કે વ્યાખ્યાનાકારે પ્રકટ કરતા. ધર્મગ્રંથોના વાચન કે વ્યાખ્યાનમાં કોઇ કોઇ વાર તેમની આધુનિક વિચારસરણી પ્રકટ થતી, પરન્તુ જાહેર વ્યાખ્યાનોમાં, ચર્ચામાં કે વાર્તાલાપોમાં તેમના સ્વકીય વિચારો વિશેષાંશે બહાર આવતા. મોક્ષ એટલે શું અને ઇશ્વરનું સ્વરૂપ કેવું છે, એવા વિષયોથી માંડીને સ્પર્શાસ્પર્શ ઇષ્ટ છે કે અનિષ્ટ એવા અનેક આધુનિક ચર્ચાના ક્ષેત્રને આવરી લેતા પ્રશ્નો વિષે તેમના જે વિચારો જોવા મળે છે તેમાં પૂર્વ અને પશ્ચિમના વિચારોના સમન્વયપૂર્વકની વિચારસૃષ્ટિની વિશાળતાનો પરિચય થવા પામે છે.

દાખલા તરીકે, 'પુનર્જન્મ' વિષેના * એક વ્યાખ્યાનમાંથી તેમની બુદ્ધિગમ્ય પ્રતિપાદન-શૈલીનો પરિચય કરીએ : "હાલનો સમય

* ડીસા કેમ્પ : તા. ૧૭-૧૧-૧૩

સ્વીકારે છે કે દુનિયા ઉત્ક્રાન્તિના અંશ ઉપર છે, એટલે તે વિકાસ-ક્રમ કે ઉન્નતિક્રમ ઉપર છે, અર્થાત્ પ્રતિદિન ચડતીના ક્રમથી આગળ વધતી જાય છે. પ્રાચીન શાસ્ત્રો માને છે કે, દુનિયા ઉત્ક્રાન્તિ અને અવક્રાન્તિ એ બન્ને પૈડાં ઉપર ચાલે છે. સાયન્સ–ભૌતિક વિજ્ઞાન જ્યારે બહારની સ્થિતિ ઉપર ઉત્ક્રાન્તિનો ખ્યાલ કરે છે, ત્યારે આર્ય શાસ્ત્રો આંતર અને બાહ્ય સ્થિતિને લક્ષમાં રાખીને ઉપરનો નિયમ સ્વીકારે છે. ખરી રીતે તો આંતરિક ઉચ્ચ સ્થિતિને જ તેઓ ઉત્ક્રાન્તિ કહે છે. ગમે તેમ હો, એ મતભેદ ઉપર આપણે અત્યારે વિચાર કરવાનો નથી. પરન્તુ શાસ્ત્રો આ દુનિયાને ભવ્ય અને અભવ્ય એ બે જાતના પ્રાણીઓથી વ્યાપ્ત માને છે. ભવ્ય પ્રાણીઓને જેમ જેમ અનુકૂળ સાધનો મળતાં જાય છે તેમ તેમ તે સાધનોનો ઉપયોગ કરતાં આંતરિક ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરતા જાય છે, ત્યારે બીજો વર્ગ સંપૂર્ણ ઉચ્ચ સ્થિતિએ પહોંચતો નથી. તેમાંથી આપણે એટલું તો બન્ને મતની સાધારણ તુલનાએ સ્વીકારી શકીએ, કે દુનિયામાં અમુક ભાગ ઉત્ક્રાન્તિના પાયા ઉપર છે અને તે એક વખત સંપૂર્ણ ઉત્ક્રા-ન્તિએ પહોંચશે. તે ક્યારે પહોંચશે એવો જ્યારે સવાલ થાય, ત્યારે એવો એક નિયમ ઉપસ્થિત થાય છે કે અપવાદ સિવાય દરેક વિષ-યની ઉંચી ટોચ પર ક્રમે કરીને જ પહોંચાય છે. ગમે તેવો બુદ્ધિવાળો માણુસ સંગીતકળા કે ચિત્રકળા શીખવા માંડે છે, ત્યારે તે એકદમ તે કાર્યમાં નિપુણ થઇ શકતો નથી, પણ ઘણાં વરસના અભ્યાસ પછી નિપુણતા મેળવી શકે છે ......... નિપુણતા અથવા ઉત્ક્રાન્તિ સીડીનાં પગથિયાંની માફક ક્રમે ક્રમે જ મેળવાય છે. ત્યારે માનસિક કાર્યોમાં ઉત્ક્રાન્તિ મેળવ્યા પછી જ આત્મિક અથવા આંતરિક ઉત્ક્રાન્તિ થઇ શકે છે. એક વિષયમાં કે કળામાં સંપૂર્ણતા મેળવવા માટે જ્યારે વરસોનાં વરસ જોઇએ છે, ત્યારે તમામ વિષયોમાં સંપૂર્ણતા મેળવવા માટે કેટલો વખત જોઇએ, તેનો વિચાર કરો. તમામ વિષયોમાં સંપૂર્ણ નિપુણતાને જ આત્મિક ઉત્ક્રાન્તિ કહે છે.

અર્થાત્ સમસ્ત-પદાર્થ-વિષયક જ્ઞાનાવસ્થા જ ઉત્ક્રાન્તિની અંતિમ ઊર્મિ છે. તે ઊર્મિએ પહોંચવા માટે શું એક જન્મનો જ પ્રયાસ બસ થઇ શકે? જ્ઞાનાદિ ચૈતન્યશક્તિને દબાવનાર આવરણો દૂર કરવા માટે ઘણા પ્રયાસની જરૂર છે, અને અપવાદ સિવાય તે પ્રયાસ ઘણા જન્મનો થયા પછી જ સંપૂર્ણ ઉત્ક્રાન્તિ સંભવે છે. આ ઉપરથી પૂર્વ જન્મની પણ સિદ્ધિ થાય છે."

(૨)

શ્રી. રત્નચંદ્રજીની વિચારસૃષ્ટિની વિશાળતા અને દૃષ્ટિની ઉદારતાના દ્યોતક એવા કેટલાક પ્રસંગો અહીં પ્રાસંગિક થઇ પડશે. મુખ્યત્વે પ્રશ્નોત્તરીમાંથી અને વાર્તાલાપોમાંથી આ વાનગીઓને ઉદ્ધૃત કરવામાં આવી છે.

*પ્રશ્ન—શું જુદા જુદા ધર્મોમાં મોક્ષનું સ્વરૂપ જુદું જુદું છે?

ઉત્તર—ના, શબ્દનો ભેદ દેખાય છે પણ અર્થનો ભેદ નથી.

**મોક્ષનું સ્વરૂપ**

માયા અને કર્મનો સર્વથા નાશ થતાં દુઃખનો અત્યંત અભાવ ઉત્પન્ન થાય છે; તેમ થતાં આત્મા પોતે જ પોતાના સ્વરૂપમાં સ્થિત થાય છે તે જ મોક્ષ કહેવાય છે, અને તેમાં સર્વ શાસ્ત્રો સંમત છે.

પ્રશ્ન—આ સાંસારમાં મોક્ષ હોઇ શકે કે કેમ?

ઉત્તર—સંસારમાં પણ કોઇક જીવને મોક્ષ હોઇ શકે. તેના બે પ્રકાર છે. એક જે મહાત્માઓ સંસારમાં રહ્યા છતાં રાગદ્વેષ ને મોહથકી મુક્ત હોય છે તે જીવન્મુક્ત ગણાય છે, કેમકે રાગ-દ્વેષનો છૂટકારો તે જ જીવન્મોક્ષ દશા છે, અને તે મોક્ષનો એક પ્રકાર છે. સર્વથા શરીર ને કર્માદિકનો છૂટકારો તે પરમ મોક્ષ એટલે મોક્ષનો બીજો પ્રકાર છે. આ પ્રકાર સંસારી જીવોમાં

---

* પ્રશ્નકર્તા-સર નારાયણ ગણેશ ચંદાવરકર. મુંબઇમાં અવધાન-પ્રસંગે સંસ્કૃત ભાષામાં થએલી પ્રશ્નોત્તરી.

હોવાનો સંભવ નથી. જૈન મતમાં તીર્થંકરો અને કેવળજ્ઞાનીઓ જ્યારે વીતરાગ દશાનો અનુભવ કરે છે ત્યારે તેઓની જીવન્મુક્ત દશા હોય છે, અને જ્યારે આયુષ્ય ક્ષીણ થતાં દેહાદિક સર્વ સંબંધનો છૂટકારો થાય છે ત્યારે તેઓ પરમ મુક્તિને પામે છે.

*પ્રશ્ન—આપે મંગલાચરણના શ્લોકમાં બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ વગેરેને રાગદ્વેષ અને માયાથી રહિત બતાવ્યા?

**ઈશ્વરનું સ્વરૂપ**

ઉત્તર—હા; એમાં એમ કહેવામાં આવ્યું કે જેઓ રાગદ્વેષ અને માયાથી રહિત છે તે દેવ છે, પછી તેને ચાહે બ્રહ્મા કહો, વિષ્ણુ કહો, મહેશ કહો, તીર્થંકર કહો; નામભેદ છે, વસ્તુભેદ નથી.

પ્રશ્ન—બ્રહ્માદિક માયાથી રહિત નથી હોઈ શકતા; જો માયા-રહિત રહે તો આ માયામય સંસારનો વ્યવહાર કેમ કરી શકે? જો માયાવડે આ જગતની ઉત્પત્તિ વગેરે ન કરી શકે તો જગત પર ઉપકાર કેવી રીતે કરી શકે? અને ઉપકાર કર્યા વિના આપણે એનું ભજન-કીર્તન પણ કેવી રીતે કરી શકીએ?

ઉત્તર—જે ઇશ્વર છે એને માયાનો લેપ ન થવો જોઈએ. આપણે પણ માયાસહિત અને ઇશ્વર પણ માયાવિશિષ્ટ, તો પછી આપણામાં અને ઇશ્વરમાં તફાવત શો? આપણે માયામાં પડ્યા છીએ, તે માયાથી દૂર થયા તેથી તો આપણે એનું સામર્થ્ય બતાવીએ છીએ, અને તે સમર્થ છે તેથી એનું ભજન કરીએ છીએ. પછી માયામય જગતની સાથે સંબંધ રાખવાનું શું પ્રયોજન? આ જગત તો અનાદિ કાળથી એમ જ ચાલી રહ્યું છે. આ લાંબા ચક્રાવાને છોડીને સંક્ષેપમાં એટલું જ સમજી લ્યો કે-

---

* પ્રશ્નકર્તા-પંડિત શ્યામસુંદર શર્મા; ભાવનગરમાં અવધાન-પ્રસંગે હિંદી ભાષામાં થએલી પ્રશ્નોત્તરી.

પહોંચેંગે તબ કહેંગે, ઉન દેશકી રીત,
બોલી કહા બિગાડીએ, બેડી સમુદ્ર બીચ.

હું આપને એક દાખલો આપું. એક વહાણ એડન જવાનું હતું. તેના ઊતારુઓમાં એડનના લોકો અને તેમની રીતભાતો સંબંધમાં બે પક્ષ પડી ગયા. મામલો વધી ગયો અને ઊતારુઓ મારામારી પર આવ્યા. ત્યારે એક મધ્યસ્થે બેઉ પક્ષને સમજાવીને ઉપર આપેલો દુહો કહ્યો. સારાંશ એ છે કે, જ્યારે દૃષ્ટિ પૂર્ણ થશે ત્યારે ઈશ્વર કેવો છે તે જાતે જોઈ લઈશું. અત્યારે ગમે તેટલો વિવાદ કરીશું તોપણ નજરથી જોઈ શકવાના નથી. તકરાર અને વિવાદને છોડીને આપણું કર્તવ્ય શું છે તે જ જાણવું અને આચરવું જોઈએ, તે વિષે તો કશો મતભેદ નથી.

**જીવાત્માનું પરિમાણ**

*પ્રશ્ન—જુદાં જુદાં શાસ્ત્રોમાં જીવાત્માના પરિમાણ વિષયે ભિન્ન ભિન્ન મત જોવામાં આવે છે. નૈયાયિકો જીવાત્માનું વ્યાપક પરિમાણ માને છે. જેઓ વેદને માને છે તેમનામાં પણ બે મત જોવામાં આવે છે. શ્રી. રામાનુજાચાર્ય જીવાત્માનું અણુ પરિમાણ માને છે. શ્રી શંકરાચાર્ય વિભુ પરિમાણ માને છે. જૈન માતાનુયાયીઓ જીવાત્માનું મધ્યમ પરિમાણ માને છે. આ વિષયમાં આપશ્રીએ શો નિર્ણય કર્યો છે તે જાણવાની મારી ઈચ્છા છે.

ઉત્તર—તમારો પ્રશ્ન બહુ જ ગહન છે. પુષ્કળ વિસ્તાર વિના તેનો નિર્ણય થઈ શકે નહિ. વળી મતભેદ કાંઈ હમણાંનો નથી, પરંતુ પ્રાચીન છે. કહ્યું છે કે–'શ્રુતિઓ ભિન્ન છે, સ્મૃતિઓ ભિન્ન છે, એવો એકકે મુનિ નથી કે જેનું વચન પ્રમાણભૂત ગણાય. ધર્મતત્ત્વ ગુફામાં પૂરેલું છે, જે માર્ગે મહાપુરુષો ચાલ્યા તે જ માર્ગ.' આપણે

---

* પ્રશ્નકર્તા–શ્રી અમૃતલાલ દેવનાથ પંડયા. વાંકાનેરમાં અવધાન-પ્રસંગે સંસ્કૃત ભાષામાં થએલી પ્રશ્નોત્તરી.

તો માર્ગાનુસારી થવું જોઇએ. માર્ગ કયો તેજ વિચારવું જોઇએ. સો જીંદગીને અંતે પણ મતભેદ દૂર કરવા આપણે સમર્થ નથી. જ્યાંસુધી પરમાર્થદષ્ટિ ઉત્પન્ન ન થાય અને કેવળ જ્ઞાન–સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાંસુધી આવી સૂક્ષ્મ તત્ત્વની બાબતોનો સર્વ પ્રકારે નિર્ણય કરવાને આપણી દષ્ટિ પૂરતી નથી; પણ તે દષ્ટિ કેવી રીતે પ્રાપ્ત થાય, તેને માટે શું કરવું જોઈએ અને કયાં તેનાં સાધનો છે તેનો વિચાર અવશ્ય કરવો જોઇએ. મતભેદ છતાં માર્ગભેદ નથી...મહાપુરુષો કયા માર્ગે ગયા અને તેમણે શું શું આચર્યું તેનું સંશોધન કરીને તે પ્રમાણે ચાલવું જોઈએ એવો મારો અભિપ્રાય છે.

પ્રશ્ન—પણ જૈન મતાનુયાયીઓના એવા અભિપ્રાય માટે કારણો તો હશે જ, તે કારણો આપની પાસેથી જાણવા ઇચ્છું છું.

ઉત્તર—સંક્ષેપમાં કહું છું: સુખ–દુઃખનો અનુભવ શરીરની હદની બહાર થતો નથી. જો જીવાત્મા શરીરની બહાર પણ હોત તો ત્યાં પણ તેમ થવું જોઇએ, પણ તેમ નથી થતું. આથી શરીર-પરિમાણ જ જીવનું અસ્તિત્વ જૈન શાસ્ત્રમાં સ્વીકારેલું છે.

પ્રશ્ન—જો જીવાત્માના મધ્યમ પરિમાણનો સ્વીકાર કરવામાં આવે તો ન્યાયમત પ્રમાણે જે જે મધ્યમ પરિમાણવાળું હોય તે તે વિનાશી છે, જેમકે ઘડો. તેથી જીવાત્માની અનિત્યતા ઉત્પન્ન થશે. એમ થાય તો કૃત–કરેલું તેનો નાશ અને નહિ કરેલાનો આગમ–ઉત્પત્તિ થશે. એ દોષાપત્તિ છે.

ઉત્તર—આ પ્રકારની મીમાંસામાં અવશ્ય સ્યાદ્વાદ–શૈલીને અનુસરવું જોઇએ. જૈન શાસ્ત્રોમાં સ્યાદ્વાદ–શૈલીથી જીવાત્માનું નિત્યા-નિત્યત્વ અંગીકાર કરેલું છે. જૈનો દ્રવ્યાર્થિક નયથી નિત્યત્વ અને પર્યાયાર્થિક નયથી અનિત્યત્વ માને છે.*

* જ્યારે ઇંદ્રિયાતીત વસ્તુઓ વિષે ચર્ચા–વાર્તાના પ્રસંગો ઉપસ્થિત તા ત્યારે ચર્ચા માટે પૂર્ણ સમય હોય અને પૃચ્છક અધિકારી હોય તો

*પ્રશ્ન—સંસારનું કારણ શું?

ઉત્તર—રાગ અને દ્વેષ.

**કર્મો કરવાં કે છોડવાં?**

પ્રશ્ન—કર્મ નહિ?

ઉત્તર—કર્મ એ રાગદ્વેષનો વિસ્તાર છે; રાગદ્વેષ એ કર્મનાં બીજ છે.

પ્રશ્ન—કર્મબંધ શાથી થાય છે?

ઉત્તર—વિપરીત જ્ઞાન, વાસના, પ્રમાદ, ક્રોધાદિ કષાયભાવ, અને મન-વચન-કાયાની પ્રવૃત્તિથી કર્મ બંધાય છે.

પ્રશ્ન—કર્મનો બંધ કેટલા પ્રકારે થાય?

ઉત્તર—ચાર પ્રકારે. પ્રકૃતિ એટલે અમુક સ્વભાવરૂપે ફળ આપવાનો બંધ થાય છે. સ્થિતિ એટલે કાલમર્યાદા અર્થાત્ અમુક કર્મ અમુક વખતસુધી ફળ આપવારૂપે સ્થિતિબંધ થાય છે. રસ એટલે કર્મ ભોગવતી વખતે મિઠાશ કે કડવાશ, સુખ કે દુઃખરૂપે અનુભવ થાય તે રસબંધ. અને પ્રદેશબંધ એટલે કર્મપુદ્ગલોનો સમૂહ.

પ્રશ્ન—કર્મો કરવાં કે છોડવાં?

---

શ્રી. રત્નચંદ્રજી તેવાઓની સાથે પૂરી ચર્ચા કરીને પોતાના અભિપ્રાયનું દર્શન કરાવતા; પરંતુ સામાન્ય રીતે ચર્ચા વિતંડાનું રૂપ ન પકડે તે માટે તે સાવધાન રહેતા, અને ઇંદ્રિયાતીત વસ્તુઓના સ્વરૂપની ચર્ચાને બદલે માનવકર્તવ્ય શું છે તે ઉપર જ ભાર મૂકતા. 'ઈશ્વરના સ્વરૂપ' વિષેની ચર્ચાને તેમણે જે રીતે સમેટી હતી, તેવી જ રીતે 'જીવાત્માનું પરિમાણ' વિષેની પ્રશ્નોત્તરીને પણ તેમણે સમેટી હતી. તેમ કરવામાં તેમનો પ્રધાન હેતુ શાસ્ત્રોક્ત બાબતોની શુષ્ક ચર્ચામાં પૃચ્છકો કે જિજ્ઞાસુઓ ન અટવાય અને વાસ્તવિક જીવનદૃષ્ટિ-પોતાના કર્તવ્ય તરફની દૃષ્ટિ ન ગુમાવે તેટલા પૂરતો હતો. બાકી ઈશ્વર અને જીવાત્મા-વિષયક શાસ્ત્રીય મીમાંસા તેમણે 'સૃષ્ટિવાદ અને ઈશ્વર' ગ્રંથમાં ખૂબ વિસ્તારથી કરી છે.

*પ્રશ્નકર્તા—શ્રી. કાન્તિલાલ કેશવરામ નાણાવટી, રાજઋષિ કૉલેજના વાઇસ-પ્રિન્સીપાલ; અલ્વરમાં અવધાન-પ્રસંગની પ્રશ્નોત્તરી.

ઉત્તર—વાસના હોય ત્યાંસુધી કર્મો છૂટી શકતાં નથી, પરંતુ પુરુષાર્થથી અર્થાત્ શુભ કર્મોથી અશુભ કર્મોને હઠાવવાં જોઇએ. ઉપરની ભૂમિકાએ પહોંચ્યા પછી શુભ કર્મ પણ છોડવાનાં છે.

પ્રશ્ન—મોક્ષ શાથી થાય ?

ઉત્તર—સંચિત કર્મોનો નાશ થવાથી, પ્રારબ્ધ ભોગવી લેવાથી, અને ક્રિયમાણ કર્મને અટકાવવાથી પ્રાચીન અને વર્તમાન બન્ને કર્મોનો અભાવ થતાં જીવાત્માની મુક્તિ થાય છે.

*પ્રશ્ન—દેશનાયકોના બળવાન પુરુષાર્થ છતાં આ પવિત્ર ભારતવર્ષનો અભ્યુદય કેમ જણાતો નથી ?

**પુરુષાર્થ હોવા છતાં અભ્યુદય કેમ નહિ ?**

ઉત્તર—કોઈ પણ દેશનો અભ્યુદય ત્યારે જ થાય છે કે જ્યારે તે દેશના સર્વ મનુષ્યો ક્ષુદ્રતાથી રહિત થાય, પરસ્પર કલહ ન કરે, એક બીજાની સાથે મૈત્રીભાવ બાંધે, સદા પ્રફુલ્લિત હૃદયમાં દેશાભિમાનની લાગણી રાખે. જાપાન વગેરે દેશોનો અભ્યુદય આ પ્રમાણે જ થયો જણાય છે.

પ્રશ્ન—શું ભારતવર્ષમાં તેવું નથી ?

ઉત્તર—ભારતવાસીઓની તેવી શુદ્ધિ થએલી હજુ જોવામાં આવતી નથી. કાલચક્રનો એ પ્રભાવ છે......ભારતવર્ષમાં એક વખત પૂર્ણ ઉદય હતો, પણ કાલચક્રના નિયમાનુસાર કેટલીક વખત પછી આ દેશનો સંપત્તિસૂર્ય આથમી ગયો છે; તોપણ હવે ઉદયનો સમય આવી પૂગ્યો લાગે છે. હૃદયમાં આશાનાં કિરણો પ્રસરવા લાગ્યાં છે. ગાંધી મહાત્મા જેવા દેશનાયકોનો પ્રયત્ન પ્રબળપણે વર્તે છે તેથી જણાય છે કે થોડા જ વખતમાં ફરી ભારતનો અભ્યુદય અવશ્ય થશે.

---

* પ્રશ્નકર્તા—પં. શ્રી. સુખલાલજી; ભાવનગરના અવધાન-સમયની પ્રાકૃત ભાષામાં થએલી પ્રશ્નોત્તરી.

*પ્રશ્ન—યુરોપાદિ દેશોમાં ધર્મ નથી, છતાં ત્યાં પુષ્કળ સુખ-સમૃદ્ધિ કેમ દેખાય છે?

**ધર્મ ત્યાં સુખ કેમ નથી?**

ઉત્તર—આપના જેવા શાસ્ત્રવેત્તા પણ સ્થૂલ દૃષ્ટિવડે સુખ જુએ છે એ નવાઈની વાત છે. યુરોપાદિ દેશોમાં જો ખરેખરાં સુખ-સમૃદ્ધિ અને જય હોય તો ત્યાં અવશ્ય ધર્મ પણ હોવો જોઈએ.

પ્રશ્ન—તો અત્યારે ભારતવર્ષમાં વિપરીત કેમ દેખાય છે? અહીં તો ધર્મ પુષ્કળ છે છતાં સુખ-સમૃદ્ધિ કેમ જોવામાં આવતાં નથી?

ઉત્તર—જોકે ભારતવર્ષમાં અત્યારે પશ્ચિમના દેશો જેટલું ધન જોવામાં આવતું નથી, તોપણ ભારતવાસી જનોમાં જે સંતોષ અને માનસિક સુખ છે તે બીજા કોઈ દેશોમાં નથી. ધર્મ ઘટવાથી સમૃદ્ધિ ઘટે છે એમ અનુમાન થાય છે.

પ્રશ્ન—તો શું અત્યારે ભારતવર્ષમાં ધર્મનો લય થયો જોવાય છે?

**ધર્મનો લય કે વૃદ્ધિ?**

ઉત્તર—મતો એટલે સંપ્રદાયો વધે તેથી ધર્મ વધ્યો ગણાય નહિ. ધર્મનો તો લય જ થાય છે. ભારતવર્ષમાં જૂના માણસોનાં આચરણોમાં સત્ય અને પ્રમાણિકપણું જોવામાં આવતું હતું તેટલું અત્યારે જોવામાં આવતું નથી, ને તેના વિના ધર્મનું સંરક્ષણ થતું નથી. આથી જ પહેલાંના જેટલી સમૃદ્ધિ પણ જણાતી નથી. આ કારણે यतो धर्मस्ततो जयः એ સિદ્ધાંત અબાધિત રહે છે.

†પ્રશ્ન—આજના કાળમાં કેટલાક લોકોને શંકા થાય છે કે

* પ્રશ્નકર્તા—શાસ્ત્રી બલવંત શર્મા અગ્નિહોત્રી; પોરબંદરમાં અવધાન-પ્રસંગે સંસ્કૃત ભાષામાં થએલી પ્રશ્નોત્તરી.

† પ્રશ્નકર્તા—શ્રી. સૌભાગ્યચંદ વીરચંદ મોદી, વાંકાનેરમાં અવધાન પ્રસંગે ગુજરાતી ભાષામાં થએલી પ્રશ્નોત્તરી.

**પરાધીનતા માટે અધ્યાત્મજ્ઞાન જવાબદાર છે?**

ભારતવર્ષમાં અધ્યાત્મજ્ઞાનનો ખજાનો જૂના વખતથી ભરપૂર ભર્યો કહેવાય છે. સિદ્ધાન્તમાં તે ખજાનાને સત્ય અને નિત્ય કહેલો છે, છતાં ભારતની પ્રજા જગત પરની બીજી પ્રજાઓને મુકાબલે નીચી પાયરીની દેખાય છે અને ગણાય છે તેનું કારણ શું?

ઉત્તર—અધ્યાત્મજ્ઞાન છે તે ધર્મનો ખરો રંગ છે. તે અંતરંગમાં લાગે ત્યારે પ્રેમભાવ પ્રકટે છે, સમભાવ વધે છે અને દેશનું હિત થાય છે તથા તેથી નીતિ પ્રવર્તે છે. અધ્યાત્મજ્ઞાનનો પ્રચાર જ્યાં હોય ત્યાં જૂઠ, પ્રપંચ, માયા, કપટ વગેરે ન હોય. આધ્યાત્મિક માણસો સદાચરણી જ હોય.

પ્રશ્ન—જો અધ્યાત્મજ્ઞાનનું પરિણામ સર્વત્ર સદાચરણમય હોય તો પછી સરવાળે ખામી દેખાય છે તેનું શું કારણ?

ઉત્તર—ખામી દેખાય છે, તેમાં આપણી ગણતરીની કાંઈક ભૂલ છે. દુનિયાના બીજા દેશોમાં વ્યવહારમાં જે જીવનકલહ (struggle for existence) દેખાય છે તે આપણે ત્યાં નથી, પણ તેને બદલે ઉલટાં શાન્તિ અને સંતોષ દેખાય છે.

પ્રશ્ન—સંતોષ તો એટલેસુધી કે પરાધીન દશામાં પણ હિંદ સંતોષ માને છે. સંતોષની આવી કંગાલ દશા શા કામની?

ઉત્તર—પરાધીનતા છે તેનું કારણ તો એ જ છે કે આપણો સવળે માર્ગે પ્રયત્ન નથી. પરાધીનતાને માટે અધ્યાત્મજ્ઞાન જવાબદાર નથી, પણ આપણી રહેણી–કરણી જવાબદાર છે.

પ્રશ્ન—જો એમ હોય તો અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ સંત પુરુષો મારફત હમેશાં મળ્યા છતાં લોકો સદાચરણી ન થાય તો પછી એ ખામી ઉપદેશકોની કે લોકોની?

ઉત્તર—અધ્યાત્મજ્ઞાનથી રહેણી–કરણી ન સુધારવાની આપણી

ટેવ એ જ મોટી ખામી છે. જો અધ્યાત્મજ્ઞાન પ્રમાણે વ્યવહાર રાખીએ તો વ્યાવહારિક તેમ જ આધ્યાત્મિક બન્ને દિશાઓમાં આપણી પરતંત્રતા મટી જાય.

પ્રશ્ન—આપના કથન મુજબ અધ્યાત્મજ્ઞાન જવાબદાર નથી એમ માનીએ તોપણ આપણે તેને બહુ કીંમતી ગણીએ છીએ અને તેને પરાપૂર્વનો સત્ય વારસો માનીએ છીએ. વળી હંમેશાં સંત પુરુષો માર્ફત તેનું સેવન કરીએ છીએ. છતાં એ સાચી મૂડી ખોટ ટાળવાને કામ લાગતી નથી અને સરવાળે ખોટની ખોટ ઊભી રહે છે, તો પછી એવી મૂડી ક્યારે કામ લાગે?

ઉત્તર—ખોટ ઊભી રહેવાનું કારણ તો મેં હમણાં જ કહ્યું. ઘણાકને આજકાલ એવો ભ્રમ થયો છે કે અધ્યાત્મના ઉપદેશ પ્રમાણે વર્તન રાખી શકાય જ નહિ. વર્તન વિનાની અધ્યાત્મની વાતો દંભ જ મનાયને? સદાચરણ વિનાનું અધ્યાત્મનું શ્રવણ કે કથન અધ્યાત્મને લાંછન લગાડનારું થઇ પડે છે. માટે મૂડીનો ખરો ઉપયોગ કરવો જોઈએ, કારણકે મૂડી તો ખોટ કરતાં પણ ઘણી વધારે છે, પણ તે પાતાળ જેટલી ઉંડી છે, માટે તેની ભાળ કાઢવી જોઇએ અને તેનો યોગ્ય ઉપયોગ કરવો જોઇએ.

પ્રશ્ન—તો પછી તે કામ આપ જેવા સંત પુરુષોનું જ ગણાયને? વળી ખોદવાનો પ્રયાસ કરતાં કોલસો નીકળે તો તે પણ કામ લાગે છે; અને આ તો ખરી ચીજને માટે પ્રયત્ન કરવાનો છે, તે સંતપુરુષો કરે તો સારું ને?

ઉત્તર—હા એમ જ; સંત પુરુષોનો અધ્યાત્મજ્ઞાન શોધવાનો અને તેનો પ્રચાર કરવાનો સબળ પ્રયત્ન તથા તેમના કથન પ્રમાણે શ્રોતાઓનું વર્તન એ બે વસ્તુઓનો યોગ થાય તો આપણો ઉદ્ધાર દૂર નથી.

*પ્રશ્ન—કેટલાએક પૌરાણિક લોકો એમ માને છે કે દેશસેવા

* પ્રશ્નકર્તા—પ્રો. આથવલે; અમદાવાદમાં અવધાન-પ્રસંગે સંસ્કૃત ભાષામાં થએલી પ્રશ્નોત્તરી.

**રાષ્ટ્રોન્નતિ અને આત્મોન્નતિ**

કરવા તે આપણા શાસ્ત્રાનુસાર પ્રાચીન પદ્ધતિ નથી, કિન્તુ આધુનિક અંગ્રેજ લોકોનું અનુકરણ છે. આ બાબતમાં આપનો શો અભિપ્રાય છે ?

ઉત્તર—પ્રાચીન કાળમાં પણ ભારતવર્ષમાં રાષ્ટ્રભક્તિ તો હતી જ. जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी એવાં વાક્યો આપણા સાહિત્યમાં અતિ પ્રસિદ્ધ છે. તે વાક્યો જ રાષ્ટ્રભક્તિ યા દેશસેવાને દર્શાવે છે.

પ્રશ્ન—ચાલુ સમયમાં જેવી રીતે દેશસેવાનો પ્રચાર છે તેવી રીતે અગાઉ રાષ્ટ્રભક્તિ હતી કે બીજરૂપે હતી? હું તો એમ માનું છું કે હમણાંના જેવી રાષ્ટ્રભક્તિ ભારતવર્ષમાં અગાઉ નહોતી.

ઉત્તર—હા, એટલું ખરું કે રાષ્ટ્રભક્તિ સામાન્ય રૂપે હતી, એટલે કે આપણા પૂર્વજો વિશ્વદર્શી અને વિશ્વપ્રેમી હતા. આખા વિશ્વને તેઓ આત્મસમાન માનતા હતા. "સર્વ પ્રાણીઓ તરફ આત્મભાવ રાખવો;"* "દિગંબર હો યા શ્વેતાંબર હો, બુદ્ધ હો કે અન્ય હો, જેનો આત્મા સમભાવથી ભાવિત થશે અર્થાત્ વિશ્વને પોતા સમાન ગણશે તે જ આત્મા મોક્ષ પ્રાપ્ત કરશે એમાં સંદેહ નથી;"† "આ પોતાનું અને આ પારકું એવી ગણના ક્ષુદ્ર ચિત્તવાળાની હોય છે. ઉદાત્ત ચિત્તવાળા ઉત્તમ પુરુષો તો આખી વસુધાને પોતાનું કુટુંબ માને છે."‡ આવાં વાક્યોદ્વારા આ પ્રાચીન સંસ્કૃતિમાં વિશ્વભાવના પ્રતીત થાય છે અને તે વિશ્વભાવનામાં રાષ્ટ્રભાવના સોમાં પચાસની માફક સમાઈ જાય છે.

---

* आत्मवत्सर्वभूतेषु ।

† आसंबरोय सेयंबरो य, बुद्धो वा अहव अन्नो वा ।
समभावभावि अप्पा, लहई मुक्खं न संदेहो ॥

‡ अयं निजः परो वेत्ति, गणना लघुचेतसाम् ।
उदात्तचरितानां तु, वसुधैव कुटुम्बकम् ॥

પ્રશ્ન—વિશ્વપ્રેમમાં અંતર્ગત થવાથી સામાન્ય રૂપે રાષ્ટ્રપ્રેમ અગાઉ હતો એમ કદાચ માનીએ તોપણ વિશિષ્ટ રૂપે તેનું અસ્તિત્વ નહોતું એમ તો ખરું ને ?

ઉત્તર—તેવો પ્રસંગ ઉપસ્થિત થયો નહોતો તેને લીધે વિશિષ્ટ રૂપે તે ભાવના એટલી બધી વ્યકત થઇ નહોતી એમ જણાય છે.

પ્રશ્ન—ચંદ્રગુપ્તના રાજ્યકાળમાં સિકંદર બાદશાહ આ દેશ ઉપર ચઢી આવ્યો હતો, તે પ્રસંગ ઉપસ્થિત થયો હતો; તે વખતે આપણા દેશના લોકોએ રાષ્ટ્રભકિત બતાવીને વિરોધ કેમ ન દર્શાવ્યો, અર્થાત્ સામે થઇને અટકાયત કેમ ન કરી ?

ઉત્તર—તે વખતમાં આપણા લોકોની મનોવૃત્તિ અધ્યાત્મમાર્ગ તરફ વળેલી હતી. તેમનામાં સંતોષવૃત્તિ પ્રધાન પદ ભોગવતી હતી, તેથી રાજકીય વિષય તરફ તેમનું લક્ષ થોડું હતું, અર્થાત્ તે વિષય તેમને મન ગૌણ હતો.

પ્રશ્ન—ત્યારે અધ્યાત્મમાર્ગ તરફના આ વલણથી આપણી અધોગતિ થઇ ખરી ને ?

ઉત્તર—અધ્યાત્મમાર્ગ તરફના વલણથી કોઇ પણ વખતે માણસની અધોગતિ થવી સંભવિત જ નથી. ભૌતિક પદાર્થો અને ઐહિક સંપત્તિની ન્યૂનતાથી અધોગતિ મનાતી હોય તો તે ભૂલ છે. ભૌતિક પદાર્થોની વૃદ્ધિ મોહજનક અને વિલાસોત્પાદક હોવાથી યુદ્ધ આદિ ક્લેશ અને વૈરવૃદ્ધિનું પરિણામ લાવનાર છે. યુરોપનું વર્તમાન યુદ્ધ તેનું ઉદાહરણ છે.

પ્રશ્ન—ત્યારે કોની સ્ત્રી, કોના પુત્ર, એવા વૈરાગ્યની સંસ્કૃતિ શું આપણી ઉન્નતિ સાધી શકશે ?

ઉત્તર—અલબત્ત, તે સંસ્કૃતિ આપણી આત્મિક ઉન્નતિ સાધશે જ. ખરી રીતે આત્મિક ઉન્નતિને જ ઉન્નતિ કહી શકાય. જે ભૌતિક સંપત્તિ ક્ષણિક સુખ આપીને પરિણામે દુઃખ ઉપજાવે તેને

ઉન્નતિનું પદ કેમ આપી શકાય? ગાંધી મહાત્મા જેવા પણ એમ કહે છે કે રાષ્ટ્રસેવાનું મૂળ જો આત્મિક ઉન્નતિમાં હોય તો જ રાષ્ટ્રસેવા ઉન્નતિસાધક થાય; અન્યથા આત્મિક વિકાસ વિના રાષ્ટ્રસેવાથી કદાચ સ્વરાજ્યપ્રાપ્તિ થાય કે દેશની ભૌતિક સંપત્તિ વધે, તોપણ તે પ્રાપ્તિ છેવટે તો અધોગતિમાં જ પર્યવસાન પામે.

* પ્રશ્ન—સ્પર્શાસ્પર્શના સંબંધમાં આપનો જે અભિપ્રાય હોય તે જણાવો.

**સ્પર્શાસ્પર્શ**

ઉત્તર—જૈન દૃષ્ટિએ મારો અભિપ્રાય જણાવું છું. માણસોએ બાંધેલી મર્યાદા બે પ્રકારની છેઃ એક વ્યાવહારિકી અને બીજી નૈશ્ચયિકી. પહેલી મર્યાદા સમાજે બાંધેલી છે અને બીજી મર્યાદા ધર્મશાસ્ત્રે નિશ્ચિત કરેલી છે. સમાજમર્યાદાનું સમાજમાં પ્રાધાન્ય હોય છે, તેમાં તત્ત્વ શું અને અતત્ત્વ શું એ વિચારને અવકાશ હોતો નથી, કારણકે તેમાં રૂઢિનું બળ ચાલતું હોય છે; જ્યારે સમાજના નાયકો રૂઢિની સત્યાસત્યતાનું પર્યાલોચન કરી નુકસાનકારક અંશને શોધી બહાર લાવે છે ત્યારે તે રૂઢિનું પરિવર્તન થઈ શકે છે. સ્પર્શાસ્પર્શની મર્યાદા પણ પ્રવાહ-પરંપરાનુસાર રૂઢિથી પ્રતિબદ્ધ થઈ ગઈ છે. તેમાં જે ભાગ સમાજની ઉન્નતિનો ઘાતક થતો હોય તે ભાગ જનતાને સમજાવી તેની સંમતિ લઇને દૂર કરવો જોઇએ.

પ્રશ્ન—ત્યારે નૈશ્ચયિકી મર્યાદાનું સ્વરૂપ શું?

ઉત્તર—એ મર્યાદા જૈન શાસ્ત્રમાં આ પ્રમાણે જણાવી છેઃ † "સર્વ પ્રત્યે સમભાવ રાખે તે શ્રમણ–સાધુ કહેવાય, બ્રહ્મચર્ય

---

* પ્રશ્નકર્તા—શાસ્ત્રી ગિરિજાશંકર ગૌરીશંકર. વાંકાનેરમાં અવધાન-પ્રસંગે સંસ્કૃત ભાષામાં થએલી પ્રશ્નોત્તરી.

† समयाए समणो होइ, बंभचेरेण बंभणो ।
नाणेण य मुणी होइ, तवेण होइ तावसो ॥

પાળે તે બ્રાહ્મણ, જ્ઞાનયુક્ત હોય તે મુનિ અને તપ કરે તે તાપસ. કર્મે કરીને બ્રાહ્મણ થાય, કર્મે કરીને ક્ષત્રિય થાય, વૈશ્ય કર્મે કરીને થાય અને શૂદ્ર પણ કર્માનુસાર થાય." ઉત્તરાધ્યયન સૂત્રના પચીસમા અધ્યયનની આ ગાથાઓમાં શ્રી મહાવીર સ્વામીએ જયઘોષ અને વિજયઘોષના સંવાદ દ્વારા ઉચ્ચત્વ અને નીચત્વદર્શક બ્રાહ્મણત્વ આદિનાં જે લક્ષણો બતાવ્યાં છે તેમાં નિશ્ચયમર્યાદાનું સ્પષ્ટીકરણ થઈ જાય છે. એ મારો અભિપ્રાય છે કે જેનું આચરણ ઉંચું તે સ્પર્શ કરવા લાયક અને જેનું આચરણ હલકું–નિંદ્ય હોય તે બ્રાહ્મણ આદિ ઉચ્ચ જાતિમાં ઉત્પન્ન થયો હોય તોપણ તે સ્પર્શ કરવા લાયક નથી.

[આ જ પ્રશ્નની વિશેષ સ્પષ્ટતા શ્રી.રત્નચંદ્રજીના એક લેખમાંથી* મળે છે.]

"મેતારજ મુનિ તેમ જ હરિકેશી મુનિ બન્ને અંત્યજ વર્ણના હતા, છતાં તેમને મુનિ તરીકે પૂજવામાં આવ્યા છે. જૈન શાસ્ત્રો શુદ્ધ જૈનત્વના આચાર–વિચાર પાળનારમાં ભેદ ગણતાં નથી. ભગવાન મહાવીર ભેદભાવ વિના ગુણકર્મને જ–કર્તવ્યનિષ્ઠાને જ આદર આપે છે, અને એ ગુણો જેનામાં ન હોય તેને પણ ભાવથી ભેટી અનુકંપા બતાવી શાસનરસથી તરબોળ કરવાની આજ્ઞા કરે છે. આવી આજ્ઞામાં અસ્પૃશ્યતા હોય તો અનુકંપા કે દયાને સ્થાન ક્યાંથી હોય? જ્યાં અનુકંપા છે, જ્યાં દયા છે, જ્યાં મૈત્રીભાવથી મુદિત સમભાવભરી કરુણા છે, ત્યાં તિરસ્કાર કે અસ્પૃશ્યતાનો સંભવ હોય જ શાનો?"

---

कम्मुणा बंभणो होइ, कम्मुणा होइ खत्तियो।
वइसो कम्मुणा होइ, सुद्दो होइ कम्मुणा॥

* "જૈન પ્રકાશ"ના રાષ્ટ્રીય અંકમાં 'જૈન દષ્ટિએ આધુનિક લડતનું ધ્યેય' શીર્ષક લેખ.

( ૩ )

શ્રી. રત્નચંદ્રજીનાં વિચારરત્નોની વાનગીમાંથી એ નિષ્કર્ષ નીકળે છે કે તેમણે પોતાની વિચારસરણીને ધર્મગ્રંથોની અંદર કહેલી વાતો કે પ્રસંગોમાં જ બાંધી રાખી નહોતી, પરંતુ એમાંનાં તત્ત્વોની દૃષ્ટિએ વર્તમાન યુગના મહત્ત્વના પ્રશ્નોનો પણ વિચાર કર્યો હતો અને પૃચ્છકોની દોરવણી કરી હતી. તેમને મતે મોક્ષ તથા ઈશ્વરનું સ્વરૂપ જ્ઞાતવ્ય ખરાં, પણ તેનું સત્યજ્ઞાન તો કૈવલ્યજ્ઞાન સિવાય મનુષ્યને માટે સંભવિત નથી. એવી સ્થિતિમાં આચરવાયોગ્ય વસ્તુ જ સાચી છે અને એ વસ્તુ મહાજનોએ દર્શાવેલા સન્માર્ગોનું અનુસરણ જ છે– ઈશ્વરના કે મોક્ષના સ્વરૂપની કેવળ વાતો કે વિતંડા નહિ; ત્યાગ ઉત્તમ વસ્તુ છે પણ તેથી સંસાર કાંઈ એકાંત અનિષ્ટ નથી અને સંસારમાં પણ માનવી જીવન્મુક્ત દશાને પામી શકે છે; જ્યાંસુધી જીવન છે ત્યાંસુધી કર્મો તો લાગેલાં જ છે પણ તેમાંએ તર–તમ ભાવને સમજીને અશુભ કર્મો જ છોડવાનાં છે, અને શુભનું અનુષ્ઠાન કરવાનું છે, નહિ કે પ્રત્યેક કર્મ પાપનું જ ભાથું છે એમ સમજીને નિષ્ક્રિય-પ્રમાદી બની બેસવું; આધ્યાત્મિકતા ઇષ્ટ છે, પરંતુ આધ્યાત્મિકતાની દાંભિક વાતો નહિ; ભારતદેશ પરાધીન છે પણ તેની પરાધીનતા અધ્યાત્મજ્ઞાનનું પરિણામ નથી, સાચા અધ્યાત્મજ્ઞાનથી વિપરીત એવી રહેણી-કરણીને આભારી એ પરાધીનતા છે, અર્થાત્ અધ્યાત્મજ્ઞાનની વિકૃતિ જ જીવનમાં ઊતરી છે, અધ્યાત્મજ્ઞાન નહિ; દેશ અનેક ધર્મસંસ્થાઓથી વ્યાપી ગએલો છે છતાં જીવનમાં–આચરણમાં તો ધર્મ લય પામી રહેલો છે ત્યાં 'ધર્મનો જય' ક્યાંથી દૃષ્ટિગોચર થાય? ભારતમાં ભૌતિક સમૃદ્ધિ ઓછી થઈ છે પણ તેની આધ્યાત્મિક સમૃદ્ધિ હજી ટકી છે, તેનો સદુપયોગ જ માત્ર જરૂરી છે અને તે માટેનું માર્ગદર્શન કરાવવું એ આજના સંતો તથા નેતાઓનો પરમ સમયધર્મ છે; રાષ્ટ્રોન્નતિ એ પણ સમયાનુકૂળ ધર્મ બની શકે, પરન્તુ

**જીવન–લક્ષ્ય**

આત્મોન્નતિનું પરમ માનવધર્મ તરીકેનું પદ તો અખંડિત જ રહે છે; અસ્પૃશ્યતા નથી શાસ્ત્રોક્ત કે નથી ઈષ્ટ, કર્મે ચાંડાલ હોય તેની પ્રત્યે પણ સમભાવ રાખવાનો છે, ત્યાં જન્મે તો કોઈ માણસ અસ્પૃશ્ય હોય શકે જ કેમ ?

એકંદરે જોઈએ તો તેમના કથનનું, લેખનનું અને જીવનનું વલણ કેવળ જીવનલક્ષી જ હતું. વર્તમાન યુગ, તેનો માનવી અને તેનું જીવન એ જ તેમની બાહ્ય તથા આંતર દષ્ટિમાં સદા રમતાં અને તેના કલ્યાણ માટેનો પુરુષાર્થ એ તેમનું લક્ષ્યબિંદુ બની રહેતું. પરન્તુ માનવીનું ભૌતિક જીવન જ એ લક્ષ્યબિંદુના વિષયરૂપ નહોતું. ભૌતિક વિજ્ઞાનનો ચેપ જેને લાગ્યો છે એવા હિંદુસ્તાનનું આકર્ષણ એ વિજ્ઞાન તરફ વધી રહ્યું છે તેને લીધે જ શ્રી. રત્નચંદ્રજીને અને તેમના જેવા બીજા જૈન–જૈનેતર ધર્મગુરુઓને પૂછવામાં આવે છે કે–કર્મયોગ ઈષ્ટ છે કે કર્મસંન્યાસ ? જે દેશોમાં ધર્મનો લય થઈ રહ્યો છે ત્યાં જ પુષ્કળ સમૃદ્ધિ કેમ છે ? દેશની પરાધીનતા માટે અધ્યાત્મ-જ્ઞાન જવાબદાર ખરું કે નહિ ? વિશ્વપ્રેમ ખીલવવા જતાં ભારતે રાષ્ટ્રપ્રેમ તરફ ધ્યાન ન આપ્યું તેથી જ તેની આજે વિષમ રાષ્ટ્રીય પરિસ્થિતિ થઈ પડી છે કે નહિ ? આ પ્રશ્નો પાછળની દૃષ્ટિ સૂચવી રહી છે કે દેશની વર્તમાન ભૌતિક દુઃસ્થિતિ ભારતના પરંપ-રાના વારસારૂપ આધ્યાત્મિકતા ઉપરની શ્રદ્ધાને હચમચાવી રહી છે. આ વસ્તુસ્થિતિને શ્રી. રત્નચંદ્રજી સમજી શકતા હતા, લોકોની એવી અધૂરી સમજથી વિષાદ પણ અનુભવતા હતા, પણ એ હકીકતની તે ઉપેક્ષા કરતા નહિ. ભૌતિક અને આધ્યાત્મિક, સ્થૂળ અને સૂક્ષ્મ, વ્યવહાર અને નિશ્ચય, એ બેઉ દૃષ્ટિ જીવનમાં બહુધા સાથેસાથે જ વહ્યા કરે છે. કવિવર રવીંદ્રનાથ ટાગોર પોતાના એક પત્રમાં કહે છે: "દેવતાઓને પરિતૃપ્ત કરવા હોય તો બલિદાનમાં રક્ત રેડાવું જોઇએ: આ પ્રકારની હિંસાત્મક પૂજાપદ્ધતિ જંગલી જમાનામાં હતી અને આજે પણ છે. વચ્ચે વચ્ચે ઉપદેશકોની વાણી સંભળાય

છે : ' પ્રભુને વશ કરવા હોય તો પ્રેમની ધારા જ વહાવવી જોઈએ.' લોકો માને છે કે પ્રેમની વાત પણ કાઢી નાંખવા જેવી નથી, પણ તે સાથે એમને એમ પણ લાગે છે કે પ્રેમની વાત પારમાર્થિક છે–વ્યાવહારિક નથી; એટલે કે જો આપણે તાત્કાલિક ફળ મેળવવા ન માંગતા હોઈએ તો પ્રેમભાવની વાત ઠીક છે, પણ જેમને તુરતા-તુરત ફળ જોઈતું હોય તેમણે તો દેવતાની પ્રસન્નતા મેળવવા માટે બલિદાન દેવું જ જોઇએ,–રક્ત વહેવડાવવું જ જોઇએ; એ જંગલી પ્રથાના અવશેષ આજે મળે છે." ખરેખર, આવી જ સ્થિતિ વર્તમાન સામાજિક માનસની છે. તાત્કાલિક ફળને માટે તે ભૌતિક દૃષ્ટિને અપનાવે છે, આધ્યાત્મિકતાને દૂર ફેંકે છે. ઉપદેશકો કહે છે કે ભૌતિક કરતાં આધ્યાત્મિક દૃષ્ટિ ઉત્તમ છે, પરન્તુ એ સૂક્ષ્મ માર્ગ તેનામાં રુચિ ઉત્પન્ન કરતો નથી, તે તો ભૌતિકતાને જ ભજે છે; એટલે પછી ધર્મગુરુઓ તેને દર્દભરી આંખે જોઈ રહીને આશ્વાસન આપે છે : "ભૌતિક સંપત્તિ પણ તને મળશે, ધીરજ રાખ, કાળચક્રનો આંટો પૂરો થવા દે!"

---

## પ્રકરણ ૭ મું

---

## આગમભાષાની સેવા

भयवं च णं अद्धमागहीए भासाए धम्ममाइक्खई ।।
( समवायांग ३४ )

सर्वार्धमागधीं सर्वभाषासु परिणामिनीम् ।
सर्वेषां सर्वतो वाचं सार्वज्ञीं प्रणिदध्महे ।।
( वाग्भट्ट-काव्यानुशासन )

* * *

( ૧ )

સંસ્કૃત ભાષા પ્રતિ શ્રી. રત્નચંદ્રજીનો પ્રેમભાવ હતો, અને આગમભાષા–અર્ધમાગધી ભાષા પ્રતિ તેમનો અનુપમ સેવાભાવ હતો.

**લોકભાષાઓ અને સંસ્કૃત**

સંસ્કૃત ભાષા એ જે કાળે વેદવિજ્ઞ બ્રાહ્મણોની સાહિત્યભાષા હતી, તે કાળે પાલી અને અર્ધમાગધી જેવી ભાષાઓ લોકભાષાઓ હતી. સંસ્કૃત ભાષાને શાસ્ત્રભાષા તરીકેનું જે સંમાન પ્રાપ્ત થયું હતું તે જ સંમાન મહાવીરે અને બુદ્ધે એ બેઉ પ્રાંતીય લોકભાષાઓને પ્રાપ્ત કરાવ્યું હતું–પોતાના ઉપદેશ તથા ઉપદેશ-સૂત્રોની ગૂંથણીદ્વારા.

અર્ધમાગધી ભાષાની શાસ્ત્રીય ભાષા તરીકેની મહત્તાના ખ્યાલ માટે એ ભાષાનો ઇતિહાસ તપાસવા જેવો છે. એ ઇતિહાસ ઉપર

**શાસ્ત્રીય ભાષા તરીકે અર્ધમાગધી**

અનેક કૃત્રિમ અને કાલ્પનિક જાળાં બાઝયાં છે, તે ખંખેરી નાંખીને તેના વિશુદ્ધ ઇતિહાસ તથા વિશિષ્ટતાનો પરિચય થયા વિના એ ભાષાની સેવાનું મૂલ્ય આંકી શકાય તેમ નથી. સામાન્ય માન્યતા એવી છે કે પ્રાચીન કાળે બે ભાષાઓ વિદ્યમાન હતી: એક સંસ્કૃત અને બીજી પ્રાકૃત. બીજી એક સામાન્ય માન્યતા એવી છે કે સંસ્કૃતમાંથી ભ્રષ્ટતા પામતી પ્રાકૃત ભાષા થઈ, તેમાંથી પ્રાંતિક અપભ્રંશ ભાષાઓ જન્મી અને તેમાંથી આજની પ્રાંતિક લૌકિક તથા સાહિત્યભાષાઓ જન્મ પામી છે. આ રીતે આજની બધી પ્રાંતિક ભાષાઓને પ્રાકૃતની પુત્રીઓ તથા પ્રાકૃતને સંસ્કૃતની પુત્રી માનવામાં આવે છે. વિદ્વાનોનો મત પણ એક વાર એવો જ હતો; પરંતુ આજે એ મત સર્વથા બદલાઈ ગયો છે. આજે અનેક પુરાવાઓથી સિદ્ધ થયું છે કે પાલી—અર્ધમાગધી એ બેઉ પ્રાકૃત ભાષાઓ તેમ જ સંસ્કૃત ભાષા આર્ય ભાષાની પુત્રીઓ છે અને વર્તમાન પ્રાંતિક પ્રાકૃત ભાષાઓ પણ એ જ આર્ય ભાષાની પૌત્રીઓ કે પ્રપૌત્રીઓ છે. "પ્રાકૃત પાઠમાળા"ની પ્રસ્તાવનામાં શ્રી. રત્નચંદ્રજી કહે છેઃ "ભારતવર્ષમાં આર્ય તત્ત્વોને વહન કરનારી મુખ્યત્વે બે ભાષાઓ છે: સંસ્કૃત અને પ્રાકૃત."

પરન્તુ આ 'પ્રાકૃત' શબ્દે બહુ–બહુ ગૂંચવણો ઊભી કરી છે. પ્રાચીન કાળે મુખ્યત્વે બે જ ભાષાઓનાં નામ ઉપયોગમાં લેવાતાં:

**પ્રાકૃત ભાષાઓ**

संक्खया पायया चेव भणिईओ होंति दोण्णि वा ।
सरमंडलम्मि गिज्जंते पसत्था इसिभासिया ॥ *

પરન્તુ મહાવીર અને બુદ્ધના કાળમાં 'પ્રાકૃત' શબ્દથી જે ભાષાઓનું સૂચન સૂત્રગ્રંથોમાંથી થતું હતું તે બે જ લોકભાષાઓ હતી: પાલી કિંવા માગધી અને અર્ધમાગધી. આચાર્ય

* સંસ્કૃત અને પ્રાકૃત એ બે પ્રકારની ભાષાઓ કહેવામાં આવી છે. ગાવામાં આવતા સ્વરસમૂહમાં ઋષિભાષિતા (આર્ષ ભાષા) પ્રશસ્ત છે.

હેમચંદ્રના કાળમાં-મધ્ય યુગમાં-પ્રાકૃત શબ્દથી બહુધા મહારાષ્ટ્રીય પ્રાકૃતનું સૂચન થતું હતું અને મૂળ પ્રાકૃતના બીજા જુદાજુદા ભેદો મનાતા હતા, જેને જુદાં જુદાં નામો અપાયાં હતાં, જેવાં કે-પૈશાચી, ચૂલિકા પૈશાચી, માગધી, શૌરસેની, અપભ્રંશ ઇત્યાદિ. આ ઉપરથી જોઈ શકાય છે કે પ્રાચીન જૈન સૂત્રોમાં 'પ્રાકૃત' શબ્દથી જે ભાષાનું સૂચન થાય છે તે તત્કાલીન સામાન્ય જનતાની લોકભાષા-પાલી-અર્ધમાગધી છે; જ્યારે મધ્ય યુગમાં પ્રાકૃત તરીકે ઓળખાતી ભાષા જુદી છે. વસ્તુતઃ બધી પ્રાચીન અને અર્વાચીન લોકભાષાઓ પ્રાકૃત ભાષાઓ જ કહેવાવી જોઇએ છે અને કહેવાય છે.

પં. હરગોવિંદદાસ શેઠ 'પાઇઅ-સદ્દ-મહણ્ણવો' ના ઉપોદ્ઘાતમાં કહે છે: "જે ભાષા અતિ પ્રાચીન કાળમાં આ દેશના આર્ય લોકોની કથ્ય ભાષા-બોલચાલની ભાષા-હતી, જે ભાષામાં ભગવાન મહાવીર અને બુદ્ધદેવે પોતાના પવિત્ર સિદ્ધાન્તોનો ઉપદેશ આપ્યો, જે ભાષાને જૈન અને બૌદ્ધ વિદ્વાનોએ વિવિધ-વિષયક વિપુલ સાહિત્યની રચના કરીને અપનાવી છે, જે ભાષામાં શ્રેષ્ઠ કાવ્ય-નિર્માણદ્વારા પ્રવરસેન, હાલ, આદિ મહાકવિઓએ પોતાની અનુપમ પ્રતિભાનો પરિચય આપ્યો છે, જે ભાષાના મૌલિક સાહિત્યના આધાર પર સંસ્કૃતના અનેક ઉત્તમ ગ્રંથોની રચના થઈ છે, સંસ્કૃતના નાટક ગ્રંથોમાં સંસ્કૃતેતર જે ભાષાનો પ્રયોગ દૃષ્ટિગોચર થાય છે, જે ભાષાથી ભારતવર્ષની વર્તમાન સમસ્ત આર્ય ભાષાઓની ઉત્પત્તિ થઈ છે, અને જે ભાષાઓ ભારતના અનેક પ્રદેશોમાં આજકાલ પણ બોલાય છે, એ બધી ભાષાઓનું સાધારણ નામ 'પ્રાકૃત' છે, કારણ-કે એ બધી ભાષાઓ એક માત્ર પ્રાકૃતનાં જ ભિન્નભિન્ન રૂપો છે, અને સમય તથા સ્થાનની ભિન્નતાના કારણે તે ઉત્પન્ન થયા છે; તેથી એ ભાષાઓનાં વ્યક્તિવાચક નામોની પછી 'પ્રાકૃત' શબ્દનો પ્રયોગ આજસુધી કરવામાં આવે છે; જેમકે-પ્રાથમિક પ્રાકૃત, આર્ષ યા

અર્ધમાગધી પ્રાકૃત, પાલી પ્રાકૃત, પૈશાચી પ્રાકૃત, શૌરસેની પ્રાકૃત, મહારાષ્ટ્રી પ્રાકૃત, અપભ્રંશ પ્રાકૃત, હિંદી પ્રાકૃત, બંગાળી પ્રાકૃત ઇત્યાદિ."

**સંસ્કૃત-પ્રાકૃતનો સહચાર**

જે સ્વરૂપમાં આજે મધ્યકાલીન સાહિત્યની અને શાસ્ત્રોની સંસ્કૃત ભાષા જોવામાં આવે છે તે જ સ્વરૂપમાં સંસ્કૃત ભાષા કોઇ જ વાર લોકભાષા નહોતી. સાહિત્યની સંસ્કૃત ભાષા અને વેદોની ભાષા વચ્ચે વિશાળ તફાવત છે. સાહિત્યની સંસ્કૃત ભાષા કરતાં વેદોની ભાષા વધારે જૂની છે છતાં વેદોની ભાષા પણ લોકોની બોલચાલની ભાષા નહોતી. વૈદિક ભાષા અને સંસ્કૃત ભાષા બેઉ ધર્મશાસ્ત્રો તથા સાહિત્યના લેખન માટેની જ ભાષાઓ હતી. તે સિવાયની બીજી ભાષાઓ તે કાળે પણ બોલચાલમાં અને સાહિત્યલેખનમાં-બેઉમાં પ્રચલિત હતીઃ અલબત્ત, વૈદિક, સંસ્કૃત અને જનતાની કથ્ય પ્રાકૃત ભાષાઓ એ બધીની માતા પુરાતન કાળની કોઈ એક આર્ય ભાષા હતી એ વિષે શંકા નથી. તાત્પર્ય એ છે કે 'સંસ્કૃત' એ તો **कौमारपाणिनीयादि-संस्कृता संस्कृता भाषा**-કૌમાર-પાણિનિ આદિ વૈયાકરણોએ સંસ્કાર આપેલી સંસ્કૃત ભાષા છે; **અર્થાત્** જે ભાષાને સંસ્કારવામાં--સંમાર્જવામાં આવી તે **ભાષા** લોકભાષા હતી-લોકોની કથ્ય ભાષા હતી એ નિર્વિવાદ છે, પરંતુ સંસ્કારાયલા સ્વરૂપમાં તે લોકભાષા નહોતી. ડો. ભાંડારકર, પ્રો. લાસેન વગેરે વિદ્વાનો પહેલાં માનતા કે પ્રાકૃત ભાષાઓ સંસ્કૃત ભાષાનાં વિકૃત અને પાછળનાં સ્વરૂપો છે, પરંતુ એ માન્યતા વધુ સંશોધનને પરિણામે હવે દૂર થઈ છે. પીશલ, ગ્રીયરસન, હોર્નલી ઇત્યાદિ સંશોધકો માને છે કે વેદોની ભાષા અત્યંત પ્રાચીન હોવા છતાં વૈદિક યુગમાં પણ સામાન્ય જનતાની બોલચાલની ભાષા નહોતી-ઋષિઓની સાહિત્ય-ભાષા જ હતી. ભારતના જુદા જુદા પ્રદેશોમાં બોલચાલની ભાષાઓ જુદી જુદી હતી અને વૈદિક ભાષાની સાથે તેમનું નિકટવર્તિત્વ માત્ર હતું. એ પ્રાદેશિક ભાષાઓમાંથી એક ભાષા

ઘડાઈને તેને વેદોમાં સ્થાન મળ્યું છે, અને સાહિત્યની સંસ્કૃત ભાષા તો તેનું ત્યારપછીનું અનેક સૈકાઓ પછીનું સ્વરૂપ છે. તાત્પર્ય એ નીકળે છે કે પ્રાચીન કાળની સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાઓ સહચારિણી હતી. તેમાંની એકકે ભાષાને એક-બીજીની પુત્રી કે અનુગામિની કહી શકાય તેમ નથી. ડો. સુનીતિકુમાર ચેટરજી એટલે સુધી કહે છે કે સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાઓને એક-બીજીથી કદાપિ અલગ પાડી શકાય તેમ નથી, તેઓને એક-બીજીથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી કહી શકાય તેમ નથી, બલકે તેઓ વધુ અંશે તો પરસ્પરાધીન ભાષાઓ હતી.*

( ૧ )

**ભારતની પ્રાચીન ભાષાઓ**

આજથી અઢી હજાર વર્ષ પૂર્વેની ભારતની જે ભાષાઓનો પરિચય તે કાળે રચાયલા ગ્રંથો કે શિલાલેખો ઉપરથી મેળવી શકાય છે તે ભાષાઓ મુખ્યત્વે પાંચ હતી : (૧) હીનયાન બૌદ્ધોના ત્રિપિટક, મહાવંશ અને જાતક વગેરે ગ્રંથોની પાલી ભાષા; (૨) જૈન સૂત્રોની અર્ધમાગધી ભાષા; (૩) પૈશાચી અને ચૂલિકા પૈશાચી ભાષા; (૪) પ્રાચીન જૈન ગ્રંથોની જૈન મહારાષ્ટ્રી ભાષા; (૫) અશોકના અને તત્કાલીન બીજા પ્રાચીન શિલાલેખોની ભાષા.

---

* Prakrit and Sanskrit could never be dissociated from each other-neither of them could be concieved of as having independent existence: they were very much inter-dependent. This fact has to be kept in view in dealing with the development of Indo-Aryan from middle Indo-Aryan period onwards. The present-day Indians in my opinion should also bear it well in mind.

"*Indo - Aryan and Hindi.*"

આમાંની પાલી ભાષા બૌદ્ધ ગ્રંથોમાં જ સમાયલી છે, જેનું ઉત્પત્તિસ્થાન કેટલાક સંશોધકો મગધ દેશ માને છે અને તેથી તેને માગધી કહે છે. બીજાઓ પાલીમાં પૈશાચી ભાષાનું સાદૃશ્ય જુએ છે. પુનઃ પૈશાચી ભાષાના ઉત્પત્તિસ્થાન વિષે પણ મતભેદ છે. ગિરનારના બૌદ્ધ શિલાલેખોની ભાષા સાથે પાલી ભાષાનું મળતાપણું હોઈ તે ભારતના પશ્ચિમ પ્રાંતમાં ઉત્પન્ન થએલી અને ત્યાંથી સિંહલદ્વીપમાં ગએલી એમ પણ કેટલાકો માને છે. ગિરનારના શિલાલેખો અને ખંડગિરિના શિલાલેખો બેઉ પાલી ભાષાના હોવા છતાં બેઉની ભાષામાં ફેરફાર છે: એટલે પૂર્વના પ્રાંતોમાં અને પશ્ચિમના પ્રાંતોમાં પાલી ભાષાનું સ્વરૂપ ફેરફારવાળું પ્રતીત થાય છે. ડૉ. સુનીતિકુમાર ચેટરજી કહે છે કે બુદ્ધ ભગવાનનો ઉપદેશ માગધી ભાષામાં અપાએલો પણ ત્યારપછી મગધદેશની શૌરસેની પ્રાકૃતમાં તે (ઈ. સ. પૂર્વે ૨૦૦) અનુવાદિત થયો અને તે પાલી ભાષાને નામે જાણીતો થયો. આમ હોવા છતાં પાલી ભાષાનું મળતાપણું શૌરસેની અને માગધી કરતાં પૈશાચી સાથે વિશેષ છે. આ બધી ગૂંચવણો છતાં પાલી ભાષા જે સ્વરૂપમાં લિપિબદ્ધ થએલી મળે છે તે બુદ્ધ ભગવાનની ઉપદેશની ભાષા નહોતી કે તે કાળની કથ્ય ભાષા પણ નહોતી. પાલી ભાષા એ બૌદ્ધ ધર્મસાહિત્યની ભાષા છે અને તે લિપિબદ્ધ થઈ તે કાળનાં પ્રચલિત ભાષાતત્ત્વો તેમાં પ્રવિષ્ટ થયાં હોય એ શક્ય છે.

પૈશાચી ભાષા કેટલાક સાહિત્યગ્રંથોમાં જળવાયલી મળે છે, પરંતુ તે ભાષા તેના ઉત્પત્તિયુગની ભાષા નથી. આજે વ્યાકરણ, નાટક, કાવ્ય ઈત્યાદિમાં જે પૈશાચી ભાષા જળવાયલી જોવા મળે છે તે મધ્ય કાળની પૈશાચી ભાષા છે અને ઇશુની બીજીથી પાંચમી સદી સુધીની તે પ્રચલિત ભાષા છે. વૈયાકરણ વરરુચિ પૈશાચી ભાષાનું મૂળ શૌરસેની પ્રાકૃત માને છે. ચૂલિકા પૈશાચી એ પૈશાચીની નાની સરખી શાખાસમી છે.

જૈન સૂત્રગ્રંથો સિવાયના પ્રાકૃત ભાષામાંના જે ગ્રંથો મધ્ય યુગમાં

રચાયા તે ગ્રંથો જૈન મહારાષ્ટ્રી ભાષાના લેખાય છે. તે ગ્રંથોમાં ચરિત્રો, કથાઓ, દર્શન, જ્યોતિષ, ન્યાય, ભૂગોળ, ઇત્યાદિ વિષયોનું વિશાળ સાહિત્ય છે. પ્રાકૃતના પ્રાચીન વૈયાકરણોએ તેને જૈન મહારાષ્ટ્રી ભાષા તરીકે જુદી ઉલ્લેખી નથી, પરંતુ આધુનિક પાશ્ચાત્ય વિદ્વાનોએ કાવ્યો–નાટકોમાં વપરાયલી મહારાષ્ટ્રી પ્રાકૃત કરતાં તેનું જુદું સ્વરૂપ જોઇને જેને 'જૈન મહારાષ્ટ્રી' નામ આપ્યું છે. તેમાં મહારાષ્ટ્રી પ્રાકૃતનાં લક્ષણો વિશેષાંશે હોવા છતાં અર્ધમાગધીનો પણ થોડો–ઘણો પ્રભાવ પડેલો જોવામાં આવે છે.

**અર્ધમાગધીના ભાષાસ્વરૂપ વિષે મતભેદો**

અર્ધમાગધી ભાષા સંબંધે વિદ્વાન વૈયાકરણોના જુદા જુદા પક્ષોનાં જુદાં જુદાં મતો છે. એક પક્ષ માને છે કે ભગવાન મહાવીર પોતાનો ધર્મોપદેશ જે ભાષામાં આપતા હતા તે અર્ધમગધ પ્રદેશની ભાષા હતી તેથી તે અર્ધમાગધી ભાષા કહેવાતી હતી, અને એ જ ભાષામાં એ ઉપદેશને સૂત્રરૂપે ગણધર સુધર્મા-સ્વામી ગૂંથી લેતા હતા. એ રીતે સૂત્રગ્રંથોની રચના થઇ હતી. તે કાળે લેખન પ્રચલિત નહોતું એટલે એ સૂત્રગ્રંથો અણીશુદ્ધ રીતે મુખપરંપરાથી કંઠસ્થ રહ્યા કરતા હતા. પાછળથી તે મુખપરંપરા શિથિલ થવા લાગી એટલે મહાવીરનિર્વાણ પછી ૯૮૦ વર્ષે અર્થાત્ ઈ. સ. ૪૫૪માં વલભીપુરમાં જૈન શ્રમણોને એકત્ર કરીને શ્રી. દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણે એ સૂત્રોને લિપિબદ્ધ કર્યાં. જૈન મુનિઓ સૂત્રપાઠોના શુદ્ધ ઉચ્ચારણ માટે હમેશાં ખૂબ આગ્રહ રાખતા આવ્યા હોવાથી આ લિપિબદ્ધ થએલાં સૂત્રો સુધર્મા સ્વામીએ ગૂંથેલાં સૂત્રો પ્રમાણે જ–અણીશુદ્ધ છે, તેમાં કાનો–માત્રા જેટલો પણ ફેરફાર થયો નથી એવી એ પક્ષની માન્યતા છે; અને તેથી એ પક્ષ કહે છે કે મહાવીરના કાળની અર્ધમાગધી ભાષાના સર્વાંગસંપૂર્ણ નમૂનારૂપે જ સૂત્રોની એ જળવાઈ રહેલી ભાષા છે.

બીજો પક્ષ માને છે કે મુખપરંપરાદ્વારા જળવાઈ રહેલી ભાષામાં બિલકુલ પરિવર્તન ન થાય તે શકય નથી. મહાવીર સ્વામીનો ઉપદેશ તત્કાલીન કથ્ય ભાષામાં હતો અને કથ્ય ભાષામાં સમય જતાં અવશ્ય ફેરફાર થતો જાય છે. વળી મહાવીરના નિર્વાણ પછી બસો વર્ષે (ઈ. સ. પૂર્વે ૩૧૦) ચંદ્રગુપ્તના રાજ્યકાળમાં મગધ દેશમાં ઉપરાઉપરી ૧૨ વર્ષ સુધી દુકાળ પડ્યો હતો અને તે કાળે સાધુઓને દક્ષિણ પ્રદેશમાં જવું પડ્યું હોવાથી કેટલાકોનું સૂત્રગ્રંથોનું સ્મરણ શિથિલ બની ગયું હતું; તેથી દુકાળનો સમય પૂરો થતાં પાટલિપુત્રમાં સંઘે એકત્ર થઈને જે જે સાધુને જે જે અંગગ્રંથ જે જે આકારમાં યાદ હોય તે તે આકારમાં તે તે અંગગ્રંથને પ્રાપ્ત કરીને તેનું સંકલન કરવામાં આવ્યું હતું. આથી પણ અંગગ્રંથોની ભાષામાં ફેરફાર થયો હોય અને તેની અર્ધમાગધી ભાષામાં મગધની પડોશના પ્રદેશોની ભાષાઓ કરતાં દૂરના મહારાષ્ટ્ર પ્રદેશની ભાષાનું તત્ત્વ દાખલ થવા પામ્યું હોય તો તેમ બનવું શકય છે. આ પછી આઠસો વર્ષે વલભીપુરમાં અને મથુરામાં જૈન ગ્રંથોને લિપિબદ્ધ કરવાને મુનિસંમેલનો થયાં હતાં; અને તેટલા લાંબા કાળમાં જુદા જુદા દેશોમાં વિચરતા મુનિઓની લાંબી શિષ્યપરંપરા વીતી ગઈ હોય, જુદા જુદા પ્રદેશોની ભાષાનો તથા ઉચ્ચારણભેદનો, તેમના મુખપરંપરાગત સૂત્રજ્ઞાન ઉપર જાણ્યે-અજાણ્યે પ્રભાવ પડ્યો હોય તો તે પણ શકય છે. આ કારણથી એક જ અંગગ્રંથના જુદાજુદા ભાગોમાં જ નહિ પણ એક જ વાકયમાં પણ પરસ્પર ભાષાભેદ જોવામાં આવે છે. આ જ કારણથી ઇશુની સાતમી સદીના એક ગ્રંથકાર શ્રી જિનદાસ ગણીએ અર્ધમાગધી ભાષાનું **अट्ठारसदेसी भासानिययं** વા **अद्धमागहं** એવું વૈકલ્પિક લક્ષણ આપ્યું છે. આ માન્યતાને અંગે આધુનિક વૈયાકરણોનો બીજો પક્ષ કહે છે કે સૂત્રોમાં વર્તમાન કાળે ઉપલબ્ધ થતી ભાષા એ મહાવીરના કાળની અણીશુદ્ધ અર્ધમાગધી કિંવા અર્ધમગધ પ્રદેશની ભાષા નથી, પરંતુ ઇતર ભાષાપ્રયોગોથી સંમિશ્રિત થએલી અર્ધમાગધી ભાષા છે.

ત્રીજો પક્ષ માને છે કે સૂત્રોની અર્ધમાગધી કહેવાતી ભાષામાં મહારાષ્ટ્રી પ્રાકૃત કરતાં માત્ર ગણ્યાંગાંઠ્યાં રૂપોની જ વિશેષતા છે, માગધી ભાષાની કેટલીક વિશેષતાઓ અર્ધમાગધીમાં છે નહિ, પ્રાચીન જૈન ગ્રંથોમાં તે ભાષાને 'પ્રાકૃત' કહી છે, નાટ્યશાસ્ત્ર તથા પ્રાકૃત વ્યાકરણોમાં આપેલી અર્ધમાગધીની સાથે સૂત્રોની અર્ધમાગધીનું મળતાપણું નથી અને તેથી હેમચંદ્રે અર્ધમાગધીનું સ્વતંત્ર વ્યાકરણ રચવાનું પસંદ ન કરતાં અને તેનાં ખાસ સૂત્રો ન રચતાં મહારાષ્ટ્રી પ્રાકૃતમાં જ થોડા ફેરફારો સૂચવીને અર્ધમાગધીનો સમાવેશ કરી લીધો છે.

શ્રી. રત્નચંદ્રજી કહે છે કે–સૂત્રોનું અણીશુદ્ધપણું જાળવવાને પ્રાચીન આચાર્યો બહુ જ કાળજીવાળા હતા એ તો જાણીતી વાત છે. એક પણ અક્ષર ઓછો અધિક કે વિપરીત થાય તો તે માટે પણ પ્રાયશ્ચિત્ત અપાતું. એ સમયના આચાર્યોના સ્ખલનથી કે ઉચ્ચારણની અશુદ્ધિથી ભાષામાં પરિવર્તન થયું હોય એ શક્ય નથી. પૂર્વધારી આચાર્યો આપણા કરતાં વધારે બુદ્ધિપાટવવાળા હતા. કદાચ પ્રમાદથી કોઈ સ્થળે સ્ખલન થયું હોય તોપણ સર્વ સ્થળે સ્ખલન થયું હોય એ સંભવિત નથી. તેવા થોડા સ્ખલનથી કે પાઠાંતરના સંભવથી પણ આખી ભાષાનું પરિવર્તન નિર્માણ થઈ ગયું હોય એ શક્ય નથી. ભાષાપરિવર્તન તો ત્યારે જ થાય કે જ્યારે સૂત્રોનું ભાષાંતર કે અનુવાદ કરવામાં આવ્યાં હોય અથવા તેની સૂત્રરૂપતાને કોઈ બીજા ગ્રંથમાં પલટાવવામાં આવી હોય.*

---

* तत्तत्कालीनाचार्यपरम्परायाः स्खलनयोच्चारणापाटवेन च तत्परिवर्त्तनं जातमित्यपि वक्तुं न शक्यते पूर्वधारिणामाचार्याणामस्मदपेक्षयाऽधिकबुद्धिपाटवात्। प्रमादेन कस्यचित् स्खलनासम्भवे न सर्वेषां स्खलना। तादृशास्वल्पस्खलनया पाठान्तरसम्भवेऽपि सर्वथा भाषायाः परिवर्त्तनमशक्यं, भाषापरिवर्त्तनं तु सदैव स्याद्यदि सूत्राणां भाषान्तरमनुवादो वा कृतः स्यात्तथा सति तेषां ग्रन्थान्तरत्वे संपन्ने सूत्रत्वमपगतं स्यात्।

('જૈન સિદ્ધાન્તકૌમુદી'નો ઉપોદ્ઘાત)

આ રીતે શ્રી. રત્નચંદ્રજી સૂત્રભાષામાં કોઈ સ્થળે સ્ખલનો થયાં હોવાની વાત શકય માનવા છતાં સૂત્રોની સમગ્ર અર્ધમાગધી ભાષાનું રૂપ જ પરિવર્તન પામી ગયું હોવાની વાત માન્ય રાખતા નથી.

'અર્ધમાગધી' શબ્દને શ્રી. રત્નચંદ્રજી ભાષાશ્રિત નહિ પણ દેશાશ્રિત જ લેખે છે. મગધ દેશનો અર્ધ ભાગ–સૂરસેન અને મગધ દેશની વચ્ચેનો પ્રદેશ તે અર્ધમગધ અને તેમાં જે ભાષા તે કાળે બોલાતી હતી તે 'અર્ધમાગધી,' એવો એમનો નિશ્ચિત અભિપ્રાય છે. શ્રી. જિનદાસ ગણી 'નિશીથચૂર્ણિ'માં અર્ધમાગધી ભાષાનું **अट्ठारसदेसी भासानियय** એવું લક્ષણ આપે છે તે વૈકલ્પિક લક્ષણ છે, તેમણે દર્શાવેલું મુખ્ય લક્ષણ તો **मगहद्धविसयभासानिबद्धं अद्धमागहं** એવું છે. માર્કંડેયે 'પ્રાકૃતસર્વસ્વ' માં પણ 'શૂરસેન દેશની ભાષા તે શૌરસેની અને મગધદેશની ભાષા તે માગધી, મગધ–શૂરસેન દેશોની વચ્ચેના ભાગની ભાષા તે અર્ધમાગધી' એવી એ ભાષાઓની ઓળખાણ આપી છે; એટલે શ્રી. રત્નચંદ્રજી કહે છે કે, અર્ધમાગધી ભાષા પાલીની પેઠે જ સ્વતંત્ર ભાષા છે, તેમાં વિશેષાંશ પાલીની સાથે સમાનતાવાળો અને અલ્પાંશ ભિન્નતાવાળો છે. પાલી ભાષામાં જેમ બૌદ્ધ સાહિત્ય લખાયું છે તેમ અર્ધમાગધીમાં જૈન ધર્મનું પુરાતન સાહિત્ય લખાયું છે. બૌદ્ધ સાહિત્ય જેવી રીતે આજે પણ પાલી ભાષામાં ટકી રહેલું છે તેવી રીતે અર્ધમાગધીમાં રચાયલું જૈન સાહિત્ય પણ આજસુધી તે ભાષામાં ટકી રહેલું છે: ભેદ માત્ર એટલો છે કે બૌદ્ધ સૂત્રોની ટીકા પણ પાલી ભાષામાં લખાઈ, તેથી આજે તેનાં અનેક વ્યાકરણો રચાયાં છે; તે રીતે જૈન સૂત્રોની ટીકા જૈનાચાર્યોએ અર્ધમાગધીમાં ન રચી તેથી તેનો પ્રચાર ન થયો કે તેનાં સ્વતંત્ર વ્યાકરણો ન રચાયાં.*

---

* वस्तुतस्तु अर्द्धमागधीशब्दो न भाषाश्रितः किन्तु देशाश्रितः। तथाहि मगधदेशस्यार्द्धमर्द्धमगधः, अर्द्धमगधस्य भाषा अर्द्धमागधी शूरसेन-मगधदेशयोरन्तरालप्रदेशे या भाषा भाष्यमाणाऽऽसीत्साऽर्द्धमागधी। यदुक्तं

**સ્વતંત્ર વ્યાકરણને પાત્ર અર્ધમાગધી**

જૈન સૂત્રોની જે અર્ધમાગધી ભાષા આજે ઉપલબ્ધ છે તે ભાષાનું સ્વતંત્ર વ્યાકરણ રચાય તેવી તાત્ત્વિકતા તેમાં છે ખરી? આ પ્રશ્ન અતિ મહત્ત્વનો છે. જેવી રીતે જૈન સૂત્રો મુખપરંપરામાંથી વલભીપુરમાં લિપિબદ્ધ થયાં હતાં, તેવી રીતે બૌદ્ધ સૂત્રોને કનિષ્કના દરબારમાં મળેલા બૌદ્ધ સંઘે લિપિબદ્ધ કર્યાં હતાં. છતાં પાલી ભાષાનાં પ્રાચીન સ્વતંત્ર વ્યાકરણો કચ્ચાયણ, મોગલ્લાન વગેરે અસ્તિત્વ ધરાવે છે, જ્યારે અર્ધમાગધી ભાષાનું એવું કોઈ સ્વતંત્ર વ્યાકરણ નથી રચાયું. શ્રી. રત્નચંદ્રજી માને છે કે પૂર્વના જૈનાચાર્યોએ એ કાર્ય કરવું જોઈતું હતું.

મધ્ય કાળમાં હેમચંદ્રની પૂર્વે અનેક પ્રાકૃત વ્યાકરણો રચાયાં જેમાં વરરુચિનું પ્રાકૃત વ્યાકરણ સૌથી પહેલું હતું. અર્ધમાગધી પણ એક પ્રાકૃત ભાષા જ છે અને તેમાં તથા મહારાષ્ટ્રી પ્રાકૃતમાં

---

निशीथचूर्णौ श्रीजिनदासमहत्तरेण "मगहद्धविसयभासानिबद्धं अद्धमागहं"। श्रीमार्कण्डेयमहर्षिणा प्राकृतसर्वस्वे तदेवोक्तं–"शौरसेन्या अदूरत्वादियमेवार्द्ध-मागधी" अर्थात् शूरसेनदेशस्य भाषा शौरसेनी, मगधदेशस्य भाषा मागधी, मगधशूरसेनमध्यभागस्य भाषाऽर्द्धमागधी। पालीभाषावत् स्वतंत्रेयं भाषा। बहुलांशेन पालीसदृशा स्वल्पांशेन भिन्ना। पालीभाषायां यथा बौद्धसाहित्यं तथाऽर्द्धमागधीभाषायां जैनधर्मस्य पुरातनसाहित्यम्। पालीभाषानिबद्धं बौद्धसाहित्यं यथाऽद्यावधि पालीभाषायामेवावतिष्ठते तथाऽर्द्धमागधीनिबद्धं जैनसाहित्यमद्यपर्यन्तं तस्यामेव भाषायामवतिष्ठते। भेदस्त्वयं यद्बौद्धसूत्राणां टीका अपि पालीभाषायामेवासन्। तेन तस्या अद्यावधि तथैव प्रचारोऽने-कानि च व्याकरणानि विद्यन्तेऽर्द्धमागधीभाषायां जैनसूत्राणां टीका न निर्मिता जैनाचार्यैस्तेन तस्याः प्रचारो न तथा समजनि॥

('જૈન સિદ્ધાન્તકૌમુદી' નો ઉપોદ્ઘાત.)

પુષ્કળ સમાનતા છે, એટલે વરરુચિ અને બીજા જે વૈયાકરણોએ પ્રાકૃત ભાષાનાં વ્યાકરણો લખ્યાં તેમને અર્ધમાગધી ભાષાનું જે કાંઈ પૃથક્ત્વ માલૂમ પડયું તે પૃથક્ત્વ જ તેમણે નોંધીને અર્ધમાગધીને વ્યાકરણદૃષ્ટિએ ન્યાય આપ્યાનું સ્વીકારી લીધું. પ્રાકૃતનાં તૈયાર વ્યાકરણો ઉપર જ લાગી રહેલી દૃષ્ટિને અર્ધમાગધીનું સ્વતંત્ર વ્યાકરણ રચવાની કાંતો આવશ્યકતા ન સમજાઇ અને કાંતો તેમાં કાંઇ વિશેષતા ન લાગી. શ્રી. હેમચંદ્ર જેવા જૈનાચાર્યે પણ પોતાના પ્રાકૃત વ્યાકરણમાં 'આર્ષ પ્રાકૃત' ને નામે જે માગધી ભાષાનો ઉલ્લેખ કર્યો છે તે નાટકસાહિત્યમાં વપરાયલી અર્વાચીન માગધીનો જ છે—જૈનાગમોમાં વપરાયલી પ્રાચીન માગધીનો નથી. *

જૈનાગમોની અર્ધમાગધી ભાષા સ્વતંત્ર વ્યાકરણની રચનાને પાત્ર નથી એવી દૃઢ માન્યતા પં. શ્રી. બેચરદાસજીની છે. તેમણે પોતાના "પ્રાકૃત વ્યાકરણ"ના 'પ્રવેશ'માં એ સંબંધે પુષ્કળ દલીલો કરી છે. તેમની દલીલોનો મુખ્ય આધાર આચાર્ય હેમચંદ્ર ઉપર રહેલો છે. તે કહે છે: "શ્રી હેમચંદ્રે પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી અને અપભ્રંશનાં વ્યાકરણો લખ્યાં છે તેમ સાથે સાથે આર્ષ પ્રાકૃતને પણ લીધું છે. સાધારણ પ્રાકૃત કરતાં આર્ષ પ્રાકૃતમાં કાંઇક વિશેષતા જરૂર છે, પણ તે એટલી નજીવી છે કે, તેનું જુદું વ્યાકરણ કરવું તેમને યોગ્ય નથી જણાયું. આ જ કારણથી સાધારણ પ્રાકૃતના પેટામાં આર્ષ પ્રાકૃતને પણ એમણે ભેળવી દીધું છે. હેમચંદ્ર જેવા જૈન વૈયાકરણ શૌરસેની, માગધી અને પૈશાચી જેવી પ્રાયઃ જૈનેતર ગ્રંથોમાં વપરાયેલી કે નાટકીય ભાષાઓનું વ્યાકરણ લખવા પ્રેરાય અને જૈન આગમોની ભાષાનું વ્યાકરણ ન લખે એ કાંઇ અર્થ

---

* हेमचंद्रसूरिणा प्राकृतव्याकरणे मागधीप्रकरणे या मागधीभाषा दर्शिता सा तु नाटकादिषु प्रयुक्ताऽर्वाचीनमागधी ज्ञातव्या ॥

('જૈન સિદ્ધાન્તકૌમુદી' નો ઉપોદ્ઘાત.)

વિનાની વાત નથી. જૈન પરંપરામાં અર્ધમાગધીના સાહિત્ય તરીકે પ્રસિદ્ધ પામેલું સમસ્ત આગમસાહિત્ય એમની સામે જ હતું, એ વિષેનો ભાષાનો અને ભાવનો એમનો અભ્યાસ પણ ગંભીર હતો, છતાંય એમણે એ સાહિત્યને લગતું એક જુદું વ્યાકરણ કેમ ન લખ્યું? એ પ્રશ્ન એમને માટે થવો સહજ છે. એ પ્રશ્નનો ઉત્તર આચાર્ય હેમચંદ્રે પોતાની કૃતિદ્વારા જ આપી દીધેલો છે. આર્ષ પ્રાકૃતમાં જુદું વ્યાકરણ કરવા જેવી ખાસ વિશેષતા ન જણાયાથી જેમ એને સાધારણ પ્રાકૃતના પેટામાં સમાવી દીધું છે તેમ આગમ-સાહિત્યની ભાષામાં પણ એ બન્ને પ્રાકૃતો કરતાં એવી વિશિષ્ટ વિશેષતા ન જણાયાથી એમણે એ ભાષાને એ બન્ને પ્રાકૃતોમાં ભેળવી દીધી છે અને એ જ કારણથી એનું જુદું વ્યાકરણ કરવા તેઓ પ્રેરાયા નથી. એમના સમયનું વાતાવરણ જોતાં તો જરૂર એ પાણિનિના વૈદિક વ્યાકરણની પેઠે જૈન આગમોની ભાષાનું પણ વ્યાકરણ લખવાને પ્રેરાયા હોત. જૈન પરંપરામાં આચાર્ય હેમચંદ્ર જ એક એવા પ્રતિષ્ઠાપક પુરુષ છે કે જેમણે જૈનોની સાહિત્યને લગતી પ્રતિષ્ઠા સાચવવાનો ભગીરથ પ્રયત્ન સેવ્યો છે. નવું વ્યાકરણ, નવું છંદઃશાસ્ત્ર, નવું અલંકારશાસ્ત્ર, નવું ધાતુપારાયણ, નવા કોશો, નવો નિઘંટુ, નવું પુરાણ અને નવું યોગશાસ્ત્ર વગેરે બધું જૈનોની વિશેષતાને ખાતર નવું નવું લખ્યા છતાં આગમોની ભાષાના જ પ્રસંગમાં એમણે વૃદ્ધપ્રવાદની સામે પણ જે મૌન બતાવ્યું છે તે જ આપણા આ પ્રશ્નના પૂર્વોક્ત ઉત્તરમાં પૂરતું છે."

જૈન સૂત્રોની ભાષાને સમવાયાંગ, ઉવવાઇ ઇત્યાદિ સૂત્રોમાં 'અર્ધમાગધી' કહી છે, અને ઠાણાંગ તથા અનુયોગદ્વારમાં 'ઇસિભા-સિયા' (ઋષિભાષિતા) કહી છે, તે જ ભાષાને હેમચંદ્રે 'આર્ષ' તરીકે ઓળખાવી છે. ડો. પિશલ કહે છે કે "આર્ષ અને અર્ધમાગધી એ એક જ છે, અને પુરાણાં જૈન સૂત્રોની ભાષા અર્ધમાગધી હતી, એવી પરંપરાગત માન્યતાનુસાર તથા દસવેયાલિય સુત્તમાં હેમચંદ્રે

આપેલા ઉદાહરણ ઉપરથી સૂત્રોની ગદ્ય જ નહિ પણ પદ્યની ભાષા પણ આર્ષ અથવા અર્ધમાગધી હતી. "*

હેમચંદ્રે પ્રાકૃત વ્યાકરણની રચના કર્યા પછી આર્ષ કિંવા અર્ધમાગધીનું સ્વતંત્ર વ્યાકરણ રચવાની જરૂર માની નથી એ ખરું, પરંતુ મહારાષ્ટ્રી પ્રાકૃત અને અર્ધમાગધી વચ્ચે બે–ચાર રૂપોના તફાવતને કારણે એવી જરૂર માની નથી એ અનુમાન બરાબર નથી. હેમચંદ્રે એક–બે વિશેષતાઓને માટે ચૂલિકા પૈશાચીને જુદી ભાષા માની છે અને આઠ–દસ વિશેષતાઓને માટે શૌરસેની, માગધી તથા પૈશાચી ભાષાઓને જુદી જુદી ભાષાઓ તરીકે સ્વીકારી છે, તે જ રીતે આર્ષ તથા અર્ધમાગધીને પૃથક્ ભાષા તો માની છે જ; માત્ર મહારાષ્ટ્રી પ્રાકૃતનું વ્યાકરણ રચ્યા પછી બીજી ભાષાઓની ભિન્નતાઓ જુદી નોંધી છે, છતાં અર્ધમાગધી ભાષાની અનેક વિશેષતાઓ પ્રકારાન્તરે બતાવેલી જ છે. આ ભિન્નતાઓ અને વિશેષતાઓ શ્રી. રત્નચંદ્રજીએ "જૈન સિદ્ધાંતકૌમુદી"ના ઉપોદ્‌ઘાતમાં મોટા પ્રમાણમાં દર્શાવી છે અને ડૉ. બનારસીદાસજીની 'અર્ધમાગધી રીડર' તથા 'સ્કેલેટન ગ્રામર ઑફ અર્ધમાગધી' ઉપરથી પણ જોઈ શકાય છે. હેમચંદ્રે પ્રાકૃત વ્યાકરણની રચના કરી તે પૂર્વે બીજાં પ્રાકૃત વ્યાકરણો અસ્તિત્વમાં હતાં એટલે હેમચંદ્રે એ પરંપરાનુસાર પ્રાકૃત વ્યાકરણને કેંદ્રસ્થાને રાખી ઇતર ભાષાઓની ભિન્નતાઓ જ માત્ર નોંધીને સંક્ષેપ સાધ્યો; પરંતુ બૌદ્ધ ધર્મગ્રંથોની પાલી ભાષાને માટે પૂર્વે જે સ્વતંત્ર વ્યાકરણો રચાયાં હતાં તેવું જ સ્વતંત્ર વ્યાકરણ

* Ārṣa and Ardhamāgadhi are identical, and according to the tradition the language of the old Jaina-suttas was Ardhamāgadhi, and indeed as Hemchandra's example from the Dasa-Veyāliya sutta ( 33–19 ) shows, not only Prose but also Poetry.

—*Grammatik der Prakrit-Sprachen (17)*

આગમભાષાનું રચવા જો તેમણે ઇચ્છયું હોત તો તેમણે એ કાર્ય જરૂર કર્યું હોત અને પછી મહારાષ્ટ્રી પ્રાકૃત તથા ઈતર ભાષાઓનાં રૂપોની માત્ર ભિન્નતાઓ કે ફેરફારોની જ નોંધ લઇને ચલાવ્યું હોત. આગમભાષાને તેમણે કેન્દ્રસ્થાને ન રાખી તેનું કારણ એ નહોતું કે તે બૌદ્ધ ગ્રંથોની પાલી ભાષા જેટલી મહત્ત્વની નહોતી કિંવા આગમ-ભાષાનું નવું વ્યાકરણ રચવાની તેમનામાં શક્તિ નહોતી; પરન્તુ તે કાળમાં પ્રાચીન ભાષાઓના અભ્યાસ માટે પ્રાકૃત વ્યાકરણો ઉપયો-ગમાં લેવાતાં જોઇને તેમણે એ વ્યાકરણોમાં વ્યવહારાયલી ભાષાને કેંદ્રસ્થાને સ્થાપીને ઈતર ભાષાઓને ગૌણ સ્થાને મૂકી. તે કાળની જરૂરીઆત પૂરી પાડવા ઉપર જ તેમણે પોતાનું ધ્યાન રોપ્યું હતું. છતાં જો શ્રી. રત્નચંદ્રજી તે કાળે શ્રી. હેમચંદ્રાચાર્યના લઘુ ગુરુબંધુ હોત, તો તેમણે આચાર્યશ્રીને જરૂર વિનંતિ કરી હોત કે "જ્યેષ્ટ ગુરુબંધુ ! સાહિત્યની પ્રાકૃત ભાષાને કેંદ્રસ્થાને સ્થાપીને બધી પ્રાચીન ભાષાઓનું વ્યાકરણ રચનાર તો અનેક જૈનેતર વૈયાકરણો પણ નીકળી આવશે, પરન્તુ જેવી રીતે બુદ્ધનાં ઉપદેશસૂત્રોની પાલી ભાષાનાં સ્વતંત્ર વ્યાકરણો રચાયાં તેવી રીતે બુદ્ધના સમકાલીન ભગવાન મહાવીરના ઉપદેશની પાલી જેટલી જ પ્રાચીન અને મહત્ત્વની એવી અર્ધમાગધી ભાષાને કેંદ્રસ્થાને સ્થપાવાનો અને તેનું સ્વતંત્ર વ્યાકરણ રચાવાનો પહેલો અધિકાર છે, તો એ જ કાર્ય આપ કરો, કારણકે એ જ આપે કરવાયોગ્ય છે."

હેમચંદ્રાચાર્યના પ્રાકૃત વ્યાકરણની રચના અને આગમભાષાને ગૌણ સ્થાને રાખવાની તેમની વ્યાકરણ–રચના–શૈલીમાંથી પં. બેચર-દાસજીએ જે પ્રેરણા મેળવી છે તે એવી છે કે "હવે 'વર્તમાન જૈન આગમોને મહાવીરભાષિત સમજીને કોઇ એ આગમોની જ ભાષાને અર્ધમાગધી કહે અને એ ઉપરથી જ એનાં વ્યાકરણ અને કોષ બનાવે તો ન બની શકે ?' એ પ્રશ્નનું સમાધાન આચાર્ય હેમચંદ્રે પોતાની કૃતિદ્વારા અને ઉપર્યુક્ત ઉલ્લેખદ્વારા પણ કરી નાંખ્યું છે,

એથી આ આગમોની ભાષાને અર્ધમાગધી સમજવી કે એમ સમજી એ વિષેનાં પુસ્તકો લખવાં એ ભાષાના ઇતિહાસમાં ગોટાળો કરવા સિવાય બીજું શું હોઇ શકે?" પરન્તુ જે 'ગોટાળો' પં. બેચરદાસજીને ઇષ્ટ નથી લાગતો તે જ 'ગોટાળો' (?) અર્ધમાગધીના વ્યાકરણ "જૈન સિદ્ધાન્તકૌમુદી" ની તથા "અર્ધમાગધી કોષ"ના પાંચ ખંડોની રચનાદ્વારા શ્રી. રત્નચંદ્રજીએ કર્યો છે! શ્રી રત્નચંદ્રજીએ વસ્તુતઃ પ્રાચીન ભાષાઓના ઇતિહાસમાં ગોટાળો કર્યો નથી પણ અનેરો પ્રકાશ પાથર્યો છે. આચાર્ય હેમચંદ્રના "સિદ્ધહૈમ" ગ્રંથને હાથીની અંબાડીમાં મૂકીને સિદ્ધરાજે પોતાના રાજમહાલયમાં પધરાવી તેનું સન્માન કર્યું હતું; ત્રણસો લહિયાઓ પાસે તેની નકલો લખાવીને તેનો પ્રચાર કર્યો હતો અને કક્કલ નામના અધ્યાપકને રોકી તેની અધ્યયન-શાળા પાટણમાં શરુ કરાવી હતી. તે કાળની હાથીની અંબાડીનાં જેટલાં જ આજનાં મહત્ત્વનાં આંતરરાષ્ટ્રીય સંમાન શ્રી. રત્નચંદ્રજીના કોષ–વ્યાકરણને ભારતના પંડિતો, પ્રોફેસરો તથા ડો. હેલ્મથ, પ્રો. શુબ્રીંગ, પ્રો. સીલ્વાન લેવી, પ્રો. જ્હોન નોબલ, પ્રો. હર્મન જેકોબી, ડો. ફીરફેલ, પ્રો. વીંટરનીટ્ઝ, ડો. પરટોલ્ડ ઇત્યાદિ જેવા વિદેશી પંડિતોએ પણ આપ્યાં છે અને અભ્યાસીઓને માટે તે આશીર્વાદરૂપ હોવાનું સ્વીકાર્યું છે.

( ૩ )

**પ્રાકૃત પાઠમાળા**

આગમભાષા પ્રતિ શ્રી. રત્નચંદ્રજીની સેવાપરાયણતાનો પ્રારંભ સં. ૧૯૬૭ થી થાય છે. તે વખતે તેમણે કચ્છના માંડવી ગામમાં "પ્રાકૃત માર્ગોપદેશિકા" તૈયાર કરી હતી; પરંતુ એ જ વર્ષમાં પં. શ્રી. બેચરદાસજીએ રચેલી એક "પ્રાકૃત માર્ગોપદેશિકા" પ્રસિદ્ધ થઈ, એટલે તેમણે પોતાની કૃતિ પ્રસિદ્ધિમાં મૂકવાનો વિચાર બંધ રાખ્યો. ત્યારપછી ૧૩ વર્ષે સં. ૧૯૮૦માં બીકાનેરના શેઠ અગરચંદજી ભેરોંદાનજીએ તે માર્ગોપદેશિકાને છએ ભાષાની પાઠમાળારૂપે ફેરવી

નાંખવાનું સૂચન કર્યું એટલે શ્રી. રત્નચંદ્રજીએ મહારાષ્ટ્રી પ્રાકૃત તથા જૈન મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકા પૈશાચી અને અપભ્રંશ એ છએ ભાષાઓનું સંક્ષિપ્ત વ્યાકરણ અભ્યાસપાઠો તથા શબ્દકોષ સાથે તૈયાર કર્યું. ચંડ, વરરુચિ, હેમચંદ્ર, ત્રિવિક્રમ, લક્ષ્મીધર, સિંહરાજ, અપ્પય દીક્ષિત, હૃષીકેશ આદિ વૈયાકરણોની કૃતિઓનો આધાર લઈને તેમણે એ પાઠમાળા રચી અને સં. ૧૯૮૪ માં તે પ્રસિદ્ધિ પામી. આ પાઠમાળા પ્રાકૃત ભાષાના પ્રારંભિક અભ્યાસીઓને માટે ઉપયોગી નીવડી છે.

**અર્ધમાગધી કોષ**

જૈનાગમોના શબ્દોનો કોષ રચવાનો નિશ્ચય શ્રી. રત્નચંદ્રજીએ સં. ૧૯૭૩ (ઇ. સ. ૧૯૨૧)માં મુંબઈ ખાતે કર્યો હોય તેમ તેમની નોંધપોથી ઉપરથી જણાય છે. એ વર્ષના માગશર સુદ ૧ ની એક નોંધ છેઃ "પ્રાકૃત ડિક્ષનરી કરવાનો નિશ્ચય થયો છે." તે જ વર્ષમાં મુંબઈમાં આચારાંગ, સૂત્રકૃતાંગ, ઠાણાંગ, સમવાયાંગ, અનુયોગદ્વાર, વગેરે સૂત્રોના શબ્દોનો સંગ્રહ તેમણે કરી નાંખ્યો હતો. સં. ૧૯૭૪માં સુરતમાં અને સં. ૧૯૭૫માં માંડવીમાં શબ્દસંગ્રહનું કામ ચાલ્યા કર્યું હોવાનો અને સં. ૧૯૭૫માં માંડવીમાં 'આગમકોષ'ની વ્યવસ્થિત રચના કરવાનું કામ પ્રારંભ્યું હોવાનો ઉલ્લેખ નોંધપોથીમાંથી મળે છે. એ કામ સં. ૧૯૭૬માં ઘોરાજીમાં અને સં. ૧૯૭૮માં વાંકાનેરમાં ચાલુ રહ્યું હતું. સં. ૧૯૭૯માં કોષનો પ્રથમ વિભાગ પ્રસિદ્ધ થયો હતો. ત્યારબાદ એ કામ આગળ ચાલ્યા જ કર્યું હતું. કોષનો બીજો ગ્રંથ સં. ૧૯૮૫માં, ત્રીજો સં. ૧૯૮૬માં, ચોથો સં. ૧૯૮૭માં અને પાંચમો સં. ૧૯૯૦માં પ્રસિદ્ધ થતાં એ મહત્કાર્ય તેમણે સત્તર વર્ષની સતત ખંતથી પૂર્ણ કર્યું હતું.

અર્ધમાગધી ભાષાના શબ્દકોષનો શ્રી. રત્નચંદ્રજીનો આ પ્રયત્ન પહેલો જ છે. તે પૂર્વે પાલી–અર્ધમાગધીથી માંડીને અપભ્રંશ ભાષા સુધીની બધી પ્રાકૃત ભાષાઓના શબ્દસંગ્રહો કરવાના યત્નો થએલા

હતા. તેવા પ્રાચીન કોષો પંડિત ધનપાલકૃત 'પાઇઅ લચ્છી નામમાલા' અને હેમચંદ્રાચાર્યકૃત 'દેશી નામમાલા' એ બે છે. આમાંનો પહેલો ગ્રંથ અતિ સંક્ષિપ્ત છે–માત્ર બસો જેટલાં પદ્યોમાં જ સમાપ્ત થાય છે. બીજો ગ્રંથ કેવળ દેશી શબ્દોનો કોષ છે. અર્વાચીન કોષોમાં 'અભિધાન રાજેન્દ્ર' નામક કોષ મુખ્ય અને ઘણો મોટો છે. મોટા સાત ગ્રંથોમાં એ કોષ પૂરો થયો છે, પરંતુ તેમાં બહુવિધ ત્રુટિઓ છે. તેની રચના આશરે પોણોસો પ્રાકૃત જૈન ગ્રંથોને આધારે કરવામાં આવી છે, જેમાં અર્ધમાગધીના દર્શનવિષયક ગ્રંથો વિશેષાંશે છે; અને પ્રાકૃતની ઈતર મુખ્ય શાખાઓના તથા જુદા જુદા વિષયોના જૈન–જૈનેતર ગ્રંથોનો ઉપયોગ કરવામાં આવ્યો નથી. તે ઉપરાંત પ્રાકૃત તથા સંસ્કૃત ગ્રંથોમાંથી કેટલાક ભાગોના ઊતારા કરવામાં આવ્યા છે અને કોઇ કોઇ તો નાના–મોટા આખા ગ્રંથો જ તેમાં ઊતારી લીધા છે. આથી આ ગ્રંથનો વિસ્તાર વધ્યો છે, છતાં ઘણા ઉપયોગી શબ્દો છોડી દેવામાં આવ્યા છે, મોટા મોટા સામાસિક શબ્દોની ભરતી કરવામાં આવી છે, અને કેટલાક કલ્પિત પ્રાકૃત શબ્દો પણ મેળવી દેવામાં આવ્યા છે. ડૉ. વુલ્નર કહે છે કે युष्मद् ની પંચમી વિભક્તિના એકવચનનાં પચાસ રૂપો આ કોષમાં આપેલા છે, પરંતુ અર્ધમાગધી ભાષામાં એમાંનું કોઈ પણ રૂપ ભાગ્યે જ જોવામાં આવે છે. ગ્રંથના અતિવિસ્તારને કારણે તેને 'એનસાઇક્લોપીડિયા ઑફ જૈનિઝમ' (જૈન વિશ્વકોષ) તરીકે કેટલાકો ઓળખાવે છે પરન્તુ તેમાં જેટલો વિસ્તાર છે તેટલું ઊંડાણ માલૂમ પડતું નથી.

પં. શ્રી. હરગોવિંદદાસ કૃત 'પાઈઅ–સદ્દ-મહણ્ણવો' (પ્રાકૃત શબ્દ–મહાર્ણવઃ) એ એક સારો પ્રાકૃત-હિંદી શબ્દકોષ છે. તેમણે પંદરેક વર્ષના પરિશ્રમ પછી બધી પ્રાકૃત ભાષાઓનો શબ્દસંગ્રહ, લિંગ, સંસ્કૃત પ્રતિશબ્દ, મૂળ શબ્દના ઉપયોગનું સ્થાન અને હિંદી અર્થો સાથે એ ગ્રંથમાં આપ્યો છે અને વ્યાકરણદૃષ્ટિને સમુચિત રીતે સાચવી છે.

આ ઉપરાંત અર્ધમાગધી–સંસ્કૃત શબ્દસંગ્રહો સાથે કેટલાંક જૈન સૂત્રો પણ પ્રસિદ્ધ થયાં છે, જેમાંનાં મુખ્ય આ પ્રમાણ છેઃ (૧) આચારાંગ (આયારાંગ) સુત્ત, પહેલો શ્રુતસ્કંધ (પ્રો. શુબ્રીંગ, જર્મન ઓરીએન્ટલ સોસાયટી, લીપઝીગ, ૧૯૧૦), (૨) ફ્રેગમેન્ટ ડર ભગવતી (સં. ઉવેલર, ખંધકની પૌરાણિક કથા, બર્લીન, ૧૮૬૬–૬૭), (૩) સ્પેસીમેન ડર નાયધમ્મકહા (જ્ઞાતધર્મકથા) પહેલું અધ્યયન (સં. પી. સ્ટેઇન થલ, લીપઝીગ, ૧૮૮૧), (૪) ઉવાસગદસાઓ (ઉપાસક દશા) (સં. હોર્નેલ, કલકત્તા, ૧૮૮૮–૯૦), (૫) ઓવવાઇ (ઔપપાતિક) (સં. ઇ. લ્યુમેન, લીપઝીગ, ૧૮૮૩), (૬) નિરયાવલીયા સુત્તં (નિરયાવલિકા) (સં. એસ. જે. ઉર્વારન, એમસ્ટરડામ, ૧૮૭૯), (૭) કપ્પસુત્તં (કલ્પસૂત્ર) (સંપાદક–હર્મન જેકોબી, લીપઝીગ, ૧૮૭૯).

ઇ. સ. ૧૯૦૮ માં ભાવનગરમાં મળેલી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સે આગમભાષાના શબ્દોનો એક કોષ તૈયાર કરવાની આવશ્યકતા દર્શાવી હતી. એ સંબંધે પ્રો. હર્મન જેકોબીનો અભિપ્રાય પૂછવામાં આવતાં તેમણે ડો. સ્વાલીને એ કાર્ય સોંપવાની ભલામણ કરી હતી. તે ઉપરથી ઇ. સ. ૧૯૧૨માં ડો. સ્વાલીએ એક પ્રાકૃત શબ્દકોષ તૈયાર કરવાનો મનોભાવ પ્રકટ કર્યો હતો, જેમાં બધી પ્રાકૃત ભાષાઓના શબ્દો, તેના સંસ્કૃત પર્યાયો અને અંગ્રેજી અર્થો સમાવિષ્ટ થાય. ઇંદોરવાળા સ્વ. કેસરીચંદજી ભંડારીએ તે પૂર્વે જૈનાગમોના શબ્દોનો સંગ્રહ કરવા માંડેલો તે સંગ્રહ તેમણે ડો. સ્વાલીને મોકલી પણ આપ્યો હતો; પરંતુ ત્યારપછી તુરત–સને ૧૯૧૪માં યુરોપીય મહાયુદ્ધ જાગ્યું, ડો. સ્વાલીને પોતાનો યત્ન છોડી દેવો પડ્યો અને તેમણે સ્વ. કેસરીચંદજી ભંડારીનો શબ્દસંગ્રહ પાછો મોકલી આપ્યો. સ્વ. ભંડારીએ એ કામ શ્રી. રત્નચંદ્રજીને ઉપાડી લેવાની વિનંતિ કરી અને તેમણે તે તુરત ઉપાડી લીધું, પરંતુ તેમણે પોતાના કાર્યની મર્યાદા આગમો તથા ઈતર જૈન ગ્રંથોના શબ્દો પૂરતી જ રાખી.

સ્વ. ભંડારીનો શબ્દસંગ્રહ સમગ્ર કોષની દૃષ્ટિએ ઘણો નાનો તથા ત્રુટિઓવાળો હતો, પરંતુ એમની આગમભાષાભક્તિનો દ્યોતક હતો. તેમણે પ્રેરેલા ઉત્સાહથી શ્રી. રત્નચંદ્રજીએ એ કાર્ય ઉપાડી લીધું હતું અને નવો પ્રયત્ન આરંભીને એ કાર્ય પૂરું કર્યું હતું એ નિર્વિવાદ છે.

"અર્ધમાગધી કોષ" એ પાંચ ગ્રંથોમાં વહેંચાએલો મહાગ્રંથ છે. આગમના અભ્યાસીઓને ઉપયોગી થાય તેવો એક નાનો અર્ધ-માગધી–ગુજરાતી શબ્દકોષ પણ તેમણે "જૈનાગમ શબ્દસંગ્રહ" એ નામે તૈયાર કર્યો હતો જે સં. ૧૯૮૩માં પ્રકટ થયો હતો.

**'જૈન સિદ્ધાન્ત-કૌમુદી'**

આગમભાષાના કોષ ઉપરાંત તેનું વ્યાકરણ રચવાની શરુઆત શ્રી. રત્નચંદ્રજીએ અમદાવાદમાં સં. ૧૯૭૯માં જ્યારે કોષનો પ્રથમ વિભાગ પ્રકટ થયો ત્યારે જ કરી હતી. તે માટે તેમણે પ્રથમ શબ્દો અને ધાતુરૂપોની ચૂંટણી કરેલી. સં. ૧૯૮૦માં વઢવાણ કેમ્પના ચાતુર્માસમાં, સં. ૧૯૮૧માં મોરબીના ચાતુર્માસમાં, અને સં. ૧૯૮૨માં વાંકાનેરના ચાતુર્માસ સુધી એ કાર્ય ચાલુ રહ્યું હતું. એ જ વર્ષમાં "જૈન સિદ્ધાન્તકૌમુદી" નામે અર્ધમાગધી ભાષાનું વ્યાકરણ પ્રસિદ્ધ થયું. ભાષાના પ્રારંભિક અભ્યાસીઓને ઉપયોગી થાય તેવી "અર્ધમાગધી શબ્દરૂપાવલિ" અને "અર્ધમાગધી ધાતુરૂપાવલિ" સં. ૧૯૮૪માં પ્રસિદ્ધ થઈ. "જૈન સિદ્ધાન્તકૌમુદી"ની પ્રસિદ્ધિ પછી ત્રણ વર્ષે–સં. ૧૯૮૫માં તેમણે એના પર સંસ્કૃત ટીકા લખવાનું શરુ કરેલું, સં. ૧૯૮૮માં ટીકાલેખનનું કાર્ય પૂરું થયું, ત્યારપછી તેનું પુનઃસંશોધન શરુ કર્યું અને છેવટે સટીક "જૈન સિદ્ધાન્તકૌમુદી" સં. ૧૯૯૪માં લાહોરના જાણીતા સંસ્કૃત ગ્રંથપ્રકાશક શ્રી. મહેરચંદ લછમનદાસે પ્રસિદ્ધમાં મૂકી. એ ગ્રંથની

પ્રથમાવૃત્તિમાં ધાતુસંખ્યા ૬૫૦ હતી, તે દ્વિતીયાવૃત્તિમાં ૭૫૦ થઇ છતાં સૂત્રસંખ્યા ૧૩૦૧ ઉપરથી ઘટીને ૧૨૮૫ થઈ.

"જૈન સિદ્ધાન્તકૌમુદી"ની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી 'પ્રાકૃત પાઠમાળા'ના જેવી 'અર્ધમાગધી પાઠમાળા'ની રચનાનું કાર્ય તેમણે તુરતમાં જ-સં. ૧૯૯૫માં શરુ કર્યું હતું, પણ આગમ-ભાષાની એ વિશેષ સેવા પૂર્ણ થાય તે પૂર્વે શ્રી. રત્નચંદ્રજીનું જીવન પૂર્ણ થઈ ગયું.

---

# પ્રકરણ ૮ મું

## કોષની તથા વ્યાકરણની સંઘટના

(૧)

**પચાસ હજાર શબ્દોનો સંગ્રહ**

શ્રી. રત્નચંદ્રજી કૃત "અર્ધમાગધી કોષ"ના ચાર ગ્રંથોમાં એકંદરે પચાસ હજાર શબ્દોની સંખ્યાનો સમાવેશ છે. એ શબ્દો એકંદરે ૪૯ ગ્રંથોમાંથી સંગ્રહેલા છે, જેમાં ૧૧ અંગો, ૧૨ ઉપાંગો, ૭ પઇણ્ણાઓ, ૬ છેદસૂત્રો, ૪ મૂળ સૂત્રો, નંદી સૂત્ર, અણુઓગદ્વાર, અને ઓઘનિર્યુક્તિ ઇત્યાદિનો સમાવેશ થાય છે; એટલે કે બધાં શ્વેતામ્બર જૈન સૂત્રો અને તેને લગતા સઘળા મુખ્ય ગ્રંથોના શબ્દો તેમાં સમાવી લીધેલા છે. પાંચમા પરિશિષ્ટ વિભાગમાં બાકી રહેલા અર્ધમાગધી શબ્દો ઉપરાંત મહારાષ્ટ્રી પ્રાકૃત અને દેશ્ય શબ્દોનો મોટો સંગ્રહ આપવામાં આવેલો છે.

**વિશુદ્ધ અર્થયોજના**

કોષની સંઘટનામાં એકંદરે પાંચ ભાષાઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે. મૂળ અર્ધમાગધી શબ્દ પહેલાં આપવામાં આવ્યો છે, પછી તેનો સંસ્કૃત પ્રતિશબ્દ આપેલો છે, અને પછી ગુજરાતી, હિંદી તથા અંગ્રેજી અર્થ તે તે લિપિઓમાં આપેલો છે. હિંદી તથા અંગ્રેજી અર્થોની યોજના માટે શ્રી. રત્નચંદ્રજીને તે તે ભાષાના જાણકાર બીજા વિદ્વાનોની સહાયતા લેવી પડી હતી, કારણકે તે ભાષાઓનું તેમનું જ્ઞાન કોષની રચના માટે જોઇએ તેટલું ઊંડું નહોતું.

પરન્તુ આ અર્થયોજનામાં કાંઈ દોષ ન આવી જાય તેટલી ખબરદારી તો તે રાખતા જ હતા. હિંદી અને અંગ્રેજી ભાષાના જાણકાર વિદ્વાનો પણ જ્યારે જૈન પરિભાષાના સારી પેઠે જાણકાર નથી હોતા ત્યારે તેઓ એ ભાષાના શબ્દોના અર્થો સમજાવવામાં પૂરા સફળ નથી થતા. ઉદાહરણ તરીકે अणाउत्त એ ત્રિલિંગી શબ્દ લઈએ. તેનો સંસ્કૃત પ્રતિશબ્દ अनायुक्त છે. શ્રી. રત્નચંદ્રજીએ તો ગુજરાતી અર્થ 'ઉપયોગરહિત,' 'ઉપયોગ વિનાનો,' 'અસાવચેત,' એ પ્રમાણે કરેલો. તેનો હિંદી અને અંગ્રેજી અર્થ અનુવાદકે "बिनउपयोगका–निरुपयोगी" તથા "Useless" એવો કરેલો! 'ઉપયોગ'નો અર્થ જૈન પરિભાષામાં 'સાવધાનતા' એવો થાય છે, એથી અણમાહિત અનુવાદકનો દોષ તેમણે જોઈ લીધો અને તેનો વાસ્તવિક અર્થ પુનઃ યોજાયો: "उपयोगरहित–असावधान" તથા "Unwary, without proper circumspection." આવો અનુભવ બીજાઓની પાસેથી કામ લેતાં તેમને ઘણી વાર થએલો અને શબ્દેશબ્દના પ્રત્યેક ભાષામાંના અર્થને પૂરી સાવધાનતાથી તપાસ્યા વિના ચાલી શકતું નહિ.

**વ્યાકરણ-રીતિએ સંયોજન**

કોષમાં પ્રત્યેક શબ્દનો સંસ્કૃત પ્રતિશબ્દ આપેલો છે. એવો જે સંસ્કૃત પ્રતિશબ્દ સંસ્કૃત સાહિત્યમાં પ્રચલિત વા પ્રસિદ્ધ ન હોય તે પ્રતિશબ્દની પિછાણ ખાસ ચિહ્નદ્વારા નોંધી છે; જેમકે अवलुय નો સંસ્કૃત પ્રતિશબ્દ अवलुक છે, પણ તે સંસ્કૃતમાં સુપરિચિત નથી તેથી તેની પાસે * આવું ચિહ્ન કરીને, તેનો સંસ્કૃત અર્થ **नौकादण्ड** એવો આપેલો છે. જ્યાં જ્યાં જરૂર જણાઇ છે ત્યાં ત્યાં એક શબ્દના બીજા સંસ્કૃત પ્રતિશબ્દો આપેલા છે, પ્રત્યયો દર્શાવ્યા છે અને વ્યુત્પત્તિ-સમાસ પણ કરેલા છે. આ પ્રતિશબ્દો સંસ્કૃત કોષોને અનુસરીને અને વ્યાકરણરીતિએ શુદ્ધ છે એવી ખાત્રી કરીને જ આપેલા છે. સંસ્કૃત સાહિત્ય અનુસાર એક શબ્દના અનેક અર્થો

થઈ શકે છે પરન્તુ આ કોષમાં કેવળ એ જ અર્થો આપેલા છે કે જેને જૈન સૂત્રોનો ટેકો હોય.

મૂળ શબ્દની સાથે પુલ્લિંગ, સ્ત્રીલિંગ, નપુંસક લિંગ અને ત્રિલિંગ દર્શાવવાને પ્રત્યેકનો પ્રથમાક્ષર આપીને લિંગ (જાતિ) નું દર્શન કરાવ્યું છે. જ્યાં મૂળ શબ્દનું અર્થાંતરની દૃષ્ટિએ લિંગાંતર થાય ત્યાં તે અર્થની સાથે પૃથક્ લિંગનિર્દેશ કરેલો છે. આ મૂળ શબ્દની જાતિ તે અર્ધમાગધી શબ્દોની દર્શાવી છે–તેના સંસ્કૃત પ્રતિશબ્દોની નહિ. જોકે સંસ્કૃત અને અર્ધમાગધી શબ્દોની જાતિ મોટે ભાગે પરસ્પર મળતી હોય છે, તોપણ કેટલીક વાર ભેદ પણ દેખાય છે. દાખલા તરીકે अक्खुद्द-अक्षुद्र શબ્દ. સંસ્કૃતમાં એ શબ્દ વિશેષણ હોઇને ત્રિલિંગી લેખાય છે, પરંતુ સૂત્રોમાં તેનો અર્થ 'ગંભીર શ્રાવક' એવો છે, અને તેને પુલ્લિંગમાં જ વાપરેલો છે, એટલે તેને પુલ્લિંગ દર્શાવ્યો છે. अंबिल (सं. अम्ला) એક પ્રકારની વનસ્પતિ છે. સંસ્કૃતમાં તે સ્ત્રીલિંગી શબ્દ છે, પરન્તુ સૂત્રોમાં તેને નપુંસક લિંગમાં વાપરેલો છે, એટલે કોષમાં સૂત્રાનુસારે નપુંસક લિંગનો જ દર્શાવ્યો છે.

**શબ્દ-અર્થમાં આગમોનું અનુસરન**

લિંગ અને પ્રતિશબ્દ પછી ત્રણ ભાષાઓમાં મૂળ શબ્દના અર્થો આપ્યા છે. અર્થો પૂરા થયા પછી મૂળ શબ્દ જે જે સૂત્રો કે ગ્રંથોમાં પ્રયુક્ત થયો હોય તે તે સૂત્રો તથા ગ્રંથોનાં સંક્ષિપ્ત નામ તથા જે જગ્યાએ તે શબ્દ આવ્યો હોય તે ગાથા–શ્લોક યા અધ્યયન આદિનો નિર્દેશ આંકડા દ્વારા કરવામાં આવ્યો છે. આ સંક્ષેપની સમજૂતી માટે કોષાન્તર્ગત સૂત્રોની સૂચિ તથા વ્યાકરણ–પ્રયોગોની સંક્ષિપ્ત સૂચિ જોડવામાં આવેલી છે. જે શબ્દોના એકથી વધુ અર્થ થતા હોય તે શબ્દો જુદા જુદા અંકો આપી જુદા જુદા અર્થોનું અને પુનઃ તે તે અર્થોમાં જ્યાં જ્યાં તે શબ્દોનો વ્યવહાર થયો હોય તે તે સ્થાનોનું દર્શન કરાવ્યું છે.

દાખલા તરીકે–अभिजाय–अ. त्रि. (अभिजात; अभि–प्रशस्तं जातं जन्म यस्य स तथा) કુલીન; ખાનદાન કુળમાં જન્મેલ. ભગવતી–૯, ૩૩; ઉત્તરાધ્યયન–૩, ૧૮. (૨) અગીઆરસનું નામ, પક્ષના અગીઆરમા દિવસનું નામ, જંબૂપન્નતિ–૭, ૧૫૧; સૂર્યપન્નતિ ૧૦. (૩) ઉત્પન્ન, ઉત્તરાધ્યયન–૧૪, ૬.

સામાસિક શબ્દોને મૂળ શબ્દોના પેટામાં આપવામાં આવ્યા છે, અને તે સાથે તેના સંસ્કૃત પ્રતિશબ્દો તથા તેના પ્રયોગોનાં સ્થાન આપેલાં છે. કોઈ શબ્દોની સાથે સૂત્રોનાં પ્રમાણવાકયો–અવતરણો પણ આપેલાં છે. જેમકે अभिजाय–अ ની સાથે (अभिजाय –अ–) सड्ढ (–श्रद्ध) ત્રિ૦ જેને શ્રદ્ધા–તત્ત્વરુચિ ઉત્પન્ન થઈ હોય તે. “अभिजायसड्ढे तातं उवागम्म इमं उदाहु” ઉત્તરાધ્યયન ૧૪, ૬.

આવાં અવતરણો જ્યાં જરૂરી જણાયાં છે ત્યાં જ આપેલાં છે, છતાં લગભગ અર્ધોઅર્ધ શબ્દોને માટે અવતરણોનો ઉપયોગ કરવામાં આવેલો છે.

કોષમાંના શબ્દોમાં જે ધાતુઓ છે તેમને ખાસ ધાતુચિહ્નથી અંકિત કરેલા છે અને તેના ત્રણ ગણ માનીને પ્રત્યેક ગણનાં સૂચક જુદાં જુદાં ચિહ્નો વાપરેલાં છે. થોડા ધાતુઓની ક્રિયાઓ પણ જુદી આપેલી છે. મૂળ અર્ધમાગધી શબ્દોમાં ઉપસર્ગોને ધાતુની સાથે રાખેલા છે અને સંસ્કૃતમાં ઉપસર્ગ તથા ધાતુઓની વચ્ચે સંયોજક ચિહ્નો દર્શાવ્યાં છે. જેમકે √अभिनिक्खम ધા૦ I (ગણચિહ્ન) (अभि+नि+क्रम्) સંસાર છોડી બહાર નીકળવું; પ્રવ્રજ્યા લેવી. अभिनिक्खमाहि आ० (આજ્ઞાર્થ) “आयाणहेउं अभिनिक्खमाहि” ઉત્ત૦ ૧૩, ૨૦.

સંબંધાર્થ, હેત્વર્થ અને વર્તમાન કૃદન્તોમાં જેના જેના ધાતુઓ ઉપલબ્ધ થયા તે તેને ધાતુની સાથે રાખ્યા છે અને જ્યાં તેવા

ધાતુઓ નથી મળ્યા ત્યાં ત્યાં તેમને સૂત્રકારોને અનુસરીને અવ્યય તરીકે જ માનવામાં આવ્યા છે.

तद्, युष्मद्, अस्मद्, આદિ શબ્દોનાં જુદી જુદી વિભક્તિઓનાં રૂપોમાં પ્રાકૃત ભાષાઓમાં નિયમનની શિથિલતા જણાય છે. એટલે શ્રી. રત્નચંદ્રજીએ આ કોષમાં એવા શબ્દોનાં બધી વિભક્તિઓનાં રૂપો આપ્યાં છે કે જેને આગમભાષામાં થએલા પ્રયોગોનો ટેકો હોય. અર્ધમાગધીમાં ચતુર્થી વિભક્તિનો સ્વતંત્ર પ્રયોગ થતો નથી, તે માટેનો પ્રત્યય ત્થે તથા ટ્ઠે છે. દાખલા તરીકે अस्मद्‌ની વિભક્તિઓનાં રૂપો આ કોષાનુસાર ઊતારીએ:

**अम्ह ( त्रि० ) ( सं. अस्मद् ) હું**

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પ્ર૦ | अहं, मं | अम्हं, अहं |
| દ્વિ૦ | मे, ममं, मम | अम्हं, अम्हे |
| તૃ૦ | अम्हं, मे, मए | अम्हेहिं |
| પં૦ | ममाहिंतो | ... ... |
| ष० | ममं, मज्झ, मज्झं, महं, अम्हं, मम, मे | अम्हं, अम्हे, अम्हाणं |

આ ઉપરથી એમ સમજવાનું નથી કે પંચમીનું બહુવચનનું કે સપ્તમીનું એકવચન–બહુવચનનું अस्मद्‌નું કોઈ રૂપ જ અર્ધમાગધીમાં થતું નથી. ઉપર આપેલાં રૂપો તો આગમસાહિત્યમાં થએલા પ્રયોગોની તારવણીરૂપ છે. વ્યાકરણની દૃષ્ટિએ એ શબ્દનાં બધાં રૂપો આપણને શ્રી. રત્નચંદ્રજીની "પ્રાકૃત પાઠમાળા" ના વ્યાકરણ વિભાગમાંથી મળી રહે છે, જે નીચે પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| પ્ર૦ | म्मि, अम्मि, अम्हि, हं, अहं, अहअं | अम्ह, अम्हे, अम्हो, मो, वअं, मे |
| દ્વિ૦ | णे, णं, मि, अम्मि, अम्ह, मम्ह, मं, ममं, मिमं, अहं | अम्हे, अम्हो, अम्ह, णे |

| | | |
|---|---|---|
| તૃ૦ | मि, मे, ममं, ममए, ममाइ मइ, मए, मआइ, णे | अम्हेहि, अम्हाहि, अम्ह, अम्हे, णे |
| પં૦ | मइ (मइणो, मईहिन्तो, मइत्तो, मईओ, मईउ) मम, मह, मज्झ, (ममा, ममाहि, ममाहिन्तो,ममत्तो, ममाओ, ममाउ : એ જ રીતે मह અને मज्झनां રૂપો પણ થાય ) | मम, अम्ह ( એઉનાં નવ-નવ રૂપો થાય, જેમકે ममत्तो, ममाओ, ममाउ, ममाहि, ममेहि, ममाहिन्तो, ममेहिन्तो, ममासुन्तो, ममेसुन्तो. ...ઇત્યાદિ |
| ષ૦ | मे, मइ, मम, मह, महं, मज्झ, मज्झं, अम्ह, अम्हं. | णे, णो, मज्झ, अम्ह, अम्हं, अम्हे, अम्हो, अम्हाण-णं, ममाण-णं, महाण-णं, मज्झाण-णं |
| સ૦ | मइ, मि, ममाइ, मए, मे; अम्ह, मम, मह, मज्झ (એ ચારનાં દરેકનાં ચાર-ચાર રૂપો થાય, જેમકે अम्हस्सि, अम्हत्थ, अम्हम्मि अम्हहिं) | अम्हेसु-सुं, ममेसु-सुं, महेसु-सुं, मज्झेसु-सुं. |

આગમકોષની સંઘટનામાં આગમોના સાહિત્ય પ્રતિ જ રાખવામાં આવેલી એકનિષ્ઠતાનો પરિચય આ ઉપરથી થાય છે. આગમકોષના ચાર વિભાગોમાં આગમસાહિત્યમાંના શબ્દોની તારવણી પૂરી થયા પછી પ્રાકૃત કાવ્ય, નાટક, ઇત્યાદિ ગ્રંથોમાં આવતા પ્રાકૃત અને દેશ્ય શબ્દો માટે તેનો એક પરિશિષ્ટ વિભાગ શ્રી. રત્નચંદ્રજીએ તૈયાર કર્યો હતો. એ વિભાગના ૫૫૩ પૃષ્ઠમાં બાકી રહી ગએલા અર્ધમાગધી શબ્દો ઉપરાંત મહારાષ્ટ્રી-પ્રાકૃત કોષ અને ૧૯૧ પૃષ્ઠમાં દેશી પ્રાકૃત શબ્દોનો કોષ આપવામાં આવ્યો છે. જે

**પ્રાકૃત અને દેશ્ય શબ્દો**

સંખ્યાબંધ ગ્રંથોમાંથી એ શબ્દોની તારવણી કરવામાં આવી છે, તેમાં મહત્ત્વના બધા પ્રાકૃત સાહિત્યગ્રંથોનો સમાવેશ થઈ જાય છે. આમ કોષના પાંચ વિભાગો આગમસાહિત્ય ઉપરાંત પ્રાકૃતસાહિત્યના અભ્યાસીઓ તથા સંશોધકોને પણ મદદગાર બને છે.

આગમકોષના ચાર ગ્રંથોમાં કેટલાંક જરૂરી ચિત્રો આપેલાં છે અને શબ્દાર્થની સમજમાં તે સહાયક બને છે. કોષના પ્રથમ વિભાગમાં પં. શ્રી. બનારસીદાસજીનું અર્ધમાગધી ભાષાનું સંક્ષિપ્ત અંગ્રેજી વ્યાકરણ આપવામાં આવ્યું છે.

કોષની સંઘટનામાં જે કાંઇ તત્ત્વોનો સમાવેશ કરવામાં આવ્યો છે તેની રૂપરેખાઓ ઉપરથી એક-એક શબ્દની પાછળ લેવામાં આવેલી પુષ્કળ જહેમતનો ખ્યાલ આવે છે. તે કાર્યની પાછળ વર્ષોસુધી ચિત્તની જે સ્થિરતા, જે ધૈર્ય, જે ખંત, જે શ્રમ આવશ્યક થઇ પડયાં હશે તેની કલ્પના કોષકારે કરેલી ફળનિષ્પત્તિ ઉપર દેશ-વિદેશના પંડિતોએ કાઢેલા ઉદ્‌ગારો ઉપરથી જ કરવાની રહે છે.

**ફળનિષ્પત્તિનું મૂલ્યાંકન**

ડો. હેલ્મથ (બર્લીન) કહે છે: "શ્રી. રત્નચંદ્રજીની કૃતિ પ્રાકૃતના બધા અભ્યાસાર્થીઓના હાર્દિક સત્કારને પાત્ર છે. પૌર્વાત્ય દેશોને લગતા અભ્યાસની આ મહત્ત્વની શાખાના સાહિત્યમાં જરૂર એ કૃતિ એક ત્રુટિ પૂરનારી બને છે અને તેથી જૈન ભાષા, જૈન સાહિત્ય અને જૈન તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં રસ ધરાવનારાઓને માટે તે અમૂલ્ય સાધન બની રહેશે."

ડો. જહોન નોબેલ (બર્લીન) કહે છે: "શોકની વાત એ છે કે કોઈ પણ પ્રાકૃત ભાષાની એકકે સારી ડિકશનરી આજસુધી અસ્તિત્વમાં આવી નથી, તેથી પ્રાકૃત મૂળ પાઠો અને ખાસ કરીને અર્ધમાગધી મૂળ સૂત્રો વાંચતાં અભ્યાસાર્થીઓને બહુ મુશ્કેલી વેઠવી પડે છે. યુરોપના અભ્યાસાર્થીઓ અર્ધમાગધીના મૂળ તત્ત્વથી તદ્દન

અજાણુ હોય છે, જ્યારે હિંદી અભ્યાસાર્થીઓ તે જાણુતા હોય છે, તેથી યુરોપના અભ્યાસીઓને માટે તો આ મુશ્કેલી ઘણી જ મોટી હોય છે. શ્રી. રત્નચંદ્રજીનો કોષગ્રંથ હિંદની પ્રાચીન ભાષાઓના અભ્યાસમાં પડેલા વિદ્વાનોને માટે ખૂબ જ રસદાયક થઈ પડશે એમાં શંકા નથી."

પ્રો. શુબ્રીંગ કહે છે: "ગ્રંથનું કાર્ય ખૂબ જ ભાવપૂર્વક તથા સંભાળપૂર્વક કરવામાં આવ્યું છે અને તેથી યુરોપના પ્રાકૃતવિજ્ઞ પંડિતોનું ધ્યાન મોટા પ્રમાણુમાં આકર્ષવાને યોગ્ય એ ગ્રંથ છે."

પ્રો. સીલ્વાન લેવી (ખટમંડુ–નેપાળ) કહે છે: "ગ્રંથમાં જે ચિત્રો તથા આકૃતિઓ આપેલાં છે તે તેનું બહુ જ સરસ તત્ત્વ છે: તે માટે પણુ મારાં અભિનંદન છે."

ડો. પરટોલ્ડ (મુંબઈ) કહે છે: "દરેક શબ્દનું અંગ્રેજી, ગુજરાતી અને હિંદી સ્પષ્ટીકરણુ એકી સાથે આવ્યું છે તે હિંદી અભ્યાસીઓને જ નહિ પણુ યુરોપીય અભ્યાસીઓને બહુ ઉપયોગી થશે. ખાસ કરીને જેઓ અંગ્રેજી નહિ જાણુનારી પ્રજાઓમાંના હશે તેમને હિંદી સ્પષ્ટીકરણુથી સારી પેઠે મદદ મળી રહેશે."

શ્રી. એસ. પૂર્ણાનંદ (કલકત્તા) કહે છે: "અત્યારે પાલી તરીકે ઓળખાતી માગધી ભાષાના અભ્યાસીઓને પણુ આ ગ્રંથ બહુ ઉપયોગી થઇ પડશે. બેઉ ભાષાઓમાં ઘણા સમાન શબ્દો રહેલા છે. આ રીતે તમે આ શબ્દકોષદ્વારા માગધી સાહિત્યની પણુ મોટી સેવા કરો છો."

પ્રો. જોહોરી (ઇંદોર) કહે છે: "આ કોષ પંચભાષિક હોઇને ઉત્તર હિંદના તેમ જ દેશના બીજા ભાગોના લગભગ બધા કેળવાયલા લોકોને બહુ ઉપયોગી થશે. તે માત્ર એક શબ્દસંગ્રહ નથી પણુ 'એનસાઇક્લોપીડિયા' છે; તેમાં માત્ર શબ્દોની યાદી નહિ પણુ અર્ધમાગધી ભાષાના સાહિત્યમાં મળતા સંખ્યાબંધ પારિભાષિક

શબ્દપ્રયોગોનું બની શકે તેટલું સ્વચ્છ સ્પષ્ટીકરણ આપવાનો પ્રયત્ન કર્યો છે. અવતરણો તો એવાં છે કે જેથી આધારભૂત ગ્રંથોની વિશિષ્ટ સૂચિનું દર્શન થયા વિના રહે નહિ."

પ્રો. રામેશ્વર ગૌરીશંકર હીરાચંદ ઓઝા (અજમેર) કહે છે: "પાંચ ભાગોનો આ બૃહત્કોષ વિદ્વત્સમાજ તથા જૈન સાહિત્યને શ્રી. રત્નચંદ્રજી મહારાજની એક અમૂલ્ય દેણગી છે. સંક્ષેપમાં એમ કહેવામાં અત્યુક્તિ નહિ થાય કે આ ગ્રંથરત્ન વસ્તુતઃ મુનિવર્યના જીવનની સાધના છે...જૈન મુનિઓને ચાતુર્માસ સિવાયના આઠ માસ પેદલ વિહાર કરવો પડે છે, જેથી તેમનાં સાહિત્યકાર્યોમાં અનેક બાધાઓ આવી પડે છે, કિંતુ વિઘ્ન–બાધાઓની જરા પણ પરવા ન કરતાં મુનિવર્યે ૬૦ વર્ષના પોતાના આયુષ્યમાંથી ૨૦ વર્ષથી વધુ સમય–સુધી અથાગ પરિશ્રમ ઉઠાવીને આ મહાન્ કાર્યને સુસંપન્ન કર્યું, જેથી તે અનંત કાળ સુધી વિદ્વત્સમાજના ધન્યવાદને પાત્ર છે."

( ૨ )

**અર્ધમાગધીનો અપૂર્વ વ્યાકરણ–ગ્રંથ**

શ્રી. રત્નચંદ્રજીકૃત "જૈન સિદ્ધાન્તકૌમુદી" એ જૈનાગમોની અર્ધમાગધી ભાષાનું સંપૂર્ણ વ્યાકરણ છે. વરરુચિ, ચંડ, કાત્યાયન, આચાર્ય હેમચંદ્ર, ત્રિવિક્રમ, માર્કંડેય, ક્રમદીશ્વર, અપ્પય દીક્ષિત વગેરે વૈયાકરણોએ પ્રાકૃત વ્યાકરણો રચ્યાં છે. તે બધાંમાં પ્રાકૃત ભાષાઓનો અવતાર એવી રીતે આપવામાં આવ્યો છે કે જાણે મૂળ ભાષા સંસ્કૃત હોય અને તેમાં વિકાર થવાથી પ્રાકૃત ભાષાઓ ઊતરી આવી હોય. આ માન્યતા કેટલી નાપાયાદાર છે તે પૂર્વે દર્શાવવામાં આવ્યું છે. પ્રાકૃત ભાષાવતારની વૈયાકરણોની આ શૈલીથી ભાષાઓના ઇતિહાસ સંબંધે પણ કેટલીક ખોટી માન્યતાઓ દેશી તેમજ પરદેશી વિદ્વાનોમાં પેસી જવા પામી છે. બધી પ્રાકૃત ભાષાઓમાં સંસ્કૃત ભાષાના અનેક શબ્દો અવિકૃત

–તત્સમ રૂપમાં દાખલ થએલા છે; એ તત્સમ શબ્દો પણ પુરાતન લોકભાષા–પ્રાકૃત ભાષામાંથી જ સંસ્કૃતમાં સ્થાન પામ્યા હતા, તો-પણ પછીના કાળની પ્રાકૃત ભાષાઓમાં જે સંસ્કૃત શબ્દો જરાએ વિકૃત થયા વિના સ્થાન પામ્યા હતા તે સંસ્કૃત સાહિત્યનો જ પ્રભાવ હતો. એ જ રીતે પુરાતન પ્રાકૃતમાંથી સંસ્કાર પામેલું રૂપ ધારણ કર્યા પછી પણ એ સંસ્કૃત ભાષાએ પોતાની અંગપુષ્ટિ માટે પ્રાકૃતમાંથી અનેક શબ્દો ગ્રહણ કર્યા છે. આ રીતે સંસ્કૃત અને પ્રાકૃત એ બેઉ ભાષાઓ પરસ્પરાવલંબી રહી છે. પરંતુ વૈયાકરણોએ સંસ્કૃતને કેંદ્રસ્થ રાખીને પ્રાકૃત ભાષાનાં વ્યાકરણ-વ્યુત્પત્તિ આદિ સિદ્ધ કર્યા છે. જ્યાં સ્પષ્ટ વિકાર પૂર્વેનો મૂળ શબ્દ ન મળતો હોય ત્યાં તે જ અર્થનો 'આદેશ' અમુક છે એમ ગણીને નોંધ કરવામાં આવે છે. તાત્પર્ય એ છે કે સંસ્કૃત મૂળ ઉપરથી જ બધું વિકૃત યા આદિષ્ટ થયું છે એવી માન્યતાપૂર્વકની શૈલી એ વૈયાકરણોની છે. શ્રી. રત્નચંદ્રજીએ એ શૈલીનો ત્યાગ કર્યો છે. જૈન સૂત્રોની ભાષાને મૂળ ભાષારૂપે દૃષ્ટિમાં રાખીને ધાતુગણ તથા શબ્દગણ તેમણે નક્કી કર્યા છે અને તેનું સીધું વ્યાકરણ આપ્યું છે. આથી, અનેક શબ્દવિકારો નોંધવામાં જૂના વૈયાકરણોને સેંકડોની સંખ્યામાં સૂત્રો રચવાં પડ્યાં હતાં તે શ્રી. રત્નચંદ્રજીને રચવાં પડયાં નથી. વિભક્તિ, કાળનાં રૂપો, કારણ, સમાસ–તદ્ધિત–કૃત્ પ્રત્યય–પ્રકરણો એ બધાં અર્ધમાગધી સ્વતંત્ર ભાષા હોય તેવી રીતે-સંસ્કૃત વ્યાકરણની રીતે જ આપ્યાં છે. આથી વિકારોને યાદ રાખવાની તકલીફ પડતી નથી.

**તુલનાત્મક વિવરણ** આગળના વૈયાકરણોની પદ્ધતિ અને શ્રી. રત્નચંદ્રજીની પદ્ધતિ, એ બેઉની વચ્ચેના તફાવતનો ખ્યાલ આવે તે માટે શ્રી. હેમચંદ્રાચાર્યના પ્રાકૃત વ્યાકરણની તથા શ્રી. રત્નચંદ્રજીની "જૈન સિદ્ધાન્તકૌમુદી" માંના નિરૂપણની પદ્ધતિઓનું તુલનાત્મક વિવરણ પ્રાસંગિક થઈ પડશે.

પહેલાં આચાર્ય હેમચંદ્રની પદ્ધતિ જોઈએ.

क-ग-च-ज-त-द-प-य-वां प्रायो लुक्-૮-૧-૧૭૭; અર્થાત્-
-સ્વર પછી આવેલા અનાદિ ને અસંયુક્ત क, ग, च, ज, त, द,
प, य, व નો મોટે ભાગે લોપ થાય છે. જેમકે-तीर्थकरः = तित्थयरो
(क નો લોપ); नगः = नओ; शची = सई વગેરે. આમાં મૂળ સંસ્કૃત
શબ્દ ઉપરથી આવો ફેરફાર થઇને આ પ્રાકૃત શબ્દો ઊતરી આવ્યા
છે એમ દર્શાવેલું છે.

किराते च ॥ ૮-૧-૧૮૩ ॥ किरात શબ્દમાં क નો च થાય;
किरातः = चिलाओ.

युष्मदस्तं तुवं तुह तुमं सिना । ૮-૩-૯૦ ॥ युष्मद् શબ્દને પ્રથમા
એકવચનમાં પ્રત્યય સહિત तं, तुवं, तुह, तुमं આદેશ થાય.

भे तुब्भे तुज्झ तुम्ह तुय्हे उय्हे जसां ॥ ૮-૩-૯૧ ॥ युष्मद्
શબ્દને પ્રથમા બહુવચનમાં પ્રત્યય સહિત भे, तुब्भे, तुज्झ, तुम्ह, तुय्हे,
उय्हे આદેશ થાય.

આચાર્ય હેમચંદ્રે ધાત્વાદેશો તો સંખ્યાબંધ ગણાવ્યા છે. મૂળ
સંસ્કૃત ધાતુને બદલે પ્રાકૃત ધાતુ આદેશ તરીકે બતાવ્યો હોય છે.
જેમકે विवृतेर्ढंसः । ૮-૪-૧૧૮ ॥ विवृत् ક્રિયાપદને સ્થાને ढंस આદેશ
વિકલ્પે થાય; विवर्तते = ढंसइ કે विवट्टइ.

क्रुधेर्जूरः । ૮-૪-૧૩૫ ॥ क्रुध् ધાતુને વિકલ્પે जूर આદેશ થાય.
क्रुध्यति = जूरइ કે कुज्झइ.

હવે શ્રી. રત્નચંદ્રજીની નિરૂપણ-પદ્ધતિ જોઇએ:

इः किवणादीनां मध्यस्य स्वरस्य ॥ ૩-૩-૪૨ ॥ किवण ગણના
શબ્દોમાંના મધ્ય સ્વરને સ્થાને વિકલ્પે इ થાય. किवण, चरम, पुरुस,
भुअंग એ શબ્દોમાં મધ્ય સ્વરનો વિકલ્પે इ થાય, એટલે किविणो કે
किवणो, चरिमो કે चरमो, पुरिसो કે पुरुसो, भुइंगो કે भुअंगो.

खुड्डस्य के । ૩-૨-૪૪ । खुड्ड શબ્દનો અંત્ય अ વિકલ્પે દીર્ઘ
થાય, તેમ જ વિકલ્પે તેને क લાગે. खुड्डाकं કે खुड्डकं.

बहुलं ग-च-ज-त-द-ब-वानां यः । ३–३–५३ ॥ અર્થાત્–અનાદિ અને અસંયુક્ત ग, च, ज, त, द, ब, व ને સ્થાને વિકલ્પે य થાય. जयं–जगं (સં૦ जगत्); सोयं–सोचं (સં૦ शौच); अयिणं–अजिणं (સં૦ अजिन); अवयरणं–अवतरणं (સં૦ अवतरण) ઇત્યાદિ. (અહીં કાઉંસમાં મૂળ સંસ્કૃત શબ્દો આપેલા છે. પરંતુ શ્રી. રત્નચંદ્રજીએ સંસ્કૃત શબ્દો નહિ આપતાં સીધા અર્ધમાગધી શબ્દો જ નોંધ્યા છે.)

सोतस्तुम्हस्य तन्तुमेतुममः । ४–३–८८ ॥ उ પ્રત્યય (પ્રથમા એકવચનનો) સહિત तुम्ह શબ્દ (સં૦ युष्मद्) ને तं, तुमे, तुमम् એ ત્રણ આદેશ થાય.

बहुवचनेषु तुब्भतुज्झौ वा । ४–३–८९ ॥ तुम्ह ના બહુવચનમાં तुब्भ અને तुज्झ વિકલ્પે થાય. तुब्भे, तुज्झे, तुम्हे પણ થાય (तुम्ह+अ इत्यत्रानेन तुब्भादेशे 'इः सव्वणामादतः' इत्यनेनाकारस्येकारे वृद्धौ तुब्भे । तुज्झादेशपक्षे तुज्झे । एतदभावे तुम्हे)

આ ઉપરથી આચાર્ય હેમચંદ્રની અને શ્રી. રત્નચંદ્રજીની પદ્ધતિઓ વચ્ચેનો ભેદ સ્પષ્ટ બને છે. આચાર્ય હેમચંદ્ર युष्मद् ની પ્રક્રિયા આપે છે, તો શ્રી. રત્નચંદ્રજી तुम्ह ની પ્રક્રિયા આપે છે.

ક્રિયાપદો પણ અસલ પ્રાકૃત જ લીધાં છે–અમુક સંસ્કૃત ધાતુ ઉપરથી વિકૃત કે આદિષ્ટ થઇને આવેલાં તરીકે નહિ, જેમકે–

इङ्ग चेष्टायाम्–તેનાં इंगइ, इंगंति, इंगिस्सइ, એમ જુદા જુદા કાળોનાં સૂત્રોમાં તે તે સ્થળે બતાવેલા પ્રાકૃત પ્રત્યયો લાગ્યે જુદાં જુદાં રૂપો થાય.

કોઈ ક્રિયાપદને લાગતા પ્રત્યયાદિમાં જુદાં જુદાં રૂપો થતાં હોય તો તે સ્વતંત્ર રીતે નોંધેલાં છે. कुणादिभ्यः सेः सुर्वा (३–१–४९) कुण વગેરે ધાતુઓને લાગતા આજ્ઞાર્થના सि પ્રત્યયને સ્થાને सु વિકલ્પે થાય; જેમકે–कुणसु, कुण, कुणाहि.

આ રીતે અર્ધમાગધીને જ સ્વતંત્ર ભાષા તરીકે રાખીને

ાકરણની રચના કરવામાં આવી હોવાથી વિભક્ત્યર્થ (કારક), તદ્ધિત ્યયો, કૃત્ પ્રત્યયો, સ્ત્રી પ્રત્યયો વગેરે સ્વતંત્ર પ્રકરણો તેના ાભાવિક સ્વરૂપમાં સ્થાન પામી શકયાં છે, જેની જૂના વૈયાકરણોને રૂર પડતી નહિ, કારણકે તેઓ સંસ્કૃતના વિકાર તરીકે જ તે તે ત્યયાંત શબ્દોને નોંધી લેતા.

પાલી ભાષાનાં કચ્ચાયણ અને મોગલ્લાન વ્યાકરણોને બાદ રતાં અર્ધમાગધી કે ઈતર કોઈ પ્રાકૃત ભાષાનાં વ્યાકરણો આવી દ્ધતિએ રચાયાં નથી. કચ્ચાયણ તથા મોગલ્લાનમાં પાલી મુખ્ય ભાષા અને તેનું વ્યાકરણ આપવામાં આવ્યું છે. તે વૈયાકરણોએ ાધ્યમ તરીકે પાલીને જ સ્વીકારી છે. શ્રી. રત્નચંદ્રજીએ અર્ધમાગધીને વતંત્ર ભાષાનું સ્થાન પોતાના આ વ્યાકરણગ્રંથમાં આપ્યું છે રું, પરંતુ માધ્યમ તરીકે તો તેમણે સંસ્કૃતને જ સ્વીકારી છે. તેનું રણ પણ છે. વ્યાકરણનાં સૂત્રો પણ તેમણે આગમભાષામાં જ ચ્યાં હોત તો એ વ્યાકરણની સ્વતંત્રતા વધારે ઉજ્જવલ બનત, રંતુ અભ્યાસીઓને માધ્યમ તરીકે આગમભાષા અનુકૂળ ન પડત, લકે મુશ્કેલી અનુભવવી પડત. આથી જેમને સંસ્કૃતનું માત્ર ાથમિક જ્ઞાન હોય તેઓ પણ સમજી શકે એવી રીતે સંસ્કૃતને ાધ્યમ તરીકે રાખીને આગમભાષાને કેંદ્રસ્થાને રાખવામાં આવી છે.

"જૈન સિદ્ધાન્તકૌમુદી" ની મૂળ સરણી પાણિનિની અષ્ટા- ાયીને મળતી છે. શ્રી. રત્નચંદ્રજીએ ચાર અધ્યાય-૧૬ પાદમાં ત્રો બાંધી લઈ, પછી ભટ્ટોજી દીક્ષિતની સિદ્ધાન્તકૌમુદી પ્રમાણે ત્રોને પ્રકરણવાર ખેંચી લઈ વ્યાકરણ નવેસરથી બાંધ્યું છે. સૂત્ર- ચના ચાલુ પદ્ધતિની છે, પણ પરિભાષા પાણિનિની સ્વીકારી છે. ાણિનિનાં સૂત્રોમાં જે કવચિત્ અઘરાપણું અનુભવવું પડે છે તે શ્રી. ્નચંદ્રજીનાં સૂત્રોમાં નથી. એક પણ સૂત્ર અસ્પષ્ટ નથી, છતાં રતું લાઘવ સાચવવામાં આવ્યું છે. વ્યાકરણનાં સૂત્રોની રચનામાં

એકાદ અક્ષરનું પણ જો લાઘવ લાવી શકાય છે તો સૂત્રકારને પુત્ર-જન્મોત્સવના જેવો આનંદ થાય છે એવી કિંવદન્તી છે. એવા લાઘવ સાથેનાં સૂત્રો તથા વૃત્તિથી અર્ધમાગધી ભાષાનું સ્વરૂપ પૂર્ણ રીતે વ્યક્ત થાય છે. એના ઉપર સંસ્કૃત ટીકા રચવામાં આવી છે, તેમાં સૂત્ર તથા સૂત્રભાગોનું ન્યાયશાસ્ત્રની દૃષ્ટિએ ક્વચિત્ નિરૂપણ, ક્વચિત્ સમર્થન અને ક્વચિત્ સૂત્રાર્થને સરલ કરવાની દૃષ્ટિ રહેલ છે. તેમાં સૂત્રપાઠની દૃષ્ટિએ ઉત્તર સૂત્રમાં કયા શબ્દો અનુવાદિત કરવા પડે છે તે પણ દર્શાવ્યું છે. એટલે એ ટીકા વિસ્તૃત વૃત્તિની ગરજ સારે છે.

આ વ્યાકરણમાં માધ્યમ તરીકે સંસ્કૃતને બદલે ગુજરાતી કે હિંદી ભાષાનો ઉપયોગ જો તેમણે કર્યો હોત તો ? તો તેથી ગુજરાતી-હિંદી માતૃભાષાવાળા આગમભાષાના અભ્યાસીઓને જરૂર વધારે સરલતા મળવા પામત; પરંતુ દેશની ઇતર પ્રાંતીય ભાષાઓના અભ્યાસીઓને તેમ જ પરદેશના પાર્વાત્ય ભાષાઓના અભ્યાસીઓને કદાચ તે ઉપયોગી ન થાત. સંસ્કૃત માધ્યમ રહેવાથી એ મુશ્કેલી ટળે છે. છતાં જેવી રીતે શ્રી. રત્નચંદ્રજીએ "પ્રાકૃત પાઠમાળા" ગુજરાતી ભાષા અને શાસ્ત્રીય લિપિમાં આપી છે, તેવી રીતે સંસ્કૃત નહિ જાણનારાઓ પણ આગમભાષાનું વ્યાકરણ શીખી શકે તેવી રીતે પ્રાંતીય ભાષાને માધ્યમ તરીકે રાખી સરલ સંપૂર્ણ વ્યાકરણ રચવાનો તેમનો મનોભાવ હતો; પરંતુ તે પૂરો થવા પામ્યો નહિ.

**"અર્ધમાગધી ભાષાના પાણિનિ"**

એકંદરે "જૈન સિદ્ધાન્તકૌમુદી" આગમગ્રંથોમાં જળવાઈ રહેલી અર્ધમાગધી ભાષાને સંપૂર્ણ રીતે ન્યાય આપનારો એક ભગીરથ પ્રયત્ન છે અને પ્રાચીન ભાષાઓના અભ્યાસીઓને તેથી એક અપૂર્વ વ્યાકરણગ્રંથ મળ્યો છે, એવો એ ગ્રંથના સમીક્ષક વિદ્વાનોનો પણ અભિપ્રાય છે.

"જૈન સિદ્ધાન્તકૌમુદી" સંબંધે મહામહોપાધ્યાય પં. ગૌરીશંકર હીરાચંદ ઓઝા કહે છે: "આ ગ્રંથરત્નના અવલોકનથી મને અત્યંત હર્ષ થયો, કારણકે આ પ્રકારનો આ એક જ અપૂર્વ ગ્રંથ છે. ભટ્ટોજી દીક્ષિતની સંસ્કૃત સિદ્ધાન્તકૌમુદીની પદ્ધતિ પર અર્ધમાગધી પ્રાકૃતનું-જેનું જૈન સાહિત્ય બહુ વ્યાપક છે-કોઇ સર્વાંગસંપૂર્ણ વ્યાકરણ આજસુધી ઉપલબ્ધ નહોતું, તેથી આ ભાષાના રસિક વિદ્વાનોને તદ્વિષયક જ્ઞાન પ્રાપ્ત કરવામાં મુશ્કેલી પડતી હતી. મુનિ મહારાજના આ મહત્ત્વપૂર્ણ વ્યાકરણથી એક મોટા અભાવની ક્ષતિ-પૂર્તિ થઈ છે. આવા સુંદર વ્યાકરણગ્રંથને પ્રસ્તુત કરવાને માટે મુનિવર્ય વસ્તુતઃ સાધુવાદને પાત્ર છે."

મુનિ શ્રી. અમરચંદ્રજી કહે છે: "પાણિનીય વ્યાકરણ ભણતી વખતે મૈથિલ પંડિતો પાસેથી એવું સાંભળવામાં આવતું હતું કે આજના યુગમાં પાણિનીય અષ્ટાધ્યાયી જેવું વ્યાકરણ કદાપિ બની શકે નહિ. પરન્તુ અવધાનીજીના ચિંતનશીલ સ્વચ્છ મસ્તકે કમાલ કરી બતાવી છે—અસંભવને સંભવ બનાવી દીધો છે. જ્યારે એક સૂત્રનાં પદોને ઉત્તરોત્તર સૂત્રોમાં અનુવૃત્તિના રૂપમાં અગ્રેસર થતાં જોઇએ છીએ અને એના ફલસ્વરૂપ નાનાં—નાનાં મૂળ સૂત્રોને નીચેની વૃત્તિમાં બૃહદાકાર પામતાં જોઇએ છીએ, ત્યારે હૃદય આશ્ચર્યચકિત બની ઉઠે છે. વસ્તુતઃ અવધાનીજીને મૂળ આગમસાહિત્યની અર્ધ-માગધી ભાષાના પાણિનિ જ કહી શકાય."



## પ્રકરણ ૯ મું

# સંસાર-ત્યાગીની જીવન-વિશુદ્ધિનો આગ્રહ

"ધર્મનો પ્રત્યક્ષ અનુભવ કરવાનું પહેલું પગથિયું સાચો ત્યાગ છેઃ જ્યાંસુધી બને ત્યાંસુધી ત્યાગવ્રતને અપનાવો."

—**સ્વામી વિવેકાનંદ**

*   *   *

(૧)

**ત્યાગીઓની સંસ્થા-ઓમાં વિકૃતિ**

"અનાસક્તિ" એ ભારતના પ્રત્યેક ધર્મનો બીજમંત્ર હોઈ ને પ્રત્યેક ધર્મસંસ્થામાં સંસારત્યાગી વર્ગને માટે મહત્ત્વનું સ્થાન નિર્માણ થયું છે. સંસારને ત્યજનારો મનુષ્ય વનમાં વસતો હોય કે નગરમાં, પણ તેણે સંસારના પ્રત્યેક ભોગ તરફ અનાસક્ત રહેવું એ એની ફરજ બને છે, અને એ ફરજ બજાવવાના બદલામાં સમાજ તેને પ્રત્યેક પ્રકારની અનુકૂળતા કરી આપવાનો પોતાનો ધર્મ માને છે. એવો અનાસક્ત ત્યાગી સંસ્કૃતિનો રક્ષણકાર લેખાય છે અને સમાજનો સંસ્કૃતિપ્રેમ તેને યોગ્ય માન આપે છે. સંસ્કૃતિના રક્ષણકારના દેહનો સુયોગ્ય રીતે નિર્વાહ થાય તે માટે સમાજ તેને અન્ન, વસ્ત્ર અને સ્થાન અર્પણ કરે છે અને તે માટે કશા બદલાની અપેક્ષા રાખતો હોય તો તે એટલી જ કે એ ત્યાગીએ પોતાના ત્યાગધર્મને સંપૂર્ણ રીતે વફાદાર રહેવું. આ વ્યવસ્થાએ દેશને લાખો ત્યાગીઓ સંપડાવ્યા છે, જેઓ સાધુ, શ્રમણ, સંન્યાસી, ભિખ્ખુ, બાવા, અતીત, ગોસાંઈ ઇત્યાદિ નામે ઓળખાય છે.

પરન્તુ જે શુભ હેતુ એ સંસ્થાની પાછળ રહેલો છે તે હેતુ અણીશુદ્ધ રીતે કોઈ પણ ધર્મસંસ્થામાં પાર પડતો અત્યારે જણાતો નથી. તેમાં વિકૃતિ પેઠી છે અને તે વધતી જાય છે એ નિઃસંશય છે.

એક સાધુ, બાવો કે સંન્યાસી પોતાના આત્મધર્મથી ભ્રષ્ટ થાય તો તે પોતાનું આધ્યાત્મિક અશ્રેયઃ કરે એ તો નિર્વિવાદ છે, પરંતુ અનાસક્તિરૂપ બીજમંત્રથી ભ્રષ્ટ થએલો એવો ત્યાગી જ્યારે સમાજથી પોષાઈને સંસારના સામાન્ય વિકારોને વશ બનવા લાગે છે ત્યારે તે તેનું પોષણ કરનારાઓનો વિશ્વાસઘાત કરે છે, એટલું જ નહિ પણ તે તેઓને ભયરૂપ પણ બને છે. ગમે તેવો સાધુ કે ત્યાગી છેવટે તો જનતાનું જ એક અંગ છે; તે અનેક જનોના સંસર્ગમાં આવે છે; જો તે વિશુદ્ધ જીવન જીવનારો હોય તો એવા સંસર્ગવડે તે અનેકોનું હિત કરે છે અને વિકૃત આચરણ આચરનારો હોય તો અહિત કરે છે. ભારતમાંનો સાધુ-બાવાઓનો લાખોની સંખ્યાનો સમુદાય આજે કેટલાકોને મન સમાજ પરના અનિષ્ટ બોજારૂપ લેખાય છે, તેનું કારણ એ જ છે.

જે ત્યાગીઓ સાચો આત્મધર્મ સમજે છે તેઓ તો પોતાના જીવનવડે અને કથનવડે સમાજને સન્માર્ગે દોરીને તેની સેવા કરે છે જ. એ સેવાકાર્યને પણ તેઓ સ્વાત્મશ્રેયઃ જ માને છે. પરંતુ જે સમાજ પોતાનું પોષણ કરે છે તે સમાજને બદલામાં કશુંક આપવાની બીજાઓ ચેષ્ટા કરે છે અને એમ બતાવવા માંગે છે કે 'તમે અમારે માટે ઉઠાવેલો ભાર અમે વ્યર્થ જવા દેતા નથી.' તેઓ તેમને શુદ્ધ જીવન ગાળવાનો ઉપદેશ આપે છે, પ્રભુસેવા કરવાનો અને ધર્મપરંપરા જાળવી રાખવાનો બોધ કરે છે અને કાંઈક એવો ખ્યાલ પણ ઉપજાવે છે કે 'અમે તમને જે ઉપદેશ આપીએ છીએ, તે ઉપદેશ પ્રમાણે અમે પોતે તો વર્તીએ છીએ જ!'

ઉપદેશ અને આચરણ વચ્ચેનું અંતર જેવી રીતે સંસારી જનો-

ના જીવનમાં દાખલ થાય છે, તેવી જ રીતે એ ત્યાગીઓના જીવનમાં પણ દાખલ થાય છે; પરિણામે દંભ પોષાતો જાય છે.

બધા ધર્મોના ત્યાગીઓના જીવનની વિશુદ્ધિ માટે સમયે-સમયે બંડો જાગ્યાં છે, ઘઉં-કાંકરા જુદા પડી ગયા છે, અને જીવનસરણી ઉપર ચડેલો કાટ ઘસાઈને નવીન ઉજ્જવલતાનું દર્શન કરાવનારા પ્રસંગો ઇતિહાસને પાને નોંધાયા છે.

વલભીપુરમાં દેવર્દ્ધિ ગણિએ સાધુસંમેલન કરીને કંઠસ્થ સૂત્ર-ગ્રંથોને લિપિબદ્ધ કર્યાં, ત્યારપછી કેટલાક સમયે જૈન સાધુસમુદાયમાં શિથિલાચાર પ્રવેશતો થયો હોય એમ ઈતિહાસ ઉપરથી જણાય છે. ગુજરાતમાં વનરાજના કાળમાં થએલા શીલગુણસૂરિ ચૈત્યવાસી બની ગએલા જૈન સાધુસંપ્રદાયમાંના હતા. એ સંપ્રદાયના વધતા જતા શિથિલાચાર સામે સૌથી પહેલાં

**વિકૃતિ સામેનાં જૈન બંડોનો ઈતિહાસ**

બંડ ઉઠાવ્યું કર્ણ-સિદ્ધરાજના સમયમાં શ્રી. જિનવલ્લભસૂરિએ. તેમણે ચૈત્યવાસીઓના આચારો ઉપર પ્રહાર કરનારો 'સંઘપટ્ટક' ગ્રંથ રચ્યો અને તેને પરિણામે જોકે ચૈત્યવાસી સાધુઓએ તેમને ખૂબ રંજાડેલા, તોપણ તેમણે તથા તેમના શિષ્યોએ વિશુદ્ધ સાધુત્વનો પ્રચાર ચાલુ રાખીને શિથિલાચારને નસાડવામાં સારી પેઠે સફળતા મેળવી હતી. ત્યારપછી જૈન ગચ્છોની સંખ્યા વધતી ચાલી હતી તેમાં એક બાજુએ ધાર્મિક માન્યતાઓના મતભેદો કારણીભૂત હતા, તો બીજી બાજુએ આચારભેદ પણ કારણીભૂત હતા. એ રીતે અનેક ગચ્છોમાં વહેંચાઇ ગએલા જૈન સાધુઓના સમુદાયો સમાન શિસ્તનિબદ્ધ અને વિશુદ્ધ સાધુત્વવાળા રહી શકયા નહોતા.

વિક્રમની સોળમી સદીના પ્રારંભમાં થએલા જૈન વણિક લોંકા-શાહે ઉઠાવેલું બંડ પણ એ જ પ્રકારની બીજી શિથિલતા સામે હતું. તેમના જીવનની સંપૂર્ણ વીગતો આજે મળતી નથી, પરંતુ એ જીવનનો

જે તાત્ત્વિક અંશ મળે છે તે એ છે કે સૂત્રગ્રંથોના અભ્યાસથી તેમણે જોયું હતું કે તે કાળે જૈનોમાં ચાલી રહેલી મૂર્તિપૂજા જેમ અશાસ્ત્રીય હતી, તેમ તે પાછળ ચાલી રહેલા યાત્રાદિ અનેક પ્રકારના સમારંભો સત્યધર્મની અવગણનાપૂર્વક થતા હતા. તેમાંથી જૈનોને પાછા વાળવાનો જે યત્ન તેમણે કર્યો હતો તેને અંગે તેમની આસપાસ જૈન સાધુઓ તથા શ્રાવકોનું જે જૂથ જામવા પામ્યું હતું તેને પરિણામે નવો સંપ્રદાય રચાઇ ગયો હતો, જે પાછળથી લોંકા ગચ્છ, અથવા સ્થાનકવાસી, કિંવા સાધુમાર્ગી જૈન ધર્મને નામે જાણીતો થયો. આ સંપ્રદાયની શરુઆત ૪૫ સાધુઓથી થઈ હતી. જૈનોના અહિંસાધર્મની, શ્રદ્ધા–બુદ્ધિથી યુક્ત પરંપરા ચલાવવાનું કાર્ય એ સંપ્રદાયે અપનાવ્યું હતું, અને તેમાં તેને વિજય મળ્યો હતો. પુષ્કળ વિરોધની સામે એ સંપ્રદાય પોતાના અંતઃસત્વને કારણે ટકી શક્યો છે, અને આજે આખા દેશમાં આશરે ૧૬૦૦ સાધુ–સાધ્વીઓ તથા પાંચેક લાખ શ્રાવક–શ્રાવિકાઓ એ સંપ્રદાયને અનુસરે છે.

પરન્તુ એ ઉપરથી એમ માની શકાય તેમ નથી કે શ્રી. લોંકાશાહના સમયની સાધુજીવનની વિશુદ્ધિ આજે તેમના ગચ્છમાં પણ તેવી ને તેવી જ રહી છે. એક બાજુએ જેમ ક્ષેત્રવિસ્તાર વધ્યો છે અને સાધુવૃંદો વધ્યાં છે, તેમ બીજી બાજુએ તેમાં ભાગલા પડતા રહ્યા છે, વિકાર પેઠો છે તથા વધતો ચાલ્યો છે, અને એ વિકાર નિર્મૂળ કરવાની આવશ્યકતા અનેક દષ્ટાઓને વખતોવખત દેખાતી રહી છે.

જુદી જુદી માન્યતાઓને અંગે કિંવા માનાપમાનને અંગે પણ એ સંપ્રદાયમાં નાના–મોટા વિભાગો પડ્યા છે, ઉપસંપ્રદાયો અથવા સંઘાડાઓ સ્થપાયા છે અને 'ગાદી' ઓ તરીકે ગામોનાં નામોની ઓળખો અપાવા લાગી છે. પૂર્વે જણાવ્યું છે કે લીંબડી સંપ્રદાયમાં સાધુસમાચારીને નિયમન હેઠળ લાવવા જતાં અને સાધુઓની આચાર-શુદ્ધિ માટે આગ્રહ રાખવા જતાં તેમાંથી અનેક વિભાગો પડ્યા

હતા, તેમ દેશના બીજા પ્રાંતોમાંનાં સાધુવૃંદોમાં ય બનતું રહ્યું છે. આજે એકંદરે એવા ત્રીસ-બત્રીસ સંઘાડા અસ્તિત્વમાં છે.

( ૨ )

**સૌમ્યમાંથી તીવ્ર બનેલો આગ્રહ**

સાધુજીવનની વિશુદ્ધિના પ્રશ્નને અંગે પૂર્વ પરિસ્થિતિ ઉપર વિસ્તૃત દૃષ્ટિપાત કરવાનું કારણ એ છે કે સ્થાનકવાસી જૈન સંપ્રદાયમાં એ પ્રશ્ન વધુ નહિ તો પચાસેક વર્ષથી જોરથી ચર્ચાતો આવ્યો છે અને શ્રી. રત્નચંદ્રજીના મનનું આકર્ષણ એ પ્રશ્ને પહેલવહેલું સંવત ૧૯૬૬ માં કર્યું હતું કે જે વખતે તેમણે રામાણીયા નામના ગામમાં મળેલા કચ્છના સાધુસંમેલનમાં ભાગ લઇને સાધુઓને તેમના વિશુદ્ધ જીવનને છાજતા આચારાદિને અંગે સારી પેઠે સંભળાવ્યું હતું; અને ત્યારપછી એ જ બાબતનો આગ્રહ રાખીને વિચરતાં તેમણે પુષ્કળ પ્રયત્ન-પરંપરામાં પોતાનું જીવન અંતકાળ સુધી ગાળ્યું હતું. સાધુઓની જીવનવિશુદ્ધિ માટેનો તેમનો આગ્રહ પહેલાં સૌમ્ય હતો, પછી તે તીવ્ર બનતો ગયો હતો અને છેવટે તે એટલો ઉગ્ર બન્યો હતો કે વાસ્તવિક રીતે કહીએ તો તેઓ વર્તમાન સંમિશ્ર જૈન સમાજમાંથી સાધુ-સાધ્વીઓ તથા શ્રાવક-શ્રાવિકાઓનો વિશિષ્ટ હેત્વનુસારી એક સમાજ જુદો જ તારવી લેવાનો નિશ્ચય કરી ચૂક્યા હતા. આ બધી પ્રયત્ન-પરંપરા સંપ્રદાયના ઇતિહાસનું એક મહત્ત્વનું પ્રકરણ છે, તે શ્રી. રત્નચંદ્રજીના જીવન સાથે સમગ્ર રીતે સંકળાએલું છે; બલ્કે એ ઇતિહાસપ્રકરણ અને શ્રી. રત્નચંદ્રજીની જીવનચર્યાનું પ્રકરણ જાણે સાથે સાથે જ વહેતાં હોય એમ જણાયા વિના રહેતું નથી.

સદ્‌ગત વાડીલાલ મોતીલાલ શાહ સંપ્રદાયના સાધુજીવનની ત્રુટિઓ પર ઉગ્ર પ્રહારો કરવા માટે તે સમયે એક જાણીતા વિદ્વાન તથા વિચારક હતા. સં. ૧૯૬૬ માં તેમણે "જૈન હિતેચ્છુ"માં

**પ્રવર્તમાન સાધુ-જીવનની ચિકિત્સા**

લખેલા એક લેખમાંના શબ્દો ઉપરથી તે પ્રશ્નની ગંભીરતા સમજી શકાય તેમ છે: "હું અનેક વાર કહી ચૂક્યો છું કે સુધારાનું કામ કદાપિ પૂરું થવાનું નથી. ચૈત્યવાસીઓનું અંધેર દૂર કરવાને માટે લોંકાશાહ નીકળ્યા અને લોંકાશાહના વંશજોનું અંધેર દૂર કરવાને ધર્મસિંહજી, ધર્મદાસજી, લવજી ઋષિ વગેરે નીકળ્યા; એ જ રીતે હવે આ વર્ગમાં ઘૂસેલા અંધેરને દૂર કરવાને માટે અવકાશ છે. હું એમ નથી કહેતો કે અત્યારે કોઈ નવો ગચ્છ કે નવો સંઘાડો કાઢવાની જરૂરત છે. પરંતુ હું માત્ર એટલું જ કહેવા ઇચ્છું છું કે સુધારો કરવાનો સમય હવે આવી ગયો છે." સાધુસમાજમાં પેઠેલા દર્દની ચિકિત્સા કરતાં તેમણે લખ્યું હતું કે "(૧) સંઘાડાના નામ પર ક્લેશો વધી ગયા છે, (૨) જ્ઞાનનો શોખ ઘટી ગયો છે અને તેથી અનેક ઢોંગ દાખલ થતા જાય છે, (૩) સાચી વાત કહેનાર પર અત્યાચાર કરવામાં આવે છે, (૪) આચારશુદ્ધિની જરૂરત થોડાને જ માલૂમ પડે છે અને (૫) શ્રાવકો પાસે નકામાં ખર્ચો કરાવવામાં આવે છે."

આ તો માત્ર ઉપલક રીતે કરવામાં આવેલી ચિકિત્સા છે; પરંતુ શ્રી. રત્નચંદ્રજીએ કચ્છના સાધુસંમેલનમાં પ્રમુખસ્થાનેથી વ્યાખ્યાન આપીને પોતાથી વય–દીક્ષાએ મોટા તથા નાના એવા તમામ સાધુઓને સૌમ્ય શબ્દોમાં પણ જે કાંઈ કહી સંભળાવ્યું હતું તે ઉપરથી દર્દના સ્વરૂપ, વિસ્તાર તથા ચિકિત્સાનો વધુ સારી રીતે ખ્યાલ આવી શકે છે. તેમણે જણાવ્યું હતું કે–હે મુનિવરો! તમે નાનાં--નાનાં ટોળાંમાં વિભકત ન થતાં ઐક્ય જમાવો, અને એ ઐક્ય સ્થાપવા ઇચ્છતા હો તો તેનાં દ્વારો હું કહું છે તે શ્રવણ કરો: પહેલાં તો પુસ્તકો સંગ્રહવાની પદ્ધતિ છોડી દો અને એ રીતે પુસ્તકોનો પરિગ્રહ ત્યજો; બીજું, એક સંપ્રદાયમાં જુદા જુદા ગુરુ-ઓના જુદા જુદા શિષ્યો બનાવવાની પદ્ધતિ છોડી દઇને એક જ

ગુરુના બધા શિષ્યો બને એવી પદ્ધતિ ગ્રહણ કરો; ત્રીજું, સાધુ-સમુદાયની અંદર માન-મહત્તા-અધિકાર-સત્તા માટેની ધડભાંજો છોડી દો; ચોથું વય-અનુભવ-સંયમ-જ્ઞાન-ઔદાર્ય આદિ ગુણોએ યોગ્ય હોય તેના અધિકારને ઉદાર મનથી સ્વીકારી લ્યો, યોગ્યને જ યોગ્ય અધિકાર મળે તે માટે આગ્રહી બનો; પાંચમું, ઇર્ષ્યા અને નિંદા કરવાનું છોડી દો; છઠ્ઠું, અવિશ્વાસને જન્મ આપનારી ખાનગી વાતો કરવાની પ્રવૃત્તિ છોડી દો; સાતમું, નજીવા કાર્યમાં ક્ષુદ્ર વાદ-વિવાદ ન કરો અને એવી કોશીશ કોઇ કરે તો તેને અટકાવો; આઠમું, સંપ્રદાયના સાધુઓનો પરસ્પર સહવાસ તથા સમભાવ વધે તેટલા માટે તેમ જ સાધુઓ સ્પર્ધાપૂર્વક વધુ ને વધુ અભ્યાસ કરવાને ઉત્સાહી બને તે માટે તેમને સાથે રાખો, અભ્યાસ કરાવો અને તેમને તમારા જ્ઞાનનો લાભ આપો; નવમું, પરોપકારને લક્ષ્ય-બિંદુએ રાખી ઉન્નતિનું કાર્ય કરનાર મુનિઓને સહાય કરો; દસમું, શ્રાવક-શ્રાવિકાઓને સમકિત આપીને તેમના ગુરુ થઈ અંધભકતોનાં ટોળાં રચવાં બંધ કરો કારણકે એક તરફ રાગદૃષ્ટિ અને બીજી તરફ દોષદૃષ્ટિ વધે છે; અગીઆરમું, એક બીજા સંઘાડાના ઉપાશ્રયમાં વ્યાખ્યાન આપવા તથા સાંભળવા જવાની રૂઢિ ચાલુ કરો અને સંકુચિત વૃત્તિ છોડી દો; બારમું, ચાતુર્માસ કરવા માટેનાં ક્ષેત્રોનો પણ ઉદાર મનથી પરસ્પર વિનિમય કરો: આટલું કરવાથી સાધુઓમાં પરસ્પર પ્રેમ બંધાશે અને સાથે સાથે કેટલીક આચાર-શિથિલતા પણ આપોઆપ ટળી જશે.

આ બાર દ્વારના રૂપક ઉપરથી આચારશિથિલતાનું સ્વરૂપ પણ સમજી શકાય તેમ છે. એ બધું કોઇકોઇને અણગમતું લાગે તેવું હોવા છતાં તેમણે વિનયપૂર્વક તે કહેલું હતું.

શ્રી. રત્નચંદ્રજીની દોરવણી હેઠળ આ સંમેલને તેમના ભાષણ-માંની સૂચનાનુસાર ઠરાવો કર્યા હતા અને એ ઠરાવો ઉપરથી પ્રસન્ન થઇને સદ્દગત વાડીલાલ મોતીલાલ શાહે પોતાના પત્રમાં લખ્યું હતુંઃ

" આ સર્વ કાંઈ ઓછા ખુશખબર નથી. મારી આજસુધીની ધારણાઓ, સ્વપ્નાં, વિચારો, હવાઈ ખ્યાલો, એ સર્વનો અમલ થવાનો—સર્વને સ્થૂળ રૂપમાં આ વિશ્વ પર જોવાનો વખત આવી પહોંચવાનો હવે મને વિશ્વાસ આવ્યો. અહા! તે દિવસ કેવો સુખી, કે જ્યારે આવા વિચારો દરેક સાધુને ઉત્પન્ન થશે અને એના એ વિચારો ઘણા ચોળાવાથી તેમાંથી નીકળતી નવી તંદુરસ્ત અસર સર્વ જૈનોને ધર્મમાં પ્રગતિ કરતા બનાવશે!"

સદ્‌ગત વાડીલાલ શાહ જેવા તેજસ્વી સ્વભાવના હતા, તેવા જ ઉગ્ર લેખિનીવાળા હતા. સાધુઓની શિથિલતા ઉપરના તેમના વાણી-પ્રહારો કેટલાક સાધુઓને ચમચમતા પણ હતા.

**સાધુવર્ગને સુધારવાનું વિકટ કાર્ય**

તેમનો કાંઇક એવો ખ્યાલ જણાતો હતો કે જેવી રીતે તોફાની બાળકને તમાચો મારવાથી તે તોફાન કરતું અટકી જાય છે, તેવી રીતે જરા વાંકું ચાલનાર સાધુને એકાદ કલમ-ચાબૂકના પ્રહારવડે તતડાવી કાઢવાથી તે સીધો ચાલવા મંડી જાય છે. કેટલાક અનુભવો પછી, કેટલાક સાધુઓના તે 'દુશ્મન' બન્યા પછી, અને ઉગ્ર લેખિની-પ્રહારને પણ કાંઈક મર્યાદા હોવી જોઇએ એવું તેમને જણાયા પછી તેમણે લખેલું: " ખરેખર, સાધુવર્ગને સુધારવાનું કામ માથું બાજુએ મૂકીને કરવા જેવું જ કઠીન છે. મૂર્ખ લોકોને સમજાવવા સારા, વિદ્વાનોને સમજાવવા પણ સારા, પણ પોતાને વિદ્વાન અને પૂજ્ય માનનારા આ દેવાધિદેવોને સમજાવવા જતાં તેઓ ઉલટા શત્રુ થઈ ભારે નુકસાન કરી બેસે છે, એ બાબતનો અનુભવ અનેક વખત આ ક્ષુદ્ર લેખકને થયો છે; કારણકે સાધુને સુધારવાનું કાર્ય સાધુવર્ગ પૈકીનાનું જ હોવા છતાં તેણે પારકી હદમાં પગ દીધો તો દંડ ભરવો જ પડે!"

આ જ કારણે તેમણે કચ્છ સાધુ-પરિષદની કાર્યવહીનું અવલોકન કરતાં શ્રી. રત્નચંદ્રજીએ વિનયપૂર્વક કરેલા પ્રયાસને અભિનંદન

આપ્યાં હતાં અને લખ્યું હતુંઃ "દેશનું રક્ષણ તેની પોલીસ પર આધાર રાખતું નથી તેટલું તેના પવિત્ર ઉપદેશક વર્ગના ઉપદેશ પર આધાર રાખે છે. દેશનો સુધારો તેની સ્કૂલો અને કૉલેજો પર આધાર રાખતો નથી તેટલો તેના ત્યાગી ઉપદેશકોના ઉપદેશ પર આધાર રાખે છે. એ ઉપદેશકોમાં પેઠેલો સડો દૂર કરવાનું કામ સંસારીઓથી નહિ પણ ખુદ ત્યાગીઓથી જ થવાનું છે. એમાંનાં ઉત્તમ પાત્રો જ્યારે કટિબદ્ધ થશે, તેઓ જ જ્યારે યોજનાઓ ઘડશે, તેઓ જ જ્યારે કઇ નસ દબાવવાથી ચૂંક મટે તેમ છે તે શોધી કાઢશે ત્યારે અને ત્યારે જ તે વર્ગ તરી શકશે અને બીજાને તારી શકશે. સાધુવર્ગના સુધારા માટે કામ કરનારાઓએ ઘણી સાવધાનીથી કામ કરવાનું છે. પેન્સીલની અણી કાઢનારાએ ઉપરનું લાકડું છોલતાં અંદરની કાળી સળી ન કપાઈ જાય તે માટે ખાસ કાળજી રાખવાની છે. કેટલાક નાલાયક સાધુઓને દૂર કરવા જતાં બીજા ઉત્તમ પૂજ્ય પુરુષો પર આક્ષેપ ન થઈ જાય એ સાચવવાનું છે. અને એટલા જ માટે હું કહું છું કે સાધુસુધારાનું કામ સાધુવર્ગના જ સુધારકોને હાથે થાય એ વધુ ઇચ્છવાયોગ્ય છે."

(૩)

**યત્નોની ફળનિષ્પત્તિ**

સાધુઓની જીવનવિશુદ્ધિનું કાર્ય સાધુઓ દ્વારા થવું જોઇએ એવો જ શ્રી. રત્નચંદ્રજીનો અભિપ્રાય હતો અને એ દિશામાં તેમણે જે કાંઈ યત્નો કર્યા હતા તે બધા યત્નોમાં તેમને સફળતા મળી નહોતી, છતાં એ યત્નો કેવળ વંધ્ય પણ નીવડ્યા નહોતા; એટલે યત્નોની મર્યાદિત સફળતાથી પ્રેરાઇને એ કાર્યમાં તે મંડ્યા રહ્યા હતા. નિષ્ફળતા તેમને નિરાશ કરતી નહિ, વધુ યત્ન માટેનો ઉત્સાહ પ્રેરતી. કાર્યક્ષેત્ર વિસ્તરતું તેથી તેમને થાક લાગતો નહિ, કાર્યની વિશાળતા તેમને પ્રયત્નોમાં વેગ લાવવાનો સંદેશો સુણાવતી.

સંવત્ ૧૯૬૬માં કચ્છમાં સાધુપરિષદ થયા પછી ત્રીજે વર્ષે ૧૯૬૮માં કચ્છમાં વિચરતી આર્યાઓની એક પરિષદ મુંદ્રામાં મેળવવામાં આવી. આ પરિષદની દોરવણી પણ શ્રી. રત્નચંદ્રજીએ કરી હતી, અને સાધુપરિષદને અનુસરીને પરન્તુ આર્યાઓને અનુકૂળ બને તેવાં નિયમનો એ પરિષદમાં નક્કી કરવામાં આવ્યાં હતાં. એમની નોંધપોથીમાં એ સંબંધે માત્ર એટલી જ વીગત છે કે "બે દિવસની ચર્ચા પછી વિહારાદિનું નિયમન કરનારી અગીઆર કલમો ઘડવામાં આવી."

એ જ વર્ષમાં લીંબડી સંપ્રદાયના સાધુઓની પરિષદ લીંબડીમાં મળી અને તેમાં પણ શ્રી. રત્નચંદ્રજીની દોરવણી હેઠળ નિયમનો રચાયાં, જેમાં પુસ્તકોના પરિગ્રહનો ત્યાગ, ગુરુશિષ્યોનાં પરસ્પરનાં વર્તન, ઈત્યાદિ વિષે વિચારણા પછી ઘડાયલી કલમો મુખ્ય હતી.

સાધુઓના જીવનની વિશુદ્ધિ માટેના શ્રી. રત્નચંદ્રજીના આ બધા પ્રારંભિક યત્નોનાં ફળો લીંબડી સંપ્રદાયને કેટલાક પ્રમાણમાં મળ્યાં. કેટલોક અંતર્ગત વિસંવાદ મટ્યો, શિથિલાચાર પર અંકુશ મુકાયો, ઢીલી પડેલી શિસ્ત કાંઈક દૃઢ બની, પરન્તુ ગુજરાત-કાઠિયાવાડમાં વિચરતા ઇતર સંપ્રદાયો ઉપર તેની કાંઈ અસર થએલી જણાઇ નહિ. પુસ્તકોના પરિગ્રહનો ત્યાગ તુરતમાં તો એ સંપ્રદાયના સાધુઓ પણ કરી શકયા નહિ, બલકે ગુરુઓના ગ્રંથભંડારોના માલકી-કબજા માટે કોઈ કોઈ તકરારો ઉપસ્થિત થવા પામતી.

સમય જતાં આ સ્થિતિમાં થોડો સુધારો થયો હોય એમ દેખાઈ આવે છે. લીંબડી સંપ્રદાયના મુનિ શ્રી. નાનચંદ્રજીએ પોતાનાં પુસ્તકો સમા-ધોધાના, લીંબડીના તથા ઇતર સ્થળોનાં જૈન પુસ્તકાલયોને અર્પણ કર્યાં, મુનિશ્રી છોટાલાલજીએ પોતા પાસેનાં પુસ્તકો 'લાધાજી સ્વામી પુસ્તકાલય'ને નામે જનતાના ઉપયોગ માટે જાહેરમાં મૂકયાં, અને લીંબડી સંપ્રદાયના પૂજ્યશ્રીએ તથા લીંબડીના જૈન સંઘે પં. શ્રી. ઉત્તમચંદ્રજી મહારાજનો ગ્રંથભંડાર મોરબીના જૈન સંઘને

જનતાના ઉપયોગને અર્થે સમર્પણ કર્યો. એ બધા ગ્રંથભંડારો ખુલ્લા મુકાયા, એટલે તે તે મુનિઓનો પુસ્તકપરિગ્રહ પણ એટલે અંશે દૂર થયો. સં. ૧૯૮૮માં મોરબીમાં શ્રી રત્નચંદ્રજીએ પં. શ્રી ઉત્તમચંદ્રજીનાં પુસ્તકોનો ભંડાર લીંબડીથી મંગાવીને ખુલ્લો મુકાવ્યો અને નવાં પુસ્તકો માટે તે વખતે કેટલોક ફાળો પણ થવા પામ્યો, એ પ્રસંગે શ્રી. રત્નચંદ્રજીએ વ્યાખ્યાન આપતાં ગ્રંથોના સંરક્ષણનું કામ શ્રાવકોએ કરી સાધુઓને એ ઉપાધિથી મુક્ત કરવા સમજાવ્યું હતું અને સાધુઓને પણ કહ્યું હતું કે ગામેગામ તમારા પુસ્તકભંડારો આ રીતે ખુલ્લા મૂકો તો પુસ્તકો જેલમાંથી છૂટે, તેનો સારો ઉપયોગ થાય અને વિહારમાં પુસ્તકોનો બોજો ઉપાડવાની જરૂર ન પડે. આ રીતે મુનિઓ હસ્તકના પુસ્તકભંડારો ખુલ્લા મુકાવા ઉપર સ્વ૦ દુર્લભજી ઝવેરીએ તો ખૂબ ઉજળી આશાઓનું સેવન કર્યું હતું. તેમણે આશા દર્શાવી હતી કે એ રીતે નાનાં-મોટાં ગામોમાં વિદ્યાપ્રસારક પુસ્તકાલયો થશે અને મુનિઓને વિહાર દરમ્યાન કે અભ્યાસાર્થે પુસ્તકો ઉંચકી જવાની તકલીફ મટશે; શ્રાવકો અને બીજા સાધુઓ પણ તેનો લાભ ઉઠાવી શકશે; માનસિક સંકુચિતતાને સ્થાને પ્રેમ તથા ઉદારતાનું મંગલ દર્શન થશે; અને સાધુઓ પરિગ્રહમુક્ત થવાથી જ્ઞાનગોષ્ઠિ માટે વધુ સમય મેળવી શકશે. પરન્તુ આ બધી આશાઓ કાંઈ વધુ પ્રમાણમાં ફળી નહિ.

( ૪ )

**શ્રીજીનાં સાધુવૃંદોમાં પ્રવર્તતી પરિસ્થિતિ**

પુસ્તકોનો પરિગ્રહ છોડવાની બાબતમાં જ નહિ, પરન્તુ અભ્યાસ, ઉપદેશપ્રચાર, વિહાર, શિસ્તપાલન, ઇત્યાદિ અનેક બાબતોમાં સાધુઓની જીવનચર્યાની વિશુદ્ધિ શ્રી. રત્નચંદ્રજીને અપેક્ષિત હતી. જે સંપ્રદાયમાં પોતે હતા તે સંપ્રદાયને વિશુદ્ધ કરવાના તેમના યત્નોને કેટલેક અંશે સફળતા મળી, પરંતુ ઇતર સંપ્રદાયોનું શું? તેઓ પણ વિશુદ્ધ બને તો જ સાચા અર્થમાં

ઉપકારક થાય, અને એ મોટું કાર્ય કેવી રીતે સિદ્ધ થાય? જીવન-વિશુદ્ધિની જે ઝંખના પોતાના દિલમાં હતી તે ઝંખના બીજા સંપ્રદાયોના મુખ્ય મુનિવરોના અંતરમાં કેવી રીતે જાગે અને ક્યારે જાગે? સૌથી અધિક સાધુસંખ્યા ધરાવતા હુકમીચંદ્રજી મહારાજના મારવાડ સંપ્રદાયના આચાર્યશ્રી શ્રીલાલજી મહારાજે જ્યારે સંવત્ ૧૯૬૭–૬૮–૬૯ માં કાઠિયાવાડમાં વિહાર તથા ઉપદેશપ્રચાર કર્યો ત્યારે શ્રી. રત્નચંદ્રજીને કેટલાક દિવસો સુધી તેમના સહવાસનો લાભ મળ્યો હતો. તેમની પાસેથી શ્રી. રત્નચંદ્રજીએ જાણ્યું હતું કે શિસ્ત-પાલનની અડગતાને લીધે એમના સંપ્રદાયના સાધુઓનું જીવન ઈતર સાધુઓ કરતાં કેટલેક અંશે ઠીક વર્તતું હતું, છતાં તેમાંએ જોઈએ તેવી નિર્મળતા નહોતી અને જીવનચર્યા શુદ્ધ હોવા છતાં જ્ઞાનાર્જનમાં તો ઘણા સાધુઓ પછાત હતા, તથા તેવાઓ જૈન સમાજમાં વાણી કે વર્તન વડે ઉપદેશપ્રચાર કરવાની શક્તિવાળા નહોતા. ઉત્તર હિંદ અને પંજાબમાં વિચરતાં સાધુવૃંદોની સ્થિતિ કેવી હતી તેનો શ્રી. રત્નચંદ્રજીને પ્રત્યક્ષ અનુભવ થયો નહોતો, પરંતુ તે સંબંધે પણ તેમને કેટલીક માહિતી મળી હતી. પંજાબમાં જૈન તિથિપત્રના સંબંધમાં સાધુઓ વચ્ચે અને પરિણામે શ્રાવકો વચ્ચે એવા મતભેદો પડ્યા હતા કે જેથી સંપ્રદાયમાં તડો પડી જવા જેવી સ્થિતિ ઊભી થઈ હતી. આ કારણથી જ આ પ્રશ્ન છેવટે જૈન કોન્ફરન્સના અગ્રેસર શ્રાવકોને ઉપાડી લેવો પડ્યો હતો. આવી એકંદર પરિસ્થિતિ ઉપરથી શ્રી. રત્નચંદ્રજીનો નિશ્ચય થયો હતો કે સાધુવર્ગ કોઈ પ્રાંતમાં ધીરે તો કોઈ પ્રાંતમાં ઉતાવળે નીચે પડતો જાય છે અને તેની શુદ્ધિ તથા એકતા માટે વર્ષોસુધી સતત પ્રયત્ન સેવવો જોઈએ. એ પ્રયત્નની દિશા સ્વસંપ્રદાય પૂરતી તો તેમને હાથ લાગી હતી પરન્તુ સમગ્ર દેશના સાધુસમુદાયની–એકંદરે લેખાતાં બાવીસ ટોળાં કે બત્રીસ સંપ્રદાયોની–શુદ્ધિને માટે એ જ દિશા કાર્યસાધક બને કે કેમ એ સંદિગ્ધ હતું. આ કારણે તેમને લાગતું હતું કે

એક વાર દેશના બધા સાધુઓ નહિ તો બધાં સાધુવૃંદોના મુખ્યોએ એક સ્થળે મળીને વિચારવિનિમય કરવો જોઇએ અને 'કાંઇક' કરવું જોઇએ.

**બૃહત્ સાધુસંમેલનનું વિચારબીજ**

અખિલ ભારતવર્ષીય સ્થાનકવાસી જૈન સાધુસંમેલનનું બીજ એ વિચારસરણીમાં રહેલું હતું. શ્રાવકસમુદાયની પરિષદો મળતી હતી, શ્રાવકો પોતાના સમાજમાં પ્રસરેલાં અજ્ઞાન, કુરૂઢિઓ, ધર્મવિમુખતા, કુસંપ, ઇત્યાદિના નિવારણ માટે ઠરાવો કરતા હતા, તેનો અમલ કરવા માટે સમિતિઓ નીમતા હતા, નાણાં એકઠાં કરતા હતા, કાર્યાલય તથા વર્તમાનપત્ર ચલાવતા હતા, પરંતુ સાધુસમાજમાં જે કાંઇ અનિષ્ટતાઓ વસતી હતી તથા વધતી હતી તેના નિવારણ માટે કોઈ કશું કરતા નહોતા ! પરંપરાબદ્ધ અતિભક્તિવાળા કેટલાક મુખ્ય શ્રાવકો કે સંઘપતિઓ તો સાધુઓની જીવનશુદ્ધિના કાર્યમાં હાથ ઘાલવાના વિચારમાત્રથી જ કંપી જતા હતા ! 'પૂજ્ય સાધુવરોના જીવનમાં કાંઈ અશુદ્ધિ હોય જ નહિ,' 'અશુદ્ધિ હોય તો તેનું નિવારણ પ્રત્યેક સંપ્રદાયના આચાર્ય પોતાની મેળે કરી લે,' 'એક સંપ્રદાયની વાતમાં બીજા સંપ્રદાયના સાધુઓએ માથું મારવું ન જોઇએ' અને 'શ્રાવકોથી તો સાધુઓની વાત પણ કેમ થાય ?' એવા એવા વિચારો શ્રાવકોના એક મોટા ભાગમાં પ્રચલિત હતા, અને તેથી જુદાં જુદાં સાધુવૃંદોને એકત્ર કરવાના વિચારપર ઠંડું પાણી રેડાતું હતું. પરિણામે સં. ૧૯૮૭ માં સુશિક્ષિત શ્રાવકવર્ગને લાગ્યું કે સાધુઓની જીવનચર્યામાં આવશ્યક સુધારણા કરવાનો સમય હવે પાકી ગયો છે, સંપ્રદાયોના આચાર્યો પોતે પોતાનાં વૃંદોમાં જે કાંઇ કરે છે તે હવે પૂરતું નથી બલ્કે તેઓની કેટલીક માન્યતાઓની પૃથક્તાને લીધે આખા સાધુસમાજમાં એકવાક્યતા કે એકતા થતી નથી, જરૂરી સુધારાઓ કરવાને માટે બધા સાધુસંપ્રદાયોનું એક સંમેલન મેળવવું આવશ્યક હોવા

છતાં સાધુઓ પોતે એવું કશું કરવાને તત્પર થાય તેમ દેખાતું નથી, માટે શ્રાવકોએ જ એ પ્રશ્ન ઉપાડી લઇને પ્રયત્ન કરવો જોઇએ છે. મુખ્યત્વે તિથિપત્રની એકતાને માટે પૂજ્ય શ્રી. સોહનલાલજીની પ્રેરણાથી સાધુઓનું સંમેલન કરવાની તાત્કાલિક જરૂરીઆત ઊભી થઈ હતી, તો એ સંમેલનને વિશાળ કાર્યસરણી માટે પણ ઉપયોગમાં લેવું જોઇએ એવો શ્રી. રત્નચંદ્રજીનો અભિપ્રાય હતો. તેમની સૂચનાનુસાર કોન્ફરન્સના કાર્યાલયે સૌથી પહેલાં જુદા જુદા સંપ્રદાયોના આચાર્યોનો અભિપ્રાય પૂછ્યો કે–અખિલ હિંદના બધા સાધુસમુદાયોના પ્રતિનિધિઓનું એક સંમેલન ભરવું જરૂરી છે? જરૂરી હોય તો કયે સ્થળે અને કયે સમયે ભરવું? તેમાં કેવા પ્રશ્નો નિર્ણયને માટે રજુ કરવા? તે માટે પ્રતિનિધિઓનું ધોરણ કેવું અંગીકારવું? તેમાં કોઈ સાધુને પ્રમુખપદ આપવું કે કેમ? સંમેલનમાં શ્રાવકોને હાજર રાખવા કે કેમ? એકલા વિચરતા સાધુઓને તેમાં બોલાવવા કે નહિ? ઇત્યાદિ.

કોઈ પ્રચલિત પરંપરા કે રૂઢિમાં નવું પ્રસ્થાન કરવાનો વિચાર ઘણાં મગજોમાં જન્મતો હોય છે, પરન્તુ જેમનામાં નૈતિક બળ નથી હોતું તેઓ એવો વિચાર પ્રકટ કરવાને મોખરે આવતા નથી; છતાં કોઇ ધૈર્યપૂર્વક એવો વિચાર પ્રકટ કરે છે એટલે પછી તેને અનુમોદન આપવાનું ધૈર્ય તેવાઓમાં પ્રકટ કરે છે. બૃહત્ સાધુસંમેલન ભરવાના વિચારના સંબંધમાં પણ તેમ જ બન્યું. બધા સાધુસમુદાયોને જ્યારે પુછાવવામાં આવ્યું ત્યારે તેમણે તેમાં સંમતિ પ્રકટ કરી અને સ્થળ–સમય–વિચારવાયોગ્ય પ્રશ્નો ઇત્યાદિના સંબંધમાં પોતપોતાના અભિપ્રાયાનુસાર સૂચનાઓ પણ કરી. લીંબડી સંપ્રદાય તરફથી આચાર્ય શ્રી. ગુલાબચંદ્રજીની વતી શ્રી. રત્નચંદ્રજીએ પણ સૂચના–સંમતિ લખી મોકલી. આ રીતે સાધુસંમેલનના વિચારને સાચી ચાલના મળી અને શ્રી. રત્નચંદ્રજીએ વર્ષોથી સેવેલું "ઐક્યબળ"નું સ્વપ્ન સિદ્ધ થવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં.

# પ્રકરણ ૧૦ મું

## બૃહત્ સાધુસંમેલનની પૂર્વપીઠિકા

(૧)

સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સ સૌથી પ્રથમ મોરબીમાં સં. ૧૯૬૨માં મળી હતી. ત્યારપછી જુદે જુદે સ્થળે તેનાં આઠ અધિવેશનો થયાં હતાં. છેલ્લા બિકાનેરના અધિવેશનને ૭ વર્ષ વીતી ગયાં હતાં. એ ૭ વર્ષમાં ઉપસ્થિત થએલા પ્રશ્નોમાંનો એક મહત્ત્વનો પ્રશ્ન સંવત્સરીની એકતાનો હતો. ઘણા સંપ્રદાયો પર્વતિથિઓ,

**સંવત્સરીની એકતાનો બીજરૂપ પ્રશ્ન**

પાખી, સંવત્સરી વગેરેની પોતાની જુદી જુદી પત્રિકાઓ અથવા ટીપો પ્રસિદ્ધ કરતા હતા અને તેમાં એકતા જળવાતી નહોતી. એક વર્ગ બુધવારે સંવત્સરી કરે તો બીજો વર્ગ ગુરુવારે સંવત્સરી કરે, કે જે દિવસે બુધવારની સંવત્સરીનો ઉપવાસ કરનારને પારણું કરવાનું હોય. ચોમાસામાં અધિક માસ આવે તો પર્યુષણ તથા સંવત્સરીમાં જુદા જુદા વર્ગોને મહિના--મહિનાનું અંતર રાખવું પડે ! આ સ્થિતિ કૉન્ફરન્સને બહુ ખટકતી હતી, તેથી નેતાઓનું લક્ષ તે તરફ ખેંચાયું હતું. કૉન્ફરન્સ તરફથી એક જ તિથિપત્રિકા પ્રસિદ્ધ થાય અને તે પ્રમાણે બધા સંપ્રદાયો તિથિ-પર્વ માને તો સારું એવી નેતાઓની ઇચ્છા હતી. કૉન્ફરન્સ તિથિપત્રિકા બહાર પાડતી તેની સાથે આઠ-દસ તિથિપત્રિકાઓ બીજી નીકળતી, જેમાં કાંઇ ને કાંઇ ફેરફારો હોય જ. સૌથી મોટો ભેદ પંજાબમાં પત્રીપરંપરાથી પડી ગયો હતો. એ નિમિત્તે ગામેગામમાં કલહ પ્રસરી રહ્યો હતો. એક

સંપ્રદાયના બે ટુકડા થઇ જવાનો વખત નજીક આવી ગયો હતો. આથી તા. ૨૯-૬-૧૯૨૯ ને રોજ કોન્ફરન્સની જનરલ કમિટીએ પાંચ અગ્રેસર શ્રાવકોનું પ્રતિનિધિમંડળ પૂજ્ય શ્રી. સોહનલાલજીને વિનંતિ કરવા માટે મોકલવાનો ઠરાવ કર્યો હતો. એ ઠરાવનો અમલ ત્યારપછી બે વર્ષે થયો હતો. તા. ૭-૪-૧૯૩૨ (સં. ૧૯૮૭) ના રોજ સાત શ્રાવકોનું પ્રતિનિધિમંડળ અમૃતસરમાં પૂજ્ય શ્રી. સોહનલાલજીને મળ્યું હતું અને આખા દેશના સ્થાનકવાસી જૈનોમાં એકજ દિવસે સંવત્સરી પર્વની આરાધના થાય તે માટે કાંઇક પ્રબંધ કરવા વિનંતિ કરી હતી. પૂજ્ય શ્રી. સોહનલાલજીએ પ્રતિનિધિમંડળને જણાવ્યું હતું કે "કોન્ફરન્સ તરફથી પ્રકટ થતી પત્રિકામાં શાસ્ત્રાનુસાર કેટલીક બાબતોમાં વિચારવાનું અને સંશોધન કરવાનું રહે છે, તોપણ સંઘની એકતા માટે અમે અમારા સંપ્રદાયમાં કોન્ફરન્સની તિથિપત્રિકાને અનુસરીને કાર્ય કરવાની આજથી આજ્ઞા આપીએ છીએ; પણ શર્ત એટલી કે પત્રિકાને શાસ્ત્રાનુસાર બનાવવા માટે તથા શ્રદ્ધા, પ્રરૂપણા, સાધુસમાચારી, દીક્ષાદિના સંબંધમાં વિચાર કરવા માટે સાધુસંમેલન કોઇ મધ્ય સ્થાનમાં ભરવું કે જેમાં પંજાબના સાધુઓ સુગમ્યતાથી પહોંચી શકે. આ પ્રબંધ કરવાનો જલ્દી પ્રયત્ન કરવો કે જેથી કોન્ફરન્સની વર્તમાન તિથિપત્રિકા સમાપ્ત થયા પહેલાં ભવિષ્યની તિથિપત્રિકાનો શાસ્ત્રાનુસાર નિર્ણય થઇ જાય. એક વરસની અંદર જો કોન્ફરન્સ સાધુસંમેલનનો પ્રબંધ કરી શાસ્ત્રાનુસાર નિર્ણય ન કરી શકે તો અમે કોન્ફરન્સની તિથિપત્રિકાને અનુસરવા બંધાતા નથી." પ્રતિનિધિમંડળે આ શર્તનો સ્વીકાર કરીને કાર્યનો તુરત આરંભ કરવાનો નિશ્ચય કર્યો હતો. આમ સંવત્સરીની એકતા એ શ્રદ્ધા-પ્રરૂપણા અને સાધુસમાચારીની એકતા માટેના પ્રયાસના બીજરૂપ બની હતી, અને એ પ્રયાસ શ્રી. રત્નચંદ્રજીના સ્વપ્નની સિદ્ધિના બીજરૂપ હતો.

(૨)

સાધુસંમેલન મેળવવાનો કોન્ફરન્સે નિશ્ચય કર્યો પરન્તુ એ

સંમેલનની વહેવારુ રૂપરેખાઓનું નિર્માણ તો તેને હવે કરવાનું હતું.

**સંમેલન માટેના વિધવિધ પ્રશ્નો**

એ સંમેલનની આવશ્યકતા હતી કે નહિ એ વિષે કોન્ફરન્સ તરફથી જુદા જુદા સંપ્રદાયોના આચાર્યોના અભિપ્રાયો મંગાવવામાં આવ્યા હતા અને એવા અભિપ્રાયો મેળવ્યા બાદ સ્થાન, સમય, સંમેલનનું સ્વરૂપ, તેણે કરવાયોગ્ય કાર્યો ઇત્યાદિનો નિર્ણય કરવાનો હતો. સાધુજીવનની વિશુદ્ધિ માટેના આગ્રહી, સાધુઓના ઐક્ય માટે હંમેશાં પ્રયત્નશીલ અને જનસમાજ પ્રત્યે સાધુઓ વિશેષ ઉપયોગી તથા ઉપકારક બને તે માટે નિત્ય પરિશ્રમ સેવનાર શ્રી. રત્નચંદ્રજી દેશભરના સર્વ સ્થાનકવાસી જૈન સાધુઓના બૃહત્ સંમેલનના પ્રબંધ માટે ખૂબ ઉત્સાહ ધરાવી રહ્યા હતા, એટલે તેમને માટે કોન્ફરન્સનો પ્રયાસ આનંદોત્પાદક બન્યો હતો. લીંબડી સંપ્રદાય તરફથી એવા સંમેલનની આવશ્યકતા દર્શાવનારા પત્રમાં તેમણે જણાવ્યું હતું કે "જૈનોની સંખ્યા પ્રતિદિન ઘટતી જાય છે, ધર્મશ્રદ્ધા પ્રતિદિન ઓછી થતી જાય છે, સાધુવર્ગમાં છિન્નભિન્ન સ્થિતિ નજરે પડે છે, સંઘાડાઓનો વધારો થતો જાય છે અને એક અખંડ વસ્તુના કકડા થતા જોવામાં આવે છે. લજપતરાય જેવા નરરત્નો જૈન કુળમાં ઉત્પન્ન થયા છતાં જૈન સમાજનો બહિષ્કાર કરે તેવી સ્થિતિ ઊભી થાય ત્યારે પણ જૈન મુનિઓ એકત્ર થઇને પોતાના જ્ઞાનની, ચારિત્ર્યની, તપશ્ચર્યાની અને વિદ્વત્તાની ચમકતી રોશની સમાજ ઉપર ફેંકીને સમાજને જાગ્રત ન કરે શું?...કેળવણીપ્રધાન જમાનામાં પ્રથમ તો શાસ્ત્રીય અર્થોનો નિઃશંક નિર્ણય થવો જોઇએ. શાસ્ત્ર વાંચતાં જ મનની શંકાઓનું તુરત સમાધાન થઇ જાય એવી યોજના કરવી જોઇએ. પ્રત્યક્ષ બાધ આવતો હોય તેવી બાબતોનો ઉંડો ઉહાપોહ કરવો જોઇએ. ભિન્નભિન્ન પરંપરાઓ અને ભિન્નભિન્ન કથાઓના ભેદો દૂર કરી એક પરંપરા થવી જોઇએ. આ બધાં કાર્યો માટે ખાસ ચુંટાએલા બાહોશ દીર્ઘદૃષ્ટિ વિદ્વાન મુનિઓએ એક સ્થળે ભેગા થવાની ઘણી જ જરૂર છે."

બૃહત્ સાધુસંમેલનને માટે શ્રી. સોહનલાલજીએ સૂચવેલા મુદ્દાઓ ઉપરાંત બીજા વિધવિધ પ્રશ્નો પણ તેને માટે વિચારણીય છે એ મતલબનું શ્રી. રત્નચંદ્રજીનું કથન હતું. સંમેલનની આવશ્યકતા તો તેમણે સ્વીકારી જ હતી, પણ તેનું વિચારક્ષેત્ર વિશાળ કરવાનું તેમનું સૂચન હતું. એ સૂચન દેશકાળની ઉંડી વિચારણામાંથી જન્મેલું હતું. શ્રી. રત્નચંદ્રજીની પેઠે ઇતર સંપ્રદાયોના આચાર્યોએ તથા મુખ્ય મુનિવરોએ પણ સંમેલનની આવશ્યકતા સં. ૧૯૮૭ માં જ સ્વીકારી લીધી હતી, જોકે સંમેલનનું વિચારક્ષેત્ર સૌને મન એક સરખી રીતે સ્પષ્ટ થયું નહોતું. સૌના અભિપ્રાયો મેળવીને કૉન્ફરન્સે સં. ૧૯૮૯ ના ફાગણ માસમાં બૃહત્ સાધુસંમેલન અજમેરમાં મેળવવાનું ઠરાવ્યું હતું.

**સંપ્રદાયોના આંતરિક ઐક્યની અગત્ય**

નિર્ણય થયા પછી સંમેલન માટે દોઢેક વર્ષનો સમય રહેલો હતો તે ઘણો ઉપયોગી નીવડ્યો હતો. તે સમય દરમિયાન જુદા જુદા પ્રાંતોના બધા સંપ્રદાયો માંહોમાંહે વિચારણા કરી શકે, બૃહત્ સાધુસંમેલનમાં પોતાના વિચારો રજૂ કરી શકે, આવશ્યક યોજનાઓ કે સુધારાઓના ઘડતરમાં ભાગ લઈ શકે અને એ રીતે જેમ બને તેમ વધારે મુનિઓને સંમત બને એવા નિર્ણયો થઈ શકે. ઐક્ય તો એ સંમેલનનું પ્રથમ સાધન હતું એટલે ઐક્યનાં બીજ વાવવા માટે એ સમયને ઉપયોગમાં લેવો તે તેનો પરમ સદુપયોગ હતો. "મહાસંમેલનની સામગ્રી" શીર્ષક હેઠળ લખેલા એક લેખમાં શ્રી. રત્નચંદ્રજીએ આ વિષય પરત્વે ઉંડા હૃદયના વિચારો પ્રકટ કર્યા હતા. એ વિચારો ઐક્યની આવશ્યકતા દર્શાવનારા તો હતા જ, પરંતુ તે ઉપરાંત સાધુઓની નાની–મોટી ક્ષતિઓ માટે તેમની કાન–ઉઘાડણી કરનારા પણ હતા. તેમાં તેમણે જણાવ્યું હતું:

"દરેક સંઘાડાની પોતપોતાની નાની નાની ક્ષતિઓને દરેક સંપ્રદાયે પોતે જ આપસઆપસમાં છણી લઇ, ભૂલી જઇ, સુધારી

નાંખીને જ સંમેલનને શોભાવવું ઘટે. એવી પરસ્પરની અંદર અંદરની નબળાઇને રાખીને આવવું કે સંમેલનમાં છણવી તેથી એકતા કે સહચાર વધી શકે નહિ; માટે પ્રત્યેક સંઘાડાની દરેક વ્યક્તિએ એક બીજાના ગુણાવગુણને ભૂલીને, સુધારીને અને ખમાવીને જ સંમેલનની તૈયારી કરવી ઘટે. આમ જ્ઞાન, ચારિત્ર્ય કે પંડિતાઈ આદિની મોટાઈને દૂર કરી, માનાપમાનના ખ્યાલને કાઢી નાંખી, અંદરઅંદરના પામર મતભેદો દૂર કરીને સર્વ સાધુઓ સંમેલનની તૈયારી કરે તો જ સંમેલનને પ્રાણવાયુ શુદ્ધ બને, તથા રહે...આપણે પહેલાં સાધુતાના સાચા રેણુથી સંધાઇ જવું પડશે. આપણી આટલી સાધના નહિ હોય તો આપણી સિદ્ધિ પણ નહિ થાય. જેટલી સાધના કાચી તેટલી સિદ્ધિ પણ કાચી જ સમજવી.

" આમ એકતા ઉપર ખૂબ જ ભાર મૂકવાનો રહે છે અને રહેશે. એકતા—સાચા શુદ્ધ હૃદયની એકતા એ કોઇ પણ સંમેલનનો પ્રાણવાયુ છે. એ પ્રાણવાયુ વિનાનાં સંમેલનો શબવત્ બની રહે છે. આ એકતા માત્ર શરમની ખાતર, સારું દેખાડવાની ખાતર કે મન મનાવવા કે મોટાઈ મેળવી લેવા ખાતર નહિ હોય, પરંતુ પ્રત્યેક સાધુનું પરમ કર્તવ્ય શાસનસેવા, શાસનવ્યવસ્થા અને શાસનભાર-વહન છે તે માટે જ હશે—હોવી જોઇએ...બૃહત્ સાધુસંમેલનની રૂપ-રેખામાં પ્રથમ સ્થાન ઐક્યને—એકસંપીને જ મળવું ઘટે અને મળશે. અલબત્ત, વિરોધો આવશે અને વિરોધોથી જ આપણી શક્તિનું માપ નીકળશે, પણ એનો ભાવ એવો જરૂર ન હોય કે આપણી શક્તિનું માપ કાઢવા ચાલો થોડો વિરોધ પણ જગાવીએ! વિરોધ જગાડનાર જ કાર્યની શક્તિ અને સુંદરતાનો ખરો આંક કઢાવે છે, પણ એથી વિરોધ જગાડનારની નહિ પણ વિરોધ સહનારની જ કિંમત અંકાય છે. જગત્ વિરોધકની નહિ પણ વિરોધ સહનારની પૂજા કરે છે. આમ ઐક્ય સામેનો વિરોધ એ સાચો વિરોધ નહિ પણ મમત્વ ગણાય. મમત્વ અને માયા સાધુથી દૂર નાસતાં ફરવાં જોઇએ, અને

એ વસ્તુ આપણે આવાં સંમેલનોમાં તથા તેને અંગે થતી કાર્યસિદ્ધિમાં જ જગતને બતાવી શકીએ. એટલે સંઘાડાના સાધુઓ–સાધુઓ વચ્ચે અને ભિન્નભિન્ન સંપ્રદાયોના મુનિઓ–મુનિઓમાં પણ સુમેળ જમાવવો પડશે અને સંમેલન પહેલાં જ તે મેળ જામી જવો જોઇએ.

"આમ એક જ સંઘાડાના સાધુઓએ તો પહેલી જ તકે દરેક પ્રકારનો મમત્વ મૂકી દઈને સંમેલનને યોગ્ય ભૂમિકા તૈયાર કરવી ઘટે અને પરસ્પરનો વાદવિવાદ કે મતભેદ ભૂલી જવો ઘટે. તેમ થશે તો જ બીજા સંઘાડા અને બીજા સંપ્રદાયોને સંગઠિત કરી શકાશે. તેથી દરેક સંઘાડા, ગચ્છ કે સંપ્રદાયના દરેક સાધુએ તેમ જ અગ્રણીએ ખૂબ ઉદાર છતાં ચકોર નજરે જોઈ લેવું જોઇએ કે પોતાના સમૂહમાં પોતા તરફથી કે પોતાના કોઈ પણ બંધુ તરફથી એવી આડખલી નડે તેમ તો નથી ને? તેવું નડતર જણાતાં તે દૂર કરવાનો અત્યારથી જ પ્રયાસ સેવવો. એને સંમેલનની સિદ્ધિને અર્થે એક વ્યવહારુ રૂપરેખા ગણી શકાય."

આંતરિક ઐક્યસિદ્ધિ માટેની આ વિચારસરણીને રાજકોટમાં સં. ૧૯૮૮ ના માઘ માસના છેલ્લા અઠવાડિયામાં સફળ થતી જોઇને શ્રી. રત્નચંદ્રજીને પરમ આનંદ થયો હતો. ત્યાં

**પ્રાંતિક સાધુસંમેલન**

ગુજરાત–કાઠિયાવાડના આઠ સાધુસંપ્રદાયોના પ્રતિનિધિઓનું પ્રાંતિક સંમેલન મળ્યું હતું અને સાત દિવસની વિચારણા પછી સંમેલને કેટલાક નિર્ણયો કર્યાં હતા. એ સંમેલનમાં અજમેરના બૃહત્ સંમેલન માટે આમંત્રણ આપવા નીકળેલા શ્રી. દુર્લભજી ઝવેરી હાજર હતા અને તેમણે સંમેલનના કાર્ય પ્રતિ ખૂબ સંતોષ વ્યક્ત કર્યો હતો. શ્રી. રત્નચંદ્રજીએ સંમેલનની કાર્યવહી પત્યા પછી આનંદ પ્રદર્શિત કરતાં કહ્યું હતું: "સંમેલનનું કાર્ય સફળતાથી પાર પડ્યું છે. સંમેલનથી મુનિઓમાં ખૂબ પ્રેમભાવની વૃદ્ધિ થઇ છે એ જાણીને સૌ ખુશ થશે."

આ પ્રાંતિક સાધુસંમેલને સાધુસમુદાયની ઐક્યસિદ્ધિ, વિશુદ્ધિ અને કાર્યપરાયણતાના સંબંધમાં શ્રી. રત્નચંદ્રજીની દોરવણી હેઠળ કરેલા નિર્ણયો સુંદર હતા. આઠે સંપ્રદાયોના પ્રતિનિધિઓએ પોતાનું સંગઠન કરવા ઉપરાંત તે નિભાવવાના નિયમો બાંધ્યા હતા અને તેના સંચાલન માટે સાધુસમિતિ નીમી હતી. સંપ્રદાયવાર પ્રતિનિધિત્વ, પરસ્પર સહકાર અને ચાતુર્માસની યોજના કરીને ઘણી અથડામણો અટકાવી હતી. એકલવિહારી અને સ્વચ્છંદી સાધુઓને સુધરવા માટેની તક આપી હતી, છતાં તેઓ ન સુધરે તો જે ક્ષેત્રો તેમની શિથિલતાને પોષી ચાતુર્માસ કરાવે તે ક્ષેત્રોનો બહિષ્કાર કરવાનું પણ ઠરાવ્યું હતું. ઓછામાં ઓછા બે સાધુઓ અને ઓછામાં ઓછી ત્રણ સાધ્વીઓ સાથે વિચરી શકે એવો નિર્ણય કર્યો હતો. જુદા જુદા સંપ્રદાયોના સાધુઓ કોઈ વાર એક સ્થાને મળે ત્યારે તેમના માંહોમાંહેના વંદના, આહાર, નિવાસ આદિ સંબંધી વ્યવહારમાં (સંભોગોમાં) ચાલતી આવેલી સંકુચિતતા દૂર કરીને ઉદાર ધોરણ ઘડવામાં આવ્યું હતું. સમકિતની અદલ–બદલ ઉપર અંકુશ મૂકયો હતો. સર્વ સ્થળે એક જ સંવત્સરી–પખ્ખીની યોજના બૃહત્સંમેલન નક્કી કરે તેનો સ્વીકાર કરવાનો નિર્ણય કર્યો હતો. દીક્ષા સંબંધી કેટલાક નિયમો ઘડ્યા હતા, જેમાં પાત્રની–દીક્ષાના ઉમેદવારની પૂરેપૂરી પરીક્ષા થાય, અભ્યાસ તથા અનુભવની યોગ્યતા નક્કી થાય, તથા બૃહત્સંમેલન નક્કી કરે તેટલી તેની ઉંમર હોય, તો જ દીક્ષા આપવી એ મતલબની જોગવાઈ કરવામાં આવી હતી. સ્થળ તથા કલ્પનો વિચાર કરીને સાધુઓના શિક્ષણ માટેની સંસ્થા સ્થાપવા વિષે વિચારણા કરી હતી. વ્યાખ્યાન આપવા સંબંધી યોજના ઘડી હતી. સાધુઓએ સાહિત્યપ્રકાશન સાથે સંબંધ ન રાખતાં માત્ર ગ્રંથરચના પૂરતું જ કામ કરવું અને પ્રકાશનનું કાર્ય સાહિત્યસમિતિને સોંપવું એવું ઠરાવ્યું હતું, જે સમિતિ માત્ર યોગ્ય પુસ્તકો જ પ્રસિદ્ધ કરે, નિર્માલ્ય પુસ્તકો ન પ્રસિદ્ધ કરે એવી ભલામણ કરવામાં આવી હતી. સાધુઓની સમાચારીમાં દેશ–

કાળાનુસાર સુધારો-વધારો કર્યો હતો. રેશમી, બારીક, મૂલ્યવાન કે ચરબીવાળાં વસ્ત્રો ન વહોરવાની સાધુઓને વિનંતિ કરવામાં આવી હતી. વ્યાખ્યાન સિવાયના સમયે સ્ત્રીવર્ગે ઉપાશ્રયમાં ન આવવા બાબત અને સ્ત્રીઓએ સાધુઓ પાસેથી શિક્ષણ ન લેવા સંબંધી નિયમો કર્યા હતા. સંસાર-વ્યવહાર માટેનાં જ્યોતિષ, મંત્ર, યંત્રાદિના પ્રયોગોનો પ્રતિબંધ કર્યો હતો. જડપૂજાની બંધી ફરમાવી હતી. સાધુઓએ જાતે પત્રો ન લખવા અને સંઘના મુખીની સહીથી જ લખાવી મોકલવા એવું નિયમન કર્યું હતું. આ બધા ઠરાવો તથા નિયમનો સર્વાનુમતે કરીને એ સાધુસંમેલને અજમેરમાં મળનારા બૃહત્ સાધુસંમેલનની પૂર્વપીઠિકા બાંધી હતી.

આવી જ પૂર્વપીઠિકા રચનારાં બીજાં પ્રાંતિક સંમેલનો પણ થયાં હતાં. પંજાબના સાધુઓમાં બે વિભાગો પડ્યા હતા તે સંધાઈ ગયા હતા. મારવાડના છ સંપ્રદાયોના સાધુઓએ પાલીમાં મળીને ઐક્યસિદ્ધિ કરી હતી. દક્ષિણ પ્રદેશના ઋષિ સંપ્રદાયના સાધુઓએ ઇંદોરમાં સંમેલન કર્યું હતું અને નિયમો બાંધી સંગઠન કર્યું હતું.

બૃહત્ સાધુસંમેલનની સફળતા માટે થએલાં પ્રાંતિક સાધુસંમેલનોની પ્રવૃત્તિથી મૂર્તિપૂજક જૈનોને પણ એવા જ સાધુસંમેલન માટે પ્રેરણા મળી રહી હતી. એ વર્ગના 'પ્રબુદ્ધ જૈન' પત્રે (તા. ૧૨-૩-૩૨) તે સમયે લખ્યું હતું: " સાધુસંમેલનની આવશ્યકતા અનિવાર્ય છે. આપણા સમાજમાં સાધુસંમેલન માટે ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા છે, પરંતુ હજી એ પ્રયત્નને સફળતા મળી નથી. સ્થાનકવાસી સંપ્રદાયે આ બાબતમાં પહેલ કરી છે. પ્રાંતિક સાધુસંમેલનોનો તો પ્રારંભ થઇ ચૂકયો છે. મારવાડ પ્રાંતિક સાધુસંમેલન પાલીમાં ભરવાનો નિશ્ચય થઈ ગયો છે, જ્યારે રાજકોટમાં ગુજરાત-કાઠિયાવાડ-કચ્છ પ્રાંતિક સાધુસંમેલનની શુભ શરુઆત થઈ ચૂકી છે. છેલ્લે પંજાબ પણ એ બાબતમાં પછાત નથી, તે પણ સાધુસંમેલન માટે તડામાર તૈયારીઓ કરી રહ્યું છે. આમ પ્રાંતિક સંમેલનોમાં સફળતા

મળશે તો અખિલ સ્થાનકવાસી સાધુઓનું એક મહાસંમેલન ભરાશે. આમ સ્થાનકવાસી જૈન સમાજ પ્રગતિને પંથે પળી રહ્યો છે, ત્યારે આપણે ક્યાંસુધી રાહ જોયા કરીશું? ખાસ કરીને સાધુસંમેલનમાં મોટી મુશ્કેલી વંદનાદિ વ્યવહારની છે. તેને બાજુએ મૂકી સમાજ અને ધર્મને ખાતર પણ આપણે એ દિશા તરફ સફળ પ્રયત્નો કરવા જોઇએ. સ્થાનકવાસી બંધુઓ કે જેમણે આ સંમેલનો મેળવવા પ્રયત્નો કરેલા છે તેમને અમે અભિનંદન આપીએ છીએ."

(૩)

**સંમેલનને એક વર્ષ મુલતવી રાખવાની સૂચના**

બ્હત્ સાધુસંમેલનનાં ચોઘડિયાં બધી દિશાઓમાં વાગી રહ્યાં હતાં, તે વખતે શ્રી. દુર્લભજી ઝવેરીએ સાધુઓનાં દિલને ઉત્તેજિત કરનારી શરણાઈ બજાવી: "કાશ્મીર, સ્યાલકોટ અને અમૃતસરથી પંજાબી મુનિઓ દિલ્હી તરફ આવી રહ્યા છે. નાગપુર, નાસીક અને દક્ષિણ તરફથી ઋષિરાજ ઇંદોર સુધી આવી ગયા છે. કચ્છ–કાઠિયાવાડ–ગુજરાતની ગુર્જર સાધુસમિતિ પણ પાલણપુર તરફના પ્રયાણની મંત્રણા કરતી હશે. એવે સમયે હિંમતનાં હથિયાર સજો! સંમેલનમાં શામીલ થવાનો દઢ નિશ્ચય કરીને કેસરિયાં કરો, અને પ્રતિનિધિ મુનિઓને પસંદ કરીને તેમને મોકલો. અપૂર્વ આનંદ અનુભવવાને અપૂર્વ પરિશ્રમ પણ ઉઠાવો!...સૂત્રોની બત્રીસીને માનનારા આજના પોતાના બત્રીસ સંપ્રદાયોના શ્રેષ્ઠ સાધુઓનું એક સ્થળમાં સંમેલન થાય એ કોઇ મહાન પુણ્યનું ફળ સમજો. સેંકડો વર્ષની તપશ્ચર્યાથી જે ન મળે, અરે જીંદગીભર જેનું સ્વપ્ન ન આવી શકે, એવા અપૂર્વ અવસર પર જે ઉંઘશે યા આંખ આડા કાન કરીને અવસર ગુમાવશે તે જીવનની સાર્થકતાનો મહાન લાભ લેવાને બેનસીબ રહેશે. જ્ઞાનચર્ચા, શંકાસમાધાન, સંઘશ્રેયની યોજના, યોગી તપસ્વી મૌનવ્રતધારી એવા અમૂલ્ય નરરત્નોના સમાગમનો આવો યોગ વારે વારે ક્યાંથી મળશે?"

આ ઉત્તેજક સ્વર શ્રી. રત્નચંદ્રજીને કાને પણ પડ્યા.. બૃહત્ સાધુસંમેલનનું જે સુખદ સ્વપ્ન તેમના ચિત્તમાં વર્ષોથી રમી રહ્યું હતું, જે સ્વપ્નસિદ્ધિ માટે તેમણે પારાવાર મથન કર્યું હતું, અને જેની પૂર્વપીઠિકાની રચના માટે યશસ્વી ગુર્જર સાધુસંમેલનમાં અગ્રવર્તી ભાગ લીધો હતો, તે બૃહત્ સંમેલન હવે હાથવેંતમાં હતું. સં. ૧૯૮૮ નો શ્રાવણ માસ ચાલતો હતો અને સં. ૧૯૮૯ના ફાગણ માસમાં સંમેલન મળવાનું હતું. ચાતુર્માસ પૂરું થતાં અજમેર તરફ પ્રયાણ કરવાનું હતું, અને ત્યાં જવા માટે જાહેર થઇ ચૂકેલા પ્રતિનિધિ સાધુઓનાં નામોમાં તેમનું નામ અગ્રવર્તી હતું.

પરંતુ તેમને લાગ્યું કે સંમેલન મેળવવા માટેનો સમય હજી પૂરેપૂરો પાકયો નથી. જુદા જુદા સંપ્રદાયોનું જે અંતર્ગત ઐક્ય બૃહત્ સંમેલનનો પાયો બની શકે તે ઐક્યની યથોચિત સિદ્ધિ હજી થવા પામી નહોતી. બૃહત્ સંમેલન મેળવવા માટે ઉતાવળ થઇ રહી હતી એમ તેમને લાગતું હતું. સંમેલન પૂર્વેની ક્ષેત્રવિશુદ્ધિનું શ્રી. રત્નચંદ્રજીનું માનસ ચિત્ર એવું હતું કે : " સંગઠિત થએલા બત્રીસે સંપ્રદાયોના બાહોશ પ્રતિનિધિઓની પૂરેપૂરી હાજરી હોય, એક બીજાની આંખોમાંથી અમીઝરણાં ઝરતાં હોય, એક બીજાનાં મસ્તિષ્કો એક બીજાને ઉંચામાં ઉંચી વિચારણામાં લયલીન કરતાં હોય, કદાગ્રહ કે ક્લેશભાવ લેશમાત્ર પણ ઉપસ્થિત ન થાય તેવી રીતે ક્ષેત્રવિશુદ્ધ કરવામાં આવતી હોય, વ્યક્તિગત ભેદ કે સાંપ્રદાયિક ભેદના કિલ્લા જમીનદોસ્ત થવાની તૈયારી હોય, અખિલ ભારતનો સાધુસમાજ એક શાસનના નિશાનને વધાવી લેવા તૈયાર થાય, ત્યારે બૃહત્ સંમેલનરૂપી વૃક્ષ દ્રવ્યે અને ભાવે, સ્વરૂપે કે પરિણામે, ઉન્નત થતું ગણાય. આવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે માત્ર થોડા દિવસનો સંગમ બસ નથી; પરંતુ મહિનાના મહિનાઓ વિચારણા માટે પસાર કરવા પડશે. બધા સાધુઓ નહિ તો મુખ્ય મુખ્ય વિદ્વાન અને બાહોશ, દીર્ઘદર્શી, નિષ્પક્ષપાતી, ગીતાર્થ, ન્યાયદૃષ્ટિવાળા સંતો વલભીપુરના ભૂતકાલીન

સંમેલનની પેઠે, જુદી જુદી દિશામાંથી એકત્ર થઇ, એક ઠેકાણે ચોમાસું રહી, ભવિષ્યની ઊંડી વિચારણા કરે, શાસ્ત્રોનું સંશોધન કરે, ઐક્ય જમાવવા એક સમાચારીની સડક બાંધે અને પાખી-સંવત્સરીનો ઉહાપોહ કરી એક માર્ગ શોધે. ચોમાસાના ચારે માસમાં વ્યાખ્યાનાદિ ઇતર કાર્યને મૂકી માત્ર ઉપર બતાવેલા માર્ગનું અન્વેષણ કરી એક નિર્ણય ઉપર આવ્યા પછી જ બૃહત્ સંમેલનરૂપી ઇમારતનો પાયો મજબૂત થયો ગણાય. આ ઇમારતને તૂટવાનો પછી લેશ પણ ભય ન રહે."

એ સમયે શ્રી. રત્નચંદ્રજીએ બૃહત્ સંમેલનનો પાયો મજબૂત કેવી રીતે થાય તે સંબંધે પોતાના વિચારો દર્શાવનારી ત્રણ લેખોની એક લેખમાળા 'જૈન પ્રકાશ'માં લખી અને "બૃહત્ સંમેલન ગમે તે રીતે જલદી ભરાય અને વિખરાઇ જાય તેના કરતાં ભલે એક વરસ મોડું ભરાય પણ સંગીન આકર્ષક અને આદર્શ રૂપે ભરાય" એવી સૂચના રજુ કરી.

શ્રી. રત્નચંદ્રજીએ પરિસ્થિતિનું પૃથક્કરણ ખૂબ જ સૂક્ષ્મતાથી કર્યું હતું, અને પછી જ સંમેલન મુલતવી રાખવાની સૂચના કરી હતી.

**ઐક્યસિદ્ધિમાં ઊણપ**

પૃથક્કરણને અંતે તેમણે દર્શાવી આપ્યું હતું કે "બૃહત્ સંમેલનનાં આંદોલનો પ્રસર્યાં ત્યારથી સંગઠનની શરુઆત થઇ ચૂકી છે, પણ હજુ થોડું થયું છે અને ઘણું બાકી છે."

ઐક્યસિદ્ધિ માટેના યત્નોમાં પંજાબે પહેલ કરી હતી. સંવત્સરી અને ચોમાસાના કાળની માન્યતા પરત્વે મતભેદ પડવાને કારણે બે વિભાગો પડયા હતા તે પ્રાંતિક સંમેલનથી સંધાઈ ગયા હતા, પરંતુ સાધુઓનું હૃદયનું ઐક્ય સધાયું નહોતું એમ શ્રી. રત્નચંદ્રજીએ જાણ્યું હતું. ગુજરાત-કાઠિયાવાડના સંપ્રદાયોમાં દરિયાપુરી સંપ્રદાય, ખંભાત સંપ્રદાય, તથા લીંબડી સંપ્રદાય એ ત્રણેનું ઐક્ય

સધાયું હતું અને જે થોડા એકલવિહારી સાધુઓ બાકી
તેમને મેળવી લેવાના યત્નો ચાલતા હતા; પરંતુ બોટાદ અને ગે
સંપ્રદાયનું સંગઠન થયું નહોતું. બોટાદ સંપ્રદાયના અગ્રેસર કા
મુનિએ સંમેલનમાં સહકાર આપવાની ચોખ્ખી અનિચ્છા બ
હતી.* માળવા-મારવાડના છ સંપ્રદાયોનું સંગઠન પાલીમાં થયું
પણ બીજા અનેક સંપ્રદાયો હજી બાકી હતા. દક્ષિણમાં વિચર
સાધુઓનું સંગઠન ઠીક થયું હતું. પરન્તુ આ રીતે બૃહત્ સંમેલ
ભાગ લેવાને સંગઠિત થએલા સંપ્રદાયો એકંદરે ૧૬ હતા, ,
અવશિષ્ટ રહેલા તેટલા જ બીજા સંપ્રદાયોનું સંગઠન બાકી
આ સંગઠન થયા પૂર્વે સંમેલન મેળવવું એ અપરિપકવ કાળે સં
મેળવવા બરાબર હતું એમ શ્રી. રત્નચંદ્રજીને લાગતું હતું.

પૂજ્ય શ્રી હુકમીચંદ્રજી મહારાજના સંપ્રદાયના બે વિભાગો
ગયા હતા, તે જ્યાંસુધી સંમેલનમાં ભાગ ન લે ત્યાંસુધી સં
પાંગળું રહેલું જ લેખાય એવી સ્થિતિ હતી. આ વિભાગોને સાંધ
પ્રયત્નોની જરૂરત હતી. પૂજ્ય શ્રી. જવાહરલાલજી અને પૂજ્ય
મુન્નાલાલજીનો સમાગમ શુદ્ધ વાતાવરણની વચ્ચે થાય, પરિ
તેઓની વચ્ચે ઐક્ય થાય અને તેઓ બૃહત્ સંમેલનમાં ભાગ લે
અનિવાર્ય અગત્યનું કાર્ય હતું. પરન્તુ એ અગત્ય પૂરી પાડવાને
કેવું વાતાવરણ જામ્યું હતું? શ્રી. રત્નચંદ્રજીના શબ્દોમાં કહીએ
" ઝનૂની અંધશ્રદ્ધાળુઓ પોતાની અંદર રહેલી વૈરવૃત્તિ વાતાવર
રેડી મહાપુરુષો વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન કરે છે. એવી વિષવલ્લી વ
જાય છે. નાની તરડમાંથી મોટા ચીરા પડે છે. આવી પ્રવૃત્તિ
સંપ્રદાય-સંપ્રદાય વચ્ચે ચીરા પડી ગએલા જોવામાં આવે છે. કેટ
વાર લેખો અને પેમ્ફલેટો પણ આવી તરડને ચીરાના રૂપમાં
છે. થોડા વખત ઉપર જ 'પ્રકાશ'માં એક લેખ છપાયો હતો,

---

* હવે તો એ મુનિ સ્થાનકવાસી જૈન સંપ્રદાયથી કેવળ છૂટા પડી
છે અને તેમણે નવો સંપ્રદાય સ્થાપીને સોનગઢમાં તેનું કેંદ્રસ્થાન રાખ

પ્રતિધ્વનિરૂપે કડવી પત્રિકાઓ બહાર પડી. શાંત થએલા વાતાવરણમાં તોફાની મોજાં ઉછળવા લાગ્યાં. ધુંધવાતો ધુમાડો અદૃશ્ય થયો હતો અને ભૂતકાળ ભુલાઇ ગયો હતો તે પાછો તેથી દૃષ્ટિગોચર થયો." આવી સ્થિતિમાં અજમેરમાં જે બૃહત્ સંમેલન મળે તે "ઓપરેશન કરવાની ઇસ્પીતાલ ન બને, પરંતુ ભવિષ્ય સુધારવાનું સેનેટોરિયમ બને" એ માટે પ્રયાસ કરવાની શ્રી. રત્નચંદ્રજીની સલાહ હતી. શાસ્ત્રાનુસાર આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, ગણિ, ગણાવચ્છેદકની યોજના કરી દરેક સંપ્રદાય આદર્શ બને, બબ્બે-ચચ્ચાર સાધુઓના સંપ્રદાય ન રહે, જેમાં સાધુઓની સંખ્યા ઓછી થઇ ગઇ હોય અને આચાર્ય-ઉપાધ્યાયાદિની યોજના ન થઇ શકતી હોય તો તેવા સાધુઓ લાગતા-વળગતા બીજા સંપ્રદાયોની સાથે સંયુક્ત થઇ જાય, એમ ઐક્યની સાંકળ તૈયાર કરવા માટે પહેલાં મજબૂત અંકોડા તૈયાર થાય, નાના સંપ્રદાયો ભેગા થઇ મોટા સંપ્રદાયો થાય અને મોટા સંપ્રદાયો એકરૂપ થઇ અવિભક્ત સાધુમાર્ગીનો એક જ સંપ્રદાય થાય ત્યારે બૃહત્ સંમેલનનું પોણું કાર્ય પૂરું થયું ગણાય: એવી શ્રી. રત્નચંદ્રજીની સ્પષ્ટ મનોભાવના હતી.

( ૪ )

**સંમેલન ભરવાનો અંતિમ નિર્ણય**

પરન્તુ બૃહત્ સંમેલન માટેની તૈયારીઓ અને પ્રચાર ખૂબ જ આગળ વધી ગયાં હતાં. વળી સાધુઓના એ સંમેલનની સાથે સાથે અજમેરમાં જૈન કોન્ફરન્સની બેઠક ભરવાનો પણ નિર્ણય થયો હતો, એટલે તે માટેની તૈયારીઓ પણ શરુ થઇ ચૂકી હતી. આથી કાર્યકર્તાઓને લાગતું હતું કે હવે જો બૃહત્ સંમેલનને એક વર્ષ મુલતવી રાખવામાં આવશે તો જામેલા ઉત્સાહમાં ક્ષતિ આવશે, અજમેર તરફ પ્રયાણ કરવાના નિશ્ચયપૂર્વક જે સાધુઓ દૂર દૂરથી તે તરફ વિહાર કરીને નજીકને સ્થળે ચાતુર્માસ

રહ્યા હતા તેઓનો કાર્યક્રમ પલટાઇ જશે અને પછી કદાચ એક વાર મુલતવી રહેલું સંમેલન હમેશને માટે મુલતવી રહી જશે. સાધુઓનું માંહોમાંહેનું સાંપ્રદાયિક સંગઠન જે અધૂરું રહ્યું હતું તે અજમેરમાં બધા સાધુઓ પહોંચ્યા પછી પણ કેમ નહિ કરી શકાય? વળી હુકમીચંદ્રજી મહારાજના સંપ્રદાયના જે બે વિભાગો પડી ગયા હતા તે વિભાગોના સાધુઓના પ્રતિનિધિઓએ બૃહત્ સંમેલનમાં આવવાનું સ્વીકાર્યું હતું, એટલે અધૂરું રહેલું કાર્ય અજમેરમાં પૂરું થવાની સંભાવના પણ હતી. આ બધા સંયોગોને કારણે અપરિપક્વ ઐક્યની સ્થિતિમાં પણ બૃહત્ સંમેલન મેળવવું જ એવો કાર્યકર્તાઓએ નિર્ણય કર્યો અને સંમેલન મુલતવી રાખવાની શ્રી. રત્નચંદ્રજીની સલાહ તેમને યોગ્ય લાગી નહિ અથવા તો તેનો અમલ કરવાનું અશક્ય જણાઈ આવ્યું.

આ નિર્ણય જાહેર થતાં જ ચાતુર્માસ પૂરું થયે પ્રતિનિધિ મુનિઓએ અજમેરની દિશાએ પ્રયાણ કરવાનું ઠર્યું હતું. શ્રી. રત્નચંદ્રજીને અક્યની અપરિપક્વ સ્થિતિ સંમેલન માટે ક્ષતિકર તો લાગતી હતી, પરંતુ કાર્યકર્તાઓના નિર્ણયને માન આપવાની તેમણે પોતાની ફરજ જોઇ અને તેમણે પણ સ્વસંપ્રદાયના પ્રતિનિધિ મુનિઓની સાથે વાંકાનેરમાંના ચાતુર્માસનો સમય પૂરો થતાં જ અજમેર જવા માટે વિહારનો આરંભ કર્યો. ચાતુર્માસ પહેલાં લીંબડીમાં લીંબડી સંપ્રદાયનું સંમેલન ભરાયું હતું. તે વખતે શ્રી. રત્નચંદ્રજીના શિષ્ય મુનિ પૂનમચંદ્રજીની તબિયત નરમ હતી, તોપણ પોતાના બે શિષ્યોને વાંકાનેર પૂજ્ય શ્રી. મોહનલાલજી તથા મુનિ શ્રી મણિલાલજીની સારવાર હેઠળ મૂકીને પોતે લીંબડી ગયા હતા. ત્યાં સાંપ્રદાયિક સંમેલનમાં તેમણે ભાગ લીધો હતો અને બૃહત્ સાધુસંમેલનમાં સહકાર આપવાનું ઠર્યું હતું. ત્રણેક માસ પછી શ્રી. રત્નચંદ્રજી પાછા વાંકાનેરમાં ચાતુર્માસ માટે આવી રહ્યા હતા અને ચાતુર્માસ પૂર્ણ થતાં પુનઃ લીંબડી ખાતે પહોંચી, ત્યાં પ્રતિ-

નિધિ સાધુઓને નિયુક્ત કરાવી, પોતે તેમની સાથે વિહાર આરંભ્યો હતો. તેઓ એકંદરે ૧૧ સાધુઓ હતા. વાંકાનેરથી વઢવાણ, પાટડી, હારીજ, પાટણ, પાલણપુર, આબુ, સિરોહી અને પાલી થઇને શ્રી. રત્નચંદ્રજી બ્યાવર પહોંચ્યા ત્યારે ગુજરાત તરફના એકંદર સાધુઓની સંખ્યા ૩૨ જેટલી થઇ હતી. સ્થળે સ્થળના શ્રાવકોમાં ખૂબ જ ઉત્સાહ દેખાતો હતો અને તેઓ તરફથી સાધુઓનું સુંદર સ્વાગત થતું હતું.

**અસહિષ્ણુતા, અનુદારતા અને પક્ષાંધતાનો પરિચય**

બ્યાવરમાં એક બનાવ એવો બન્યો કે જેણે શ્રાવકવર્ગમાં વજ્રલેપ થઇ ગયેલી અસહિષ્ણુતા, અનુદારતા તથા પક્ષાંધતાનો શ્રી. રત્નચંદ્રજીને પરિચય કરાવ્યો. બ્યાવરમાં જુદા જુદા મુનિઓએ વ્યાખ્યાનો આપ્યાં હતાં. એક ચુનીલાલજી નામના મુનિ હતા કે જે હતા તો શ્રી. જવાહરલાલજીના શિષ્ય પરન્તુ ગુરુની આજ્ઞાની બહાર હતા; તેમણે પણ બીજા મુનિઓની પેઠે થોડું વ્યાખ્યાન આપ્યું હતું. ગુરુની આજ્ઞાની બહારનો સાધુ વ્યાખ્યાન આપે તે જોઇને શ્રાવકો ઉશ્કેરાઇ ગયા અને માંહોમાંહે બોલાચાલી થઇ. કેટલાકોને તે ગુરુનું અને શ્રાવકોનું અપમાન લાગ્યું, અને તેમણે ચુનીલાલજીના વ્યાખ્યાન સામે વિરોધ ઉઠાવ્યો. ચુનીલાલજીના વ્યાખ્યાનમાં કાંઇ વિરોધ ઉઠાવવા જેવું તત્ત્વ છે કે નહિ તે વાતની સાથે તેમને કાંઇ નિસ્બત નહોતી, તેમને તો એ સાધુ વ્યાખ્યાન આપે કેમ, એટલો જ વાંધો હતો. આવા વિરોધ-દર્શનથી શ્રી. રત્નચંદ્રજીને માઠું લાગ્યું. તેમણે એ શ્રાવકવર્ગને કહ્યું: “ તમે અમને મહેમાન સમજીને ખૂબ ઉત્સાહથી અમારું સ્વાગત કરી રહ્યા છો, છતાં મનના મેલને તમે કાઢી શકતા નથી. અમારી સમક્ષ તમે કલહ ઊભો કરો છો, અને વિરોધી પ્રત્યે પણ સહિષ્ણુતા અને ઉદાર ભાવ દાખવવો જોઇએ તેને બદલે તમે એક મુનિ સામે માત્ર તેણે વ્યાખ્યાન આપ્યું તેટલા જ માટે વિરોધ દર્શાવો છો. આ કલહ માટે અમે પણ દોષના ભાગી થઇએ છીએ, તે કારણથી આજે મને ઉપવાસ પડશે. ”

શ્રા. રત્નચંદ્રજીની સાથે ગુજરાતમાંથી આવેલા બીજા મુનિઓએ પણ તેમની સાથે જ ઉપવાસ કરવાનું જણાવ્યું અને મારવાડના મુનિઓ હતા તેમણે પણ આહાર ગ્રહણ કરવાની ના કહી. બીજા મુનિઓ આહાર વહોરીને લાવેલા હતા, પરંતુ આ બનાવ બનવાથી કોઇએ આહાર લીધો નહિ. વાતાવરણ ક્ષુબ્ધ બની ગયું અને શ્રાવકોનાં મ્હોં ઓશિયાળાં બની ગયાં. બપોર પછી ત્રણ વાગતાં શ્રી. દુર્લભજી ઝવેરી આવી પહોંચ્યા. તેમણે જ્યારે આ પ્રકાર જાણ્યો ત્યારે તેમના હૃદયને એટલો આઘાત થયો કે તે એકદમ રડી પડ્યા અને પછી મૂર્છિત થઇ ગયા. તે વખતે શ્રાવકો એકઠા થયા, તેમણે પશ્ચાત્તાપ કર્યો અને વચન આપ્યું કે સંમેલનના કાર્યમાં અમે પક્ષભેદને કારણે કશું વિઘ્ન નાંખીશું નહિ. છેવટે છેલ્લે પહોરે બધા મુનિઓએ આહાર ગ્રહણ કર્યો.

મારવાડ-માળવાના શ્રાવકવર્ગમાં મુનિઓએ પોષેલી પક્ષાંધતા અને કલહવૃત્તિનું શ્રી. રત્નચંદ્રજીને ત્યાં થએલું એ પહેલું જ દર્શન હતું. ત્યારથી જ તેમને લાગ્યું હતું કે આ કલહ વિદારવાનું અને ઐક્ય સાંધવાનું કામ અશક્ય નહિ પણ દુષ્કર તો છે જ અને તેટલા પૂરતી સંમેલનની પૂર્વપીઠિકા નબળી છે, એટલે તે સંબંધે પૂરી સાવધાનતા રાખવાની જરૂર છે.

સાધુઓના ઐક્ય માટેનું જ ચિંતન શ્રી. રત્નચંદ્રજીના ચિત્તમાં સદા ચાલ્યા કરતું હતું, એટલે બ્યાવરમાં તેમણે પૂજ્ય શ્રી હુકમીચંદ્રજી મહારાજના સંપ્રદાયના વિભાગો વચ્ચે ઐક્યની ગાંઠ જોડવાનો યત્ન કર્યો. એક વિભાગના પૂજ્ય શ્રી જવાહરલાલજી અને બીજા વિભાગના પૂજ્ય શ્રી મુન્નાલાલજી એ બેઉને સમાધાની માટે બ્યાવર નજીકના ખરવા ગામમાં એકત્ર કર્યા અને કેટલીક વાટાઘાટ કરીને છેવટે એક પંચની નીમણુંક કરી. આ પંચમાં શ્રી. રત્નચંદ્રજી ઉપરાંત પૂજ્ય શ્રી કાશીરામજી, પૂ. શ્રી અમોલખ ઋષિજી, શ્રી. મણીલાલજી

તથા શ્રી. નાનચંદ્રજી મુનિઓ હતા. આ પ્રકરણમાં શ્રી. રત્નચંદ્રજીના તેમ જ અન્ય પંચ મુનિઓના પ્રયત્નથી ભૂતકાલવિષયક સમાધાનીનું સ્વરૂપ નક્કી થઇ ગયું હતું, તે સંબંધે લખાણ પણ થઇ ગયું હતું, પરન્તુ એ લખાણ ઉપર બેઉ પક્ષોના હસ્તાક્ષર ત્યાં થઇ શકયા નહિ, અને ભવિષ્યની વ્યવસ્થા સંબંધી સમાધાન બાકી રહ્યું. આમ એક મહત્ત્વના કાર્યના ઉકેલની શરુઆત થઇ તેથી શ્રી. રત્નચંદ્રજીના હૃદયમાં આશા તથા આનંદ જન્મ્યાં અને ઈતર સાધુઓની સાથે પોતે ચૈત્ર સુદ ૯ ને રોજ ઉત્સાહભેર અજમેર ખાતે જઇ પહોંચ્યા.

---

# પ્રકરણ ૧૧ મું

## બૃહત્ સાધુસંમેલન અને શ્રી. રત્નચંદ્રજી

( ૧ )

**સંમેલનનો કાર્યારંભ**

અજમેરને આંગણે ભારતના સર્વ વિભાગોના અને સર્વ સંપ્રદાયોના પ્રતિનિધિ સાધુઓ એકત્ર થાય એ ત્યાંના જૈનોને માટે એક મંગલોત્સવ જ લેખાય એ સ્વાભાવિક હતું. એ સંમેલન અપૂર્વ હતું અને ઐતિહાસિક હતું. સંમેલનમાં બધા સંપ્રદાયોની ઐક્યસિદ્ધિ થવાની હતી તેથી તે ઉત્સાહપ્રેરક પણ હતું. સંમેલન માટે અજમેરમાં ૨૩૮ સાધુઓ અને ૪૦ સાધ્વીઓ એકત્ર થયાં હતાં. બીજી બાજુએ જૈન કોન્ફરન્સની બેઠક પણ મળવાની હોવાથી પ્રાંતેપ્રાંતથી શ્રાવક-શ્રાવિકાઓનો હજારોનો સમુદાય એકત્ર થયો હતો અને તેમને એ સાધુઓનાં દર્શનનો લાભ મળી રહ્યો હતો, એટલે તેમના ઉત્સાહની પણ અવધિ ન હતી.

ચૈત્ર સુદ ૧૦ ને બુધવારના દિવસથી સાધુસંમેલનનો પ્રારંભ થયો. શ્રી. રત્નચંદ્રજીએ મંગલાચરણમાં પ્રભુસ્તુતિ કરી. ૭૬ પ્રતિનિધિ સાધુઓને સંપ્રદાયવાર ચૂંટી કાઢવામાં આવ્યા હતા જેમને મતદાનનો અધિકાર હતો, તેઓ બધા વર્તુલાકારે બેઠા હતા. મધ્યમાં હિંદી અને ગુજરાતી વૃત્તાંતલેખકો તથા તેમના સહાયકોની બેઠકો ગોઠવવામાં આવી હતી. શાન્તિરક્ષકો તરીકે શ્રી. રત્નચંદ્રજીને અને ગણિ શ્રી. ઉદયચંદ્રજીને નિયુક્ત કરવામાં આવ્યા હતા. સભાની

કાર્યવહીના હિંદી લેખક તરીકે ઉપાધ્યાય શ્રી. આત્મારામજી તથા ગુજરાતી લેખક તરીકે શ્રી. સૌભાગ્યચંદ્રજી (સંતબાલ) ને નિયુક્ત કરવામાં આવ્યા હતા. એ પ્રતિનિધિ–પરિષદમાંથી ૨૧ સાધુઓની વિષયવિચારિણી સમિતિ ચૂંટી કાઢવામાં આવી હતી, અને સમિતિનું કોરમ ૧૧ નું રાખવામાં આવ્યું હતું. આમ પૂરેપૂરાં શિસ્ત તથા નિયમન સાથે કાર્યનો આરંભ થયો હતો.

સવારના આઠથી અગીઆર સુધી અને બપોરના એકથી ચાર વાગ્યાસુધી સંમેલનનું કામ ચાલતું. રાત્રે આઠથી દસસુધી વિષયવિચારિણી સમિતિની સભા મળતી. વચ્ચે જે કાંઈ થોડો સમય મળતો તે દરમિયાન અને રાત્રે દસ વાગ્યા પછી બે–ત્રણ કલાક રોજ શ્રી હુકમીચંદ્રજી મહારાજના સંપ્રદાયની અંદરનું વૈમનસ્ય ટાળવા અંગેના પંચની વિચારણા ચાલતી. આમ સંમેલનની, વિષયવિચારિણી સમિતિની અને સમાધાન પંચની બધી કાર્યવહીમાં શ્રી. રત્નચંદ્રજી કાર્ય કરતા. આ ઉપરાંત શ્રાવકોની કોન્ફરન્સમાં જાહેર વ્યાખ્યાનો થતાં તેમાં ય તેમને હિસ્સો આપવો પડતો. સંમેલનનું કાર્ય સતત પંદર દિવસ ચાલ્યું હતું. પરિશ્રમ ખૂબ પડતો, પરન્તુ સાધુજીવનની વિશુદ્ધિ અને ઐક્યની સાધનાના ધ્રુવ તરફ તેમની દૃષ્ટિ લાગી રહેતી, તેથી એ બધો શ્રમ ઓસરી જતો અને ઉત્સાહની ભરતી ચડતી.

સર્વ સાધુઓ પોતે વિશુદ્ધ જીવન ગાળે અને એ જીવન શ્રાવકવર્ગને માર્ગદર્શક બને એ હેતુ સફળ થવાનો આધાર પણ ઐક્ય ઉપર રહેલો છે. ઐક્ય હોય તો જ શિસ્ત જળવાય છે અને શિસ્તબદ્ધ સાધુસમાજ જ જનતાને શુદ્ધ જીવન જીવવા માટે દોરવણી આપી શકે છે. એક દૃષ્ટિએ એમ લાગે કે આમ બધા સાધુઓ એકત્ર થયા ત્યારે તેમણે સાધુસમાચારીની, વંદનાવ્યવહારની, પદાધિકારની અને એવી બીજી સંપ્રદાયગત વાતો છોડીને દેશકાળાનુસાર જૈનોને સહાય-

રણનું માર્ગદર્શન કરાવવા વિષે વિચારણા ચલાવી હોત અને તે માટેનો કોઇ કાર્યક્રમ યોજ્યો હોત તો તેમણે વધારે ઉપકારક કાર્યની નિષ્પત્તિ કરી હોત. કોઇને એમ પણ લાગે કે આચાર્ય–યુવાચાર્ય પદ કોને મળે ને કોને ન મળે, સંવત્સરી–પાખી કયે દિવસે થાય ને કયે દિવસે ન થાય, સાધુઓને કયો પદાર્થ ખપે ને કયો ન ખપે, અમુક વસ્તુ સચિત્ત લેખાય કે અચિત્ત લેખાય, અધિક માસ આવે ત્યારે ચાતુર્માસ ચાર માસનું કરવું કે પાંચ માસનું, ઇત્યાદિ વાતોનાં વિચાર–વિવેચનની આજના યુગમાં શી જરૂર છે? આજે તો જડવાદનો ધસારો ભારત ઉપર થઈ રહ્યો છે તે વખતે ચૈતન્યવાદનો વિજયધ્વજ ફરકાવવાને જ સાધુઓએ કટિબદ્ધ થવું જોઇએ અને તે માટેના જ કાર્યમાં તેમની બધી શક્તિઓનું સંચાલન થવું જોઇએ. પરન્તુ સાધુસંપ્રદાયો એટલી ઉદાત્ત અને વિશાળ વિચારણા કરતા થાય તે પૂર્વે તેઓ વિશુદ્ધ તથા સંગઠિત બને તે જ સ્થાનકવાસી જૈન વર્ગની પ્રાથમિક અને મુખ્ય જરૂરીઆત હતી, અને એ જરૂરીઆત પૂરી પડ્યા વિના કોઇ નક્કર કાર્ય થાય તેવો સંભવ નહોતો. શિસ્ત વિના સાધુઓ સ્વેચ્છાચારે પોતપોતાને ફાવે તેમ કર્યા કરતા હતા તેને પરિણામે તો સાધુસમાજની અને શ્રાવક-સમાજની ઉત્તરોત્તર હીન દશા થતી જતી હતી એ દૃષ્ટિનો વિષય હતો. વિશુદ્ધ જીવન અને ઐક્યસિદ્ધિ એ બે વિષયો ઉપર શ્રી. રત્નચંદ્રજી વખતોવખત ભાર મૂકતા અને તે માટે મથન કર્યા કરતા તેનું એ જ મુખ્ય કારણ હતું. આ સંમેલન જો આટલી સિદ્ધિ કરી શકે તો ભવિષ્યના કાર્ય માટેનો માર્ગ સરલ બની જાય એ સ્પષ્ટ હતું. આ વિચારસરણીથી પ્રેરાયલા સાધુઓએ સંમેલનમાં મતભેદોનું નિરાકરણ કરવામાં જ પોતાનું ધ્યાન રોકી રાખ્યું હતું.

સંમેલનમાં પહેલો જ પ્રશ્ન 'તિથિનિર્ણય'નો મુકાયો હતો, કારણ-કે એ પ્રશ્ન જ સંમેલનના બીજરૂપ હતો. પંજાબ સંપ્રદાયના આચાર્ય

**સંમેલને હાથ ધરેલા પ્રશ્નો અને કરેલા નિર્ણયો**

શ્રી સોહનલાલજીએ જૈન જ્યોતિષને આધારે 'શ્રી વર્ધમાન જૈન તિથિપત્રિકા' નામની એક પુસ્તિકા રચી પ્રસિદ્ધ કરી હતી, તેને કેટલાકો જ્યોતિષ શાસ્ત્રની વિરુદ્ધ માનતા હતા અને તેથી સંપ્રદાયમાં વિભાગો પડી ગયા હતા, એટલું જ નહિ પણ તેમાંથી ક્લેશ જાગ્યો હતો. તિથિ–નિર્ણયને અંગે ક્લેશ જાગે એ ક્લેશનું કેવું નાનું કારણ છે? પણ જ્યારે એ નાનું કારણ પણ ઐક્યસિદ્ધિમાં મોટા વિઘ્નરૂપ બનતું હોય ત્યારે તેનો ઉકેલ કર્યે જ છૂટકો. એવા ઉકેલ માટે સાત મુનિઓની એક સમિતિ નીમવામાં આવી જેમાં શ્રી. રત્નચંદ્રજી પણ એક સભ્ય હતા. પરન્તુ આ સમિતિ ઉકેલ કરી શકી નહિ. તેનું કાર્ય અધૂરું રહ્યું અને એ કામ જૈન કોન્ફરન્સને સોંપાયું.

ઉક્ત ઠરાવ નીચે પ્રમાણે હતો: "આ સાધુસંમેલન પાખી–ચોમાસી-સંવત્સરી આદિ પર્વતિથિઓનો નિર્ણય કરવાની સત્તા કોન્ફરન્સ ઓફીસને આપે છે. એ ઓફીસ નિષ્પક્ષપાતપણે લૌકિક તથા લોકોત્તર જ્યોતિષશાસ્ત્રજ્ઞ વિદ્વાન તથા અન્ય મુનિઓ અને શ્રાવકો તથા લોંકાગચ્છીય વિદ્વાન તથા અન્ય વિદ્વાનોની સલાહ લઇ લૌકિક તથા લોકોત્તર માર્ગના અવિરોધી મધ્યમ શ્રેણીના માર્ગને અનુસારે પાખી–ચોમાસી–સંવત્સરી આદિ પર્વનો હંમેશને માટે નિર્ણય કરે, જેને અનુસારે અમે બધા સંપ્રદાયો વર્તીશું. એ નિર્ણયથી વિરુદ્ધ કોઈ પર્વ કરીશું નહિ. નોંધ: (૧) આ નિર્ણય કોન્ફરન્સની છાપેલી પંચવર્ષીય ટીપ પૂરી થયા પહેલાં થઇ જવો જોઇએ. (૨) પૂજ્ય શ્રી સોહનલાલજી મહારાજનો સંપ્રદાય તથા ગુજરાત–કાઠિયાવાડ અને કચ્છના સંપ્રદાયો બધાં પર્વો અને બધી તિથિઓ કોન્ફરન્સની ટીપને અનુસારે કરશે, બાકીના બધા પાખી–ચોમાસી–સંવત્સરી કોન્ફરન્સની ટીપને અનુસાર કરશે."

આ ઠરાવ ઉપર સંમેલનના બધા (૭૬) પ્રતિનિધિઓના હસ્તા-

ક્ષરો લેવામાં આવ્યા હતા. છતાં આ કાર્ય એકંદરે તો કોન્ફરન્સને આધારે જ છોડવામાં આવ્યું હતું એ સ્પષ્ટ છે.

ત્યારપછી સંમેલને બીજા પ્રશ્નો હાથમાં લીધા. કેળાં, દ્રાક્ષ, બરફ વગેરે વસ્તુઓ સચિત્ત લેખાય કે અચિત્ત એવો એક પ્રશ્ન હતો. કેટલીક ચર્ચા પછી એ પ્રશ્ન વિષે પણ જૈન કોન્ફરન્સ વિદ્વાનોના અભિપ્રાયો મેળવીને નિર્ણય આપે એવું ઠર્યું. ઉપરાંત બાળદીક્ષા, સાધુસમાચારી, એકલ વિહાર, પ્રતિક્રમણ અને સાધુઓના આચાર-વિષયક બીજા પ્રશ્નો હાથ ધરવામાં આવ્યા, તેમાંના કેટલાક સંબંધે નિર્ણયો થયા, કેટલાક અનિર્ણીત રહ્યા અને કેટલાક નામંજુર થયા.

આવું સાધુસંમેલન વખતોવખત મળી શકે નહિ, એટલે સંમેલને કરેલા ઠરાવોનો અમલ કરવા માટે એક સ્થાયી સાધુસમિતિ નીમવાનો ઠરાવ સંમેલને કર્યો હતો. આ સમિતિના અધ્યક્ષ પૂજ્ય શ્રી. સોહન-લાલજી હતા અને બીજા સાધુઓ સભ્યો તથા પ્રાંતિક મંત્રીઓ તરીકે નિયુક્ત થયા હતા. શ્રી. રત્નચંદ્રજી ગુજરાતના પ્રાંતિક મંત્રી હતા.

સાધુસંમેલનનું બધું કાર્ય બંધ બારણે ચાલ્યું હતું. શ્રાવકવર્ગની ઉપસ્થિતિમાં એ કાર્ય ચલાવવું ઇષ્ટ મનાયું નહોતું, પરંતુ સંમેલનમાં જે નિર્ણયો થયા હતા તેમાંના લોકોએ જાણવાયોગ્ય નિર્ણયોની જાહેરાત કરવામાં આવી હતી. સાધુઓનાં જીવન, તેમના વિચાર, તેમના વિવાદ, એ બધું પારદર્શક હોવું જોઇએ, પરંતુ એવી પાર-દર્શકતા સિદ્ધ કરવા માટેનો આ યત્ન જ હતો. 'જૈન પ્રકાશે' (તા. ૨૦–૪–૩૩) તે વખતે આ ગુપ્તતા સંબંધે કહેલું: "મનુજના જન્મને માટે જો એકાંતની આવશ્યકતા હોય છે, તો અહીં લાખો મનુષ્યોના ઐક્યનો જન્મ થવાનો હતો એટલે તેનું ગર્ભાલય તો સુરક્ષિત અને એકાંત જ હોવું જોઇએ."

(૨)

પૂજ્ય શ્રી હુકમીચંદ્રજી મહારાજના સંપ્રદાયના બે વિભાગો વચ્ચે ઐક્યસંધાન કરવાનો પ્રશ્ન શ્રી. રત્નચંદ્રજીના હૃદયમાં રમી

**વૈમનસ્યનો અંત** રહેલો હતો અને તે માટેની પ્રાથમિક ભૂમિકા તેમણે અજમેર તરફ આવતાં પ્રવાસ દરમિયાન જ રચી હતી. એ સંબંધે સંમેલન દરમિયાન તેમણે વધુ યત્ન કર્યો હતો. પોતા ઉપરાંત બીજા ચાર સાધુઓનું પંચ તે માટે નીમવામાં આવ્યું હતું. એ પંચે બેઉ પક્ષોનાં નિવેદનો મેળવીને સર્વાનુમતે નિર્ણય આપ્યો કે–મુનિ શ્રી ગણેશલાલજીને યુવાચાર્ય પદ આપવું, શ્રી. ખૂબચંદ્રજીને ઉપાધ્યાય પદ આપવું, નવા શિષ્યો યુવાચાર્યના ગુરુપદે જ થાય, ભવિષ્યનાં ધારાધોરણ બેઉ પૂજ્યો (શ્રી. જવાહરલાલજી અને શ્રી. મુન્નાલાલજી) મળીને બાંધી લે અને ચોમાસાં ઠરાવવાની તથા દોષશુદ્ધિ કરવાની સત્તા બેઉ પૂજ્યોની હયાતી સુધી તેમની પાસે રહે અને એક આચાર્ય રહે એટલે તે આચાર્યની પાસે રહે. આ ફેંસલો બેઉ પૂજ્યોએ માન્ય રાખ્યો અને તેથી સર્વત્ર ખૂબ આનંદ પ્રસરી ગયો. બેઉ વિભાગો વચ્ચે વર્ષોથી ચાલ્યા આવતા વૈમનસ્યનો અંત આવતાં આનંદ પ્રસરે એ સ્વાભાવિક હતું. શ્રી. રત્નચંદ્રજીને મન તો જ્યાં ઐક્ય ત્યાં આનંદ જ હતો.

પરન્તુ આ વૈમનસ્યનો અંત લાવવાનો વિધિ અતિ વિલક્ષણ વાતાવરણની વચ્ચે થયો હતો. સાધુસંમેલનના સમય પહેલાં અને બધા સાધુઓ અજમેર આવી પહોંચ્યા પહેલાં બ્યાવરમાં એકલ વિહારી મુનિ મિશ્રીલાલજીએ આ બેઉ વિભાગોનું ઐક્ય કરાવવા માટે સત્યાગ્રહને નામે અનશન વ્રત આદરી લીધું હતું, જેથી સર્વત્ર ખૂબ ખળભળાટ મચી ગયો હતો. ચારે તરફથી એવો નાદ આવતો હતો કે સંમેલન થતાં પહેલાં એક સાધુની હત્યા થઇ જશે અને સંમેલનને કલંક લાગશે; અજમેર પહોંચ્યા પહેલાં બેઉ વિભાગોનું સમાધાન થઇ જવું જોઇએ અને શ્રી. મિશ્રીલાલજીનું પારણું થઈ જવું જોઇએ. પહેલાં જણાવ્યું છે તેમ બ્યાવરની નજીક ખરવા ગામમાં બેઉ વિભાગોના આચાર્યો વચ્ચે વાટાઘાટ ચાલી હતી, તેવી જ રીતે અજમેરની નજીક તવીજી ગામમાં ફરી વિષ્ટિ ચાલી

હતી, પણ છેવટનો નિર્ણય થયો નહોતો. છેવટે અજમેરમાં પંચદ્વારા એ નિર્ણય થયો, બેઉ વિભાગો એકત્ર થયા અને લોકોમાં આનંદ પ્રસર્યો; પરંતુ શ્રી. મિશ્રીલાલજીએ પોતાના ઉપવાસ છોડયા નહિ. "અજમેરમાં બન્ને પક્ષની મુનિમંડળીમાં બારે સંભોગ થઇ ચૂકયા છતાં બ્યાવરમાં બન્ને પક્ષના સાધુઓમાં બારે સંભોગ ન થાય ત્યાંસુધી હું પારણું કરીશ નહિ" એવો શ્રી. મિશ્રીલાલજીએ આગ્રહ જાહેર કર્યો.* "આ વાત કોન્ફરન્સની કાર્યવાહક મીટિંગમાં આવી અને શ્રી. મિશ્રીલાલજીને માનનારા પંજાબ તરફના કેટલાક શ્રાવકોના મનમાં ખૂબ આવેગને જન્મ મળ્યો. ચારે તરફ ઉશ્કેરણી ફેલાઈ ગઇ. ૧૭ શ્રાવકોની એક કમિટી નિમાઈ અને સવારમાં જ એ કમિટીએ સાધુસંઘ ઉપર આક્રમણ કર્યું. મોમાઇયાના નોરામાં બધા સાધુઓ વિરાજતા હતા તેના બન્ને તરફના દરવાજા બંધ કરી તાળાં લગાડવામાં આવ્યાં. ઉશ્કેરાયલા શ્રાવકોએ મોમાઇયાના નોરાને ઘેરો ઘાલ્યો અને સાધુઓની આવજા બિલકુલ બંધ થઈ ગઈ. પંચોના ફેંસલાની લગામ ૧૭ જણની કમિટીએ પોતાના હાથમાં લીધી. પંચના ફેંસલામાં યુવાચાર્ય અને ઉપાધ્યાયના પદોત્સવ કયારે કરવા તેની મર્યાદા બાંધી નહોતી. એક પક્ષને ઉતાવળ હતી અને બીજો પક્ષ વિલંબમાં હતો. બન્નેને એકબીજા પર વિશ્વાસ બેઠો નહોતો, જેવો જોઇએ તેવો પરસ્પર પ્રેમ જામ્યો નહોતો, તેથી આ કટુ પ્રસંગ ઉપસ્થિત થયો. ફેંસલો રાજીખુશીથી મનાઇ ગયો હતો તેમાં સમયની ખેંચાતાણીમાં એક બીજા પ્રત્યે વહેમ અને શંકાની પરંપરા ઉત્પન્ન થઇ. બન્ને પક્ષોને જેટલી ઉતાવળ નહોતી તેટલી ઉતાવળ શ્રી. મિશ્રીલાલજીના પારણાની અને બ્યાવરના સાધુઓના સંભોગોની હતી. બહારથી ઉશ્કેરાયલા મંડળનો નાદ આવતો હતો કે સમાધાન કર્યાં વિના બહાર આવશો તો દંડા ઉડશે! આ વાટાઘાટમાં કોઇ કોઇ શ્રાવક અને કોઇ કોઇ સાધુઓ વચ્ચે

* "કોન્ફરન્સ એટલે ચતુર્વિધ સંઘ" એ મથાળા હેઠળ શ્રી. રત્નચંદ્રજીએ "જૈન પ્રકાશ" માં લખેલા લેખમાંથી.

અનિચ્છનીય ખેંચાતાણ પણ થઇ. સાધુ–શ્રાવકો વચ્ચે રખાવી જોઇતી મર્યાદાનો ભંગ થયો. પાંચ–સાત કલાકના સંઘર્ષણ પછી યુવાચાર્ય–ઉપાધ્યાય પદોત્સવની મર્યાદા બંધાઇ. લગભગ ત્રણ કે ચાર વાગ્યે જેલખાનાનાં દ્વાર ઉઘડયાં. બહાર ઊભેલા ઉશ્કેરાયલા ટોળાને ઉપરની બારીમાંથી સમાધાનના સમાચાર પહોંચાડયા, ત્યારે કમાડ ઉઘડયાં અને શાન્તિથી અંદર દાખલ થયા. સમાધાનપત્ર વાંચી સંભળાવ્યું. બ્યાવર તારથી સંદેશો મોકલીને પારણું કરાવ્યું."

**સંમેલનનું મામૂલી જમાપાસું**

આ સાધુસંમેલને ઉત્સાહની રેલ વહેવડાવી હતી, પરંતુ તેની એકંદર ફળનિષ્પત્તિ સંતોષકારક લેખાય તેવી નહોતી. એક જ ધર્મના જુદા જુદા વિભાગોમાં વિચરતા અને કદાપિ પરસ્પર નહિ મળેલા એવા સાધુઓ એક બીજાને મળવાથી જે આનંદ થાય તે આનંદ ઘણા સાધુઓએ અનુભવ્યો હતો, પરસ્પર વિચાર–વિનિમય અને ચર્ચા કર્યાં હતાં, અભિનવ માહિતીઓ એક બીજાને મળવા પામી હતી; પરન્તુ સંમેલનનું એ જમાપાસું લક્ષમાં લેતાં ય જે ઉદ્દેશ માટે સંમેલન મળ્યું હતું તે કાંઇક અંશે ઠરાવો ને નિર્ણયોદ્વારા પાર પડેલો દેખાતો હોવા છતાં વાસ્તવિક સ્વરૂપમાં તે પાર પડયો નહોતો, એમ પાછળના અનુભવ પરથી શ્રી. રત્નચંદ્રજીને જણાયું હતું.* આ અનુભવોની કથા જ શ્રી. રત્નચંદ્રજીના ઉત્તર હિંદના પ્રાંતોમાંના વિહાર, કાર્ય, પ્રચાર, પરિચયાદિની કથા છે.

---

* આ સંમેલનની ફળનિષ્પત્તિ ઉપર અભિપ્રાય આપતાં મુનિ શ્રી મણિલાલજી "જૈન ધર્મનો પ્રાચીન સંક્ષિપ્ત ઈતિહાસ" નામક ગ્રંથમાં કહે છે: "જે ઉદ્દેશે અજમેરમાં સાધુસંમેલન થયું તે ઉદ્દેશ સફળ રીતે પાર ન પડયો તેનું એક જ કારણ હતું. તે એ કે જો સંપ્રદાયશિરોમણિ-ઓએ 'સમાજને હાલ શેની જરૂર છે, સમાજ શું ઈચ્છે છે' એ તરફ લક્ષ આપ્યું હોત અને એકતરફી સંપ્રદાયના કલેશ પરત્વે વધુ સમય ન વેડફયો હોત, તો પરિણામ ઘણું સુંદર આવત એમ મારું માનવું છે."

# પ્રકરણ ૧૨ મું

## ઉત્તર હિંદમાં વિહાર તથા પ્રચાર

(૧)

**જયપુરમાં માંડેલી 'જ્ઞાનની પરબ'**

સાધુસંમેલનની સમાપ્તિ થઇ એટલે સાધુઓ અજમેરમાંથી વિહાર કરવાની તૈયારી કરવા લાગ્યા. શ્રી. રત્નચંદ્રજીને જયપુરના સંઘ તરફથી ચાતુર્માસ માટે નિમંત્રણ મળ્યું હતું એટલે તે ઉત્તર દિશા તરફ વિહાર કરવાના હતા. ગુજરાત-કાઠિયાવાડ-કચ્છના જૈન જીવનનો તો તેમને સારી પેઠે પરિચય થયો હતો, પરંતુ હવે ઉત્તરના પ્રાંતોનું જૈન જીવન જોવાનો તેમને અભિલાષ હતો. કોઇ ગુજરાતી મુનિઓ પંજાબ, કાશ્મીર, દિલ્હી, યુક્ત પ્રાંતમાં પૂર્વે ગયા નહોતા. એ પ્રદેશો પાદવિહાર માટે દુષ્કર હતા, શ્રાવકોની રહેણી-કરણી ગુજરાતી મુનિઓને અપરિચિત હતી, સાંપ્રદાયિકતાનું જોર વિશેષ હતું; એવા પ્રદેશમાં વિહાર કરવાથી કાંઇ ઉપયુક્ત કાર્યસિદ્ધિની અનુકૂળતા મળે છે કે નહિ તેની ઘણાને મન શંકા હતી. શ્રી. રત્નચંદ્રજી અનેક પ્રતિકૂળતાઓની સામે થઇને કાર્ય કરવાના ઉત્સાહી તેમ જ અનુભવી પણ હતા, એટલે પૂર્વે કોઈ સ્થાનકવાસી જૈન ગુજરાતી મુનિએ જે પ્રદેશમાં વિહાર કર્યો નહોતો તે પ્રદેશમાં જવાનો તેમણે નિશ્ચય જ કર્યો હતો.

અજમેરમાંથી બધા મુનિઓ વિહાર કરી જાય તે પૂર્વે શ્રી. રત્નચંદ્રજી બધા સંપ્રદાયોના આચાર્યો પાસે ગયા અને વિનંતિ કરી કે

"આપના શિષ્યોને અભ્યાસ કરાવવાની સેવા બજાવવાની તક મને આપો." તેમની ઇચ્છા એવી હતી કે પોતાના જયપુરના ચાતુર્માસ દરમિયાન જે કોઇ મુનિઓને સંસ્કૃત પ્રાકૃત કે જૈન શાસ્ત્રાભ્યાસ કરવાની ઇચ્છા હોય તેઓ પોતાની પાસે જયપુરમાં રહે અને પોતે તેમને અભ્યાસ કરાવે. પાદવિહારી મુનિઓને અભ્યાસની અનુકૂળતા મુખ્યત્વે ચાતુર્માસમાં જ મળે છે અને જુદે જુદે સ્થળે ચાતુર્માસ રહેલા મુનિઓને અભ્યાસ માટે જુદા જુદા શાસ્ત્રીઓ કે પંડિતો રોકવા પડે છે. એ વિદ્યાગુરુઓ સંસારી હોય છે અને બહુધા જૈનેતર પણ હોય છે. એ સ્થિતિમાં વિદ્વાન જૈન મુનિ પાસે રહીને અભ્યાસ કરવાની તક જવલ્લે જ મળી શકે એ ખુલ્લું છે. શ્રી. રત્નચંદ્રજીની આ માંગણીનો ઘણા આચાર્યોએ અને ગુરુઓએ મોઠો જવાબ આપ્યો, પરંતુ છેવટે તો ચાર પંજાબી મુનિઓ અને મારવાડી સંપ્રદાયોના આઠ મુનિઓ મળી એકંદરે બાર જ મુનિઓ જયપુરમાં તેમની પાસે રહ્યા. તેમાંના ત્રણ પંજાબી મુનિઓ તથા ચાર મારવાડી મુનિઓ અને બે શ્રી. રત્નચંદ્રજીના પોતાના શિષ્યો એમ એકંદર નવ મુનિઓને શ્રી. રત્નચંદ્રજીએ સંસ્કૃત તથા અર્ધમાગધી વ્યાકરણોનો, પ્રાથમિક ન્યાયગ્રંથોનો તથા જૈન સૂત્રોનો અભ્યાસ તેઓ જેટલો કરી શકયા તેટલો કરાવ્યો.

જૈન મુનિઓને, નવદીક્ષિતોને તથા દીક્ષાના ઉમેદવારોને અભ્યાસ કરાવવાની આવશ્યકતા માટે જૈન આગેવાનોએ અને મુનિઓએ ઘણી વાર વિચાર કરી જોયો છે. એક મધ્યસ્થ સાધુશાળા સ્થાપીને અને મુનિકલ્પને નવેસરથી ગોઠવીને ત્યાં સાધુઓને સારી પેઠે ભણાવવા જોઇએ અને પછી જ તેમને ઉપદેશ આપવાની પરવાનગી મળવી જોઇએ એવા વિચારો સ્વ૦ વાડીલાલ મોતીલાલ શાહ, સ્વ૦ દુર્લભજી ઝવેરી જેવાઓએ ઘણી વાર દર્શાવ્યા છે; પરન્તુ શિષ્યોને પોતાથી અળગા નહિ રાખવા ઇચ્છતા ગુરુવરોને એ વાત રુચી નથી; અને તેથી જ સાધુઓને પૂરતી કેળવણી મળતી નથી

અથવાતો અધૂરી કેળવણીએ દીક્ષાના ઉમેદવારોને સાધુ બનાવી દેવામાં આવે છે. આ સ્થિતિમાં સુધારો કરવાનો સાચો મનોભાવ જો ગુરુપદે વિરાજતા મુનિવરોનો હોત તો જયપુરમાં શ્રી. રત્નચંદ્રજીએ માંડેલી જ્ઞાનની પરબનો લાભ લેનારા નવ નહિ પણ નેવુ મુનિઓ જરૂર નીકળી આવ્યા હોત.

જયપુરના ચાતુર્માસમાં આ મુનિઓના શિક્ષણકાર્ય ઉપરાંત 'આગમોદ્ધાર સમિતિ' નું કેટલુંક કાર્ય શ્રી. રત્નચંદ્રજી કરી–કરાવી શકયા હતા. 'રેવતીદાન સમાલોચના' નિબંધ ત્યાં જ તેમણે લખ્યો હતો. જયપુરની વેધશાળાના યંત્રાલયના અધ્યક્ષ પં. કેદારનાથ પાસેથી યંત્રાલયની બધી સમજૂતી તેમણે મેળવી હતી અને જયોતિષ્ચક્રની ગતિનું પ્રત્યક્ષ જ્ઞાન પણ મેળવ્યું હતું.

( ૨ )

**એક આઘાત**

અજમેરથી નીકળીને જવના રોટલા ને છાશની ગોચરી કરતા શ્રી. રત્નચંદ્રજીએ ધૂમ તાપમાં જયપુર તરફ વિહાર કર્યો હતો, અને આબોહવાની તથા આહારાદિની એવી જ પ્રતિકૂળતાઓ વેઠીને ત્યારપછીના ચાતુર્માસ માટે ગુરુની આજ્ઞાનુસાર તે દિલ્હી તરફ જવા નીકળ્યા હતા. અલ્વર પહોંચ્યા બાદ થોડે દિવસે તેમના શિષ્ય મુનિ કપૂરચંદ્રજીને તાવ આવ્યો, શીતળા નીકળ્યા, સન્નિપાત થઇ ગયો અને માત્ર આઠ જ દિવસની માંદગી પછી તેમનું અવસાન થયું. અનેક સંસારી સ્વજનોના મૃત્યુથી તેમના નિર્લેપ હૃદય ઉપર આઘાતો થયા જાણ્યા નથી. સંસારી સ્થિતિના સ્મારક રૂપ એકની એક પુત્રી વેલબાઇના લગ્ન, સંસાર કે મૃત્યુ ઇત્યાદિના હર્ષશોક તેમના હૃદયમાં જન્મ્યા માલૂમ પડયાં નથી; પરંતુ શ્રી. રત્નચંદ્રજીના હૃદયને આ "વૈયાવચ્ચી તપસ્વી ગુણિયલ મુનિનો વિરહ થતાં અસીમ આઘાત થયો."*

* નોંધપોથીમાંનું એક વાકય.

અલ્વરમાં બહુ દિવસો ગયા, તાપ ખૂબ વધી પડ્યો, દિલ્હી પહોંચવું અશક્ય થઇ પડયું, એટલે છેવટે એ ચાતુર્માસ તેમને અલ્વરમાં જ રહેવું પડયું. "જૈન દર્શન" વિષેનો એક મોટો સંસ્કૃત ગ્રંથ લખવાનો પ્રારંભ તેમણે તે જ સ્થળે કર્યો હતો. અલ્વરના ચાતુર્માસની પૂર્ણાહુતિ પછી તેમણે દિલ્હી તરફ વિહાર કર્યો હતો.

**પદવીદાનનો પ્રસંગ**

દિલ્હીમાં શ્રી. રત્નચંદ્રજીનાં અવધાનોનો એક જાહેર સમારંભ થયો હતો. સર્વ કોમો અને વર્ગોએ તેમાં ભાગ લીધો હતો. મુસ્લીમ કોમના વિદ્વાનો પણ તેમાં હતા. તે સર્વે તેમનાં અવધાનો જોઇને પ્રસન્ન થયા હતા અને તેમણે શ્રી. રત્નચંદ્રજીને એ પ્રસંગે 'ભારત-રત્ન'ની પદવી અર્પણ કરી હતી. આ પદવીદાન દિલ્હીની જનતાના ગુણાનુરાગનું દ્યોતક હતું, પરન્તુ શ્રી. રત્નચંદ્રજીએ તો એ ગુણાનુ-રાગીઓને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું : " આ પદવીદાનથી તમે મને આગળ વધતો અટકાવો છો. જ્ઞાન અગાધ છે, અને તેનો પાર કોઇ પામી શક્યું નથી કે પામી શકવાનું નથી. મારામાં કોઇ એવી અપૂર્વતા નથી કે જે આવા પદવીદાનને પાત્ર હોય. આજે તમે બધા સર્વ ધર્મોના તથા કોમોના ભાઇઓ એકત્ર થઇને ભ્રાતૃભાવ-પૂર્વક બેઠા છો એ ભ્રાતૃભાવ જ મારે મન સાચો મૂલ્યવાન ગુણ છે; એ ગુણનું તમે હમેશાં સેવન કરશો અને દર્શન કરાવશો તો હું આવા પદવીદાન કરતાં પણ તેને વધારે મૂલ્યવાન સમજીને પ્રસન્ન થઇશ."

દિલ્હીમાં પંજાબના શ્રાવકોનું પ્રતિનિધિમંડળ પૂજ્ય શ્રી સોહનલાલજીના સંદેશા સાથે આમંત્રણ કરવા આવ્યું હતું, એટલે દિલ્હીથી શ્રી. રત્નચંદ્રજીએ યુવાચાર્ય શ્રી. કાશીરામજી સાથે અમૃતસર તરફ વિહાર કર્યો હતો.

(૩)

**પંજાબનાં સાધુ-સાધ્વીઓનો પરિચય**

પંજાબના વિહાર દરમ્યાન શ્રી. રત્નચંદ્રજીને ત્યાંના જૈન ગૃહસ્થો અને જૈન ત્યાગીઓના અનેક વિવિધતાયુક્ત અનુભવો થયા હતા. એ અનુભવોએ તેમના ગ્રંથલેખનને કાંઈક જુદી દિશામાં પ્રેર્યું હતું. "સૃષ્ટિવાદ અને ઈશ્વર" ગ્રંથ લખવાની પ્રેરણા તેમને આ પ્રદેશના જૈનો તથા જૈનેતરોના જીવન તથા ધાર્મિક માન્યતાઓના પરિચય પછી થઈ હતી. એ જ રીતે તે પ્રદેશમાં જૈન સાધુઓની જે સાંપ્રદાયિકતા અને સંકુચિતતા પ્રવર્તતી હતી તેને લીધે જૈન ગૃહસ્થોમાં પણ ઠેરઠેર કુસંપે ઘર ઘાલેલું તેમણે જોયું હતું. ગૃહસ્થોમાંથી કુસંપ દૂર કરવાનો યત્ન કરતાં વચ્ચે સાધુઓની સંપ્રદાયિકતા આડે આવતી અને સાધુઓમાં ઐક્યસાધના કરવા જતાં તેઓની કાંઈ કાંઇ તકરારો બહાર નીકળી પડતી. એ તકરારોને ઓલવવા માટે પણ ઐક્યના ઇચ્છુક શ્રી. રત્નચંદ્રજીએ અનેક સ્થળે પ્રયત્નો કર્યા હતા. એ પ્રયત્નોને કોઈ સ્થળે સફળતા મળતી તો કોઈ સ્થળે નિષ્ફળતા પણ મળતી.

દિલ્હીથી શ્રી. રત્નચંદ્રજી ત્રણ દિવસમાં ૪૨ માઈલનો વિહાર કરીને રોહતક પહોંચ્યા. માર્ગમાં એક ગામમાં આર્યસમાજીઓનો એક સમારંભ તેમણે જોયો. ત્યાંના કેટલાક જૈનો આર્યસમાજી થયા હતા. તેમ થવાનું કારણ શ્રી. રત્નચંદ્રજીએ તપાસ કરીને જાણ્યું કે આર્યસમાજીઓએ ગામમાં શાળાઓ સ્થાપીને વિદ્યાર્થીઓને ભણાવવાનો પ્રબંધ કર્યો હતો તેથી લલચાઇને જૈનો આર્યસમાજમાં દાખલ થયા હતા. જૈનોની વસતીસંખ્યાના હ્રાસનાં તો અનેક કારણો હતાં, પરંતુ જૈન સમાજ કેવળ ધર્મક્રિયાઓમાં જ ડૂબી રહે અને સંસાર-જીવનની કે કેળવણીની દિશામાં બેપરવાઇ દાખવે તો જૈનો બીજી દિશામાં દોરાઇ જાય એ પણ એક કારણ હતું. સાધુઓએ ધર્મપ્રચાર ઉપરાંત વિદ્યાપ્રચારના પણ પ્રેરક થવું જોઇએ એ વાત તેમણે આ જ

દાખલો આપીને રોહતકના જૈનો સમક્ષ રજૂ કરી. તેનું પરિણામ સારું આવ્યું. રોહતકના એક જૈન ગૃહસ્થ બિહારીલાલે રૂ. ૨૦૦૦ અને માસિક રૂ. ૨૫ જ્ઞાનપ્રચારના કાર્ય માટે આપવાનું વચન આપ્યું. એ જ રીતે ઝીંદમાં પણ એ જ કાર્ય માટે નાણાંની મદદનાં વચનો મળ્યાં. આવી ખુલ્લી જરૂરીઆતો માટે પણ લોકોને જો કોઈ પ્રેરક મળે તો જ તેઓ તે દિશામાં દોરાય છે એમ તેમણે જોયું.

માર્ગમાં પૂજ્ય શ્રી અમોલખ ઋષિજીનો મેળાપ થયો. શ્રી. યુવરાજજી (શ્રી. કાશીરામજી) તો તેમની સાથે હતા જ. જલંધરમાં આર્યાજી પાર્વતીબાઇ અતિવૃદ્ધ હોઈ સ્થિર વાસ કરી રહ્યાં હતાં. તેમનું આખા પંજાબમાં સારું માન હતું. તેમની આજ્ઞામાં ૫૦-૬૦ સાધ્વીઓ વિચરતાં હતાં. જાહેર પ્રવચનો અને આર્યસામાજીઓ તથા મૂર્તિપૂજકો સાથેના વિવાદોદ્વારા તેમણે ખૂબ કીર્તિ મેળવી હતી. તેમણે પોતાની સાધ્વી શિષ્યાઓને દર્શન આપવાનું આમંત્રણ શ્રી. રત્નચંદ્રજીને મોકલાવ્યું. શ્રી. યુવાચાર્યજીની સાથે શ્રી. રત્નચંદ્રજી તેમની પાસે ગયા, ત્યારે એ વૃદ્ધ આર્યાજીએ વિધિપૂર્વક વંદનદ્વારા તેમનો સત્કાર કર્યો.

અમૃતસરનું ચાતુર્માસ વીતી ગયા પછી જલંધર પાછા ફરતી વખતે પણ શ્રી. રત્નચંદ્રજી બીજી વાર શ્રી. પાર્વતીબાઈ પાસે ગયા હતા. શ્રી. પાર્વતીબાઇની વય તે વખતે ૮૬ વર્ષની હતી અને મગજની નબળાઈને લીધે વિસ્મૃતિ બહુ થઈ ગઇ હતી. શ્રી. રત્નચંદ્રજીએ બધા સંપ્રદાયોના સંગઠનની આવશ્યકતા તેમને સમજાવી હતી અને તેમણે એ વસ્તુનો સ્વીકાર કર્યો હતો. પરન્તુ શ્રી. પાર્વતીબાઇ એટલાં વૃદ્ધ હતાં કે તે પોતે સંગઠનને અંગે કશું કાર્ય કરી શકે તેમ નહોતું. શ્રી. રત્નચંદ્રજીએ તેમને કહ્યું: "તમારી વૃદ્ધ અવસ્થા છે એટલે લાચાર, નહિ તો કોઇ મધ્ય સ્થળમાં આર્યાજીઓનું એક સંમેલન મેળવીને તેમના સંગઠન માટે પ્રયત્ન કરત."

ગુજરાતના સાધુનો પંજાબમાં આ પહેલો જ વિહાર હતો,

એટલે જ્યાં જ્યાં શ્રી. રત્નચંદ્રજી વિહાર કરતા ત્યાં ત્યાં તેમનો ખૂબ સત્કાર થતો. માઇલો સુધી જૈનો તેમને સત્કારવા સામા આવતા અને સ્થળે સ્થળે તેમને જાહેર વ્યાખ્યાન આપવાની વિનંતિ થતી. જલંધરથી કપુરથલા જતાં માર્ગમાં બે મોટરલૉરીઓમાં બેસી જૈન યુવકોનું એક ટોળું દર્શનાર્થે આવ્યું અને કપુરથલામાં રાત્રે શિવ-મંદિરમાં તેમણે શ્રી. રત્નચંદ્રજીનું જાહેર વ્યાખ્યાન સાંભળ્યું. ત્યાંથી વ્યાસ ગામે ગયા, તો ત્યાં પણ અમૃતસરથી ટોળાબંધ શ્રાવકો દર્શનાર્થે આવ્યા. વસ્તુતઃ પંજાબમાં શ્રી. રત્નચંદ્રજીને લાવવા માટે અમૃતસરના શ્રાવકોએ ખૂબ ઉત્સાહ દાખવ્યો હતો. ત્યાંથી શ્રી. રત્નચંદ્રજી જંડીયાલા ગયા. એ ગામના શ્રાવકોમાં પક્ષ પડ્યા હતા, તેમની વચ્ચે શ્રી. રત્નચંદ્રજીએ સમાધાન કરાવ્યું અને બે જાહેર વ્યાખ્યાનો આપ્યાં. ત્યાંથી વિહાર કરી તેમણે અમૃતસરમાં પ્રવેશ કર્યો ત્યારે પણ શ્રાવકોએ સત્કારમાં ખૂબ ઉત્સાહ દાખવ્યો.

અમૃતસરમાં પૂજ્ય શ્રી. સોહનલાલજી વિરાજતા હતા. તેમનાં દર્શન, પરિચય અને વિચારવિનિમય કરવાનો શ્રી. રત્નચંદ્રજીને મળેલો એ લાભ છેલ્લો હતો, કારણકે એ જ વર્ષમાં તેમનું અવસાન થયું. ચાતુર્માસના પ્રારંભને હજી વાર હતી તેથી શ્રી. રત્નચંદ્રજી નજીકનાં શ્યાલકોટ, જમ્મૂ, ગુજરાનવાલા, લાહોર વગેરે સ્થળે ઉપદેશ-પ્રચાર કરતા ફરતા હતા અને તે જ્યારે લાહોરમાં હતા ત્યારે જ અમૃતસરમાં શ્રી. સોહનલાલજીનું અવસાન થયું હતું. તેમના અંતિમ દર્શન માટે શ્રી. રત્નચંદ્રજી અમૃતસર જઇ પહોંચવા ઇચ્છતા હતા, પણ એક સ્થળે ઠોકર લાગવાથી તેમને પગે ઇજા થઇ હતી તેથી તે જઇ શક્યા નહિ અને અંતિમ દર્શન થઇ શકયું નહિ. શ્રી. સોહનલાલજીની પ્રશસ્તિના શ્લોકોની શ્રી. રત્નચંદ્રજીએ રચના કરી હતી તે શ્લોકો તેમના સ્મરણમાં બંધાવવામાં આવેલા ભવ્ય કીર્તિસ્થંભ ઉપર પાછળથી કોતરાવવામાં આવ્યા હતા.

અમૃતસરની આસપાસના પ્રદેશમાં શ્રી. રત્નચંદ્રજી સારી પેઠે

પ્રચાર કરી શકયા. મંજીઠામાં જૈન સભાની સ્થાપના થઇ. કીલા ગામના સંઘમાં થોડો ક્લેશ હતો તેનું તેમણે સમાધાન કરાવ્યું. સ્યાલકોટમાં ખૂબ ઉત્સાહ સાથે મહાવીરજયંતી ઉજવાઇ. ત્યાં તેમને

**પ્રચાર-કાર્ય**

સ્થવિર લાલચંદ્રજી મહારાજનાં દર્શન થયાં કે જે પૂજ્ય સોહનલાલજી કરતાં દીક્ષામાં વડા હતા. અમૃતસરમાંથી અને સ્યાલકોટમાંથી વિદ્યા-લય માટેના ફંડમાં સારી રકમો એકઠી થઈ. જમ્મૂમાં એક સ્ત્રીસભાની સ્થાપના થઇ અને તે માટે સ્ત્રીઓએ જ ફંડ કરીને ૧૨૦૦ રૂપિયા એકઠા કર્યા. જમ્મૂથી સ્યાલકોટમાં પાછા ફરતાં ખત્રીઓના આગ્રહથી તેમના બંધાવેલા ખાસ મંડપમાં શ્રી. રત્નચંદ્રજીએ બે જાહેર વ્યા-ખ્યાનો આપ્યાં અને તેની અસરથી ઘણાએ માંસમદિરાનો ત્યાગ કર્યો. ગુજરાનવાલા જતાં ત્યાં પણ તેમણે મોટી સભાઓની વચ્ચે જાહેર વ્યાખ્યાનો આપ્યાં. ત્યાંથી વિહાર કરી લાહોર પહોંચતાં આર્યસમાજીઓની ઉપદેશક વર્ગ તૈયાર કરવા માટેની બે સંસ્થાઓનો પરિચય પ્રાપ્ત કર્યો અને વિદ્યાર્થીઓની વિનંતિથી ત્યાંની એક સંસ્થામાં શ્રી. રત્નચંદ્રજીએ ‘સમભાવ’ વિષે વ્યાખ્યાન આપ્યું. અહીં તેમને ‘અર્ધમાગધી કોષ’નો ઉપોદ્ઘાત લખનાર ડો. વુલ્નરનો પ્રત્યક્ષ પરિચય થયો કે જે લાહોર યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર હતા. “જૈન સિદ્ધાન્તકૌમુદી”ની સમાલોચના કરવાની તેમણે ઇચ્છા દર્શાવી અને સ્વદેશમાંથી પાછા ફર્યા બાદ એ કાર્ય કરવાનો તેમણે ઇરાદો જણાવ્યો, પરન્તુ ત્યારપછી તુરતમાં જ તેમનું અવસાન થયું એટલે એ કાર્ય રહી ગયું.

‘પંજાબ જૈન સભા’ મૃતપ્રાય થઇ ગઇ હતી તેથી તેનું કાર્ય અટકી ગયું હતું. તે સંસ્થાના પુનર્જીવનની આવશ્યકતા હતી તેથી શ્રી. રત્નચંદ્રજીએ પંજાબના મુખ્ય મુખ્ય સ્થાનેથી બબ્બે-ચારચાર અગ્રેસર શ્રાવકોને લાહોરમાં બોલાવ્યા. સોએક શ્રાવકો એકત્ર થઈ ગયા પરન્તુ તેના મુખ્ય સંચાલકો જેવા મોતીશાહ અને

અમૃતસરવાળા રત્નચંદ્રજીનો મેળ મળ્યો નહિ; પરિણામે એ કાર્યમાં નિષ્ફળતા મળી. એ કાર્ય માટે એક સંગઠન સભા સ્થાપવામાં આવી હતી, પરન્તુ તેય કશું કામ કરી શકી નહિ. લાહોરના સંઘમાં કેટલીક અવ્યવસ્થા હતી અને બે આગેવાનો વચ્ચે ક્લેશ હતો તે દૂર કરવા શ્રી. રત્નચંદ્રજીએ યત્ન કર્યો હતો તેમાં તેમને સફળતા મળી.

( ૪ )

**કુસંપના અનુભવો**

અમૃતસરના ચાતુર્માસ દરમ્યાન શ્રી. રત્નચંદ્રજીએ જોયું કે કે ત્યાં ભારે કુસંપ હતો. ત્યાંના જૈન મિત્રમંડળમાં બે વિભાગો પડી ગયા હતા અને શ્રાવિકાઓના ઉપાશ્રયને તાળાં લાગી ગયાં હતાં. એ કલહના સમાધાન માટેની વિષ્ટિ શ્રી. રત્નચંદ્રજીએ ચલાવી, તો તેમાંથી સંઘના સંગઠનનો પ્રશ્ન ઉપસ્થિત થયો, અને સભા તથા સંઘના નામ પરત્વે મતભેદ પડતાં શ્રાવકોના પક્ષો પડી ગયા. એક વિદ્યાલય સ્થાપવા માટે નાણાંનાં જે વચનો મળ્યાં હતાં તે રકમ સ્વ. પૂજ્ય સોહનલાલજીના સ્મારક તરીકે એકી સાથે આપી દેવાની વિચારણા ચાલી, તેમાં કેટલાક સંમત થયા અને તુરતમાં દસેક હજાર રૂપિયા એકઠા થવાનો સંભવ પણ દેખાયો, પરન્તુ પુનઃ કુસંપે પોતાનો ભાગ ભજવ્યો અને પક્ષો પડી જતાં એ વાત અટકી ગઇ. જો વિદ્યાલય સ્થપાય તો લાલુશાહ નામના એક અગ્રેસર શ્રાવકે પોતાનું રૂ. ૨૫૦૦૦ ની કીંમતનું એક મકાન તે માટે આપી દેવાની ઉદારતા પર્યુષણ દરમ્યાન જાહેર કરી અને તેથી બીજાઓ પણ ઉત્સાહમાં આવી જતાં એક અઠવાડિયાની અંદર રૂ. ૨૫૦૦૦ ની રકમ લખાઇને એકઠી થઇ ગઇ. પછી વિદ્યાલય સ્થાપવાનો પ્રશ્ન મોખરે આવીને ઊભો, એટલે જુદા જુદા ગામના અગ્રેસર શ્રાવકો તથા નાણાં ભરનારાઓને બોલાવવા માટે આમંત્રણો કાઢવામાં આવ્યાં; પરન્તુ સ્યાલકોટ, ગુજરાનવાલા વગેરે સ્થળોના આગેવાનો

આવ્યા નહિ અને કેટલાકો નાણું ન આપવા માટે છટકબારી શોધતા દેખાયા. એમ પણ જણાઈ આવ્યું કે કેટલાકો નાણું ન આપવા પડે તે માટે ઇરાદાપૂર્વક પક્ષભેદ ચાલુ રાખ્યા કરતા હતા. પરિણામે જે ચાલીસ-પચાસ ગૃહસ્થો હાજર રહ્યા હતા, તેમણે સભા ભરીને સંઘથી સ્વતંત્ર રીતે 'શ્રી જૈન ધર્મ પ્રચારક સમિતિ'ની સ્થાપના કરી હતી તેમાં પંજાબનાં જુદાં જુદાં ગામોના શ્રાવકોએ નાણું આપ્યાં હતાં. એ સભાએ સમિતિના ખાસ નિયમો બાંધ્યા હતા. કપુરથલાવાળા લાલા ત્રિભુવનનાથને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. સંસ્થાનું મંત્રીપદ બાબુ હરજસરાયજીને આપ્યું હતું. અમૃતસરના ગૃહસ્થોએ અનાથાલય કાઢવાના હેતુથી રૂ. ૧૨૦૦૦ એકત્ર કર્યાં હતા તે આ સંસ્થાને આપ્યા હતા અને બીજી પણ રકમો અંબાલા, ગુજરાનવાલા, લાહોર વગેરે સ્થળેથી મળતાં આશરે રૂ. ૪૫૦૦૦ એકત્ર થઈ ગયા હતા. આ પ્રમાણે સંઘની અંદર ચાલતા કુસંપના કારણે આ સંસ્થાને સંઘની છાયા ન મળતાં તે સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં આવી હતી.

તે કાળે પંજાબના જૈનોમાં પ્રવર્તતા કુસંપનો વધુ પરિચય શ્રી રત્નચંદ્રજીને એક બીજા કાર્યને અંગે પણ થયો હતો. પૂજ્ય શ્રી સોહનલાલજીનું અવસાન થતાં યુવાચાર્ય શ્રી. કાશીરામજી મહારાજને પૂજ્ય પદવી આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. તેમાં પણ પક્ષભેદ હતો. કેટલાકનું કહેવું એમ હતું કે શ્રી. સોહનલાલજીના જીવનકાળ દરમિયાન યુવાચાર્યપદ અપાઇ ગયું છે એટલે તેમને આપોઆપ પૂજ્યપદ મળી જવા પામે છે, પછી પૂજ્યપદ આપવાનો વિધિ નવેસરથી કરવાની જરૂર નહોતી; બીજાઓનો અભિપ્રાય એવો હતો કે પહેલાં યુવાચાર્ય પદવી અપાઈ હતી, પણ વિધિપુરઃસર પૂજ્ય પદવી અપાઈ નહોતી, માટે નવો વિધિ કરવો જોઇએ. અમૃતસરમાં કુસંપ હતો એટલે પંજાબનાં ઇતર સ્થળોના સહકારપૂર્વક જ એ કાર્ય થઇ શકે તેમ હતું. એ અંગે શ્રી. રત્નચંદ્રજીના પ્રયત્નથી હોશિયારપુરના શ્રાવકો

આવ્યા, તેમણે પોતાને ત્યાં પૂજ્ય પદવીનો અર્પણસમારંભ કરવાને ઇચ્છા દર્શાવી, તે માટેનું ખર્ચ ઉપાડી લેવાની તત્પરતા દાખવી અને તેટલા માટે તેમણે સાધુઓને એકઠા કરવાની કોશેશ પણ કરી; પરંતુ પક્ષભેદ ફૂટી નીકળ્યો અને પરસ્પર આક્ષેપો શરુ થયા, એટલે કાર્ય મુલતવી રાખવું પડયું. ફરી પાછો જુદાં જુદાં ગામોના શ્રાવકોનો સહકાર મેળવવાને યત્ન થયો અને શ્રી. રત્નચંદ્રજી શ્રી. કાશીરામજીની સાથે હોશિયારપુરમાં આવ્યા. દિલ્હીથી એ સંપ્રદાયના બીજા સાધુઓ આવ્યા વિના આચાર્યપદવીદાનનો વિધિ થાય તેમ નહોતું, તેથી ત્યાં શ્રી. રત્નચંદ્રજીને બહુ સમય રોકાવું પડયું. બનારસ તરફ જવાનો તેમનો મનોભાવ હતો, તે પણ તેથી જતો કરવો પડયો. છેવટે માઘ વદમાં શ્રી. કાશીરામજીને આચાર્યપદવી આપવાનો વિધિ ભવ્યતા-પૂર્વક થઈ શકયો. આ વિધિપ્રસંગે શ્રી. રત્નચંદ્રજીએ સંસ્કૃતમાં એક શ્લોકબદ્ધ ભાવવાહી પ્રવચન કર્યું હતું, અને આચાર્યશ્રીએ તથા શ્રાવકસંઘે તેમને 'વિદ્યાભૂષણ'ની ઉપાધિ અર્પી હતી.

પંજાબના શ્રાવકોમાંનો કુસંપ સાધુઓની અંદરના કુસંપનો જ પ્રતિધ્વનિ હતો એ શ્રી. રત્નચંદ્રજીએ જોયું હતું. બૃહત્ સાધુસંમેલન થઇ ગયું હતું, સાધુઓએ સર્વની સંમતિપૂર્વક નિયમો ઘડ્યા હતા, પરન્તુ તેમના દિલમાં ઐક્ય સ્થપાયું નહોતું. સંમેલનને કરેલી સિદ્ધિ અધૂરી હતી અથવાતો નિરર્થક બનતી જતી હતી એમ પણ તેમને પંજાબના અનુભવે બતાવી આપ્યું હતું.

**એક સુંદર સંસ્થાની સ્થાપના**

પંજાબના શ્રાવકોમાં ચાલતા કુસંપને લીધે તેમને સંગઠિત બનાવવાનું કાર્ય શ્રી. રત્નચંદ્રજી પંજાબના વિહાર દરમ્યાન તથા અમૃતસરના ચાતુર્માસ દરમ્યાન કરી શકયા નહિ, પરન્તુ બીજું એક ભવ્ય કાર્ય તેઓ કરી શકયા. અગાઉ જણાવ્યા મુજબ અમૃતસરમાં 'શ્રી સોહન જૈન ધર્મપ્રચારક સમિતિ'ની સ્થાપના થઈ ચૂકી હતી અને પૂ. શ્રી સોહનલાલજી પાછળ થએલા

સમારક ફંડમાંથી વિદ્યાલય સ્થાપવાનું પણ નિશ્ચિત થયું હતું. પરન્તુ આ વિદ્યાલયની સ્થાપના બનારસ જેવા પ્રાચીન-અર્વાચીન વિદ્યાના મહાધામમાં થાય અને વિદ્યાનુકૂલ વાતાવરણ વચ્ચે વિદ્યાર્થીઓ જ્ઞાનપ્રાપ્તિ કરે તો વધારે ઠીક એમ શ્રી. રત્નચંદ્રજીને લાગતું હતું. પોતે બનારસ જવા ઇચ્છતા હતા અને પોતે ત્યાં હોય ત્યારે વિદ્યાલયનો પ્રારંભ થાય એવો પણ તેમનો મનોભાવ હતો. પરન્તુ બનારસ જવાનો તેમનો મનોભાવ પાર પડ્યો નહિ અને તેમણે સમિતિના પ્રમુખ તથા મંત્રીને બનારસ મોકલ્યા તથા પં. સુખલાલજીના સહકારથી બધી તજવીજ કરાવી. શ્રી. રત્નચંદ્રજી દિલ્હીમાં ચાતુર્માસ રહ્યા હતા તે અરસામાં મંત્રી તથા પ્રમુખે સમિતિ પાસેથી મંજૂરી મેળવીને બનારસમાં શ્રી પાર્શ્વનાથ વિદ્યાશ્રમનો પ્રારંભ કર્યો. આ વિદ્યાશ્રમ બનારસની ગવર્મેન્ટ સંસ્કૃત કૉલેજની સાથે જૈન આચાર્ય સુધીની પરીક્ષાઓ માટે જોડાયલું ('એફિલિએટ' થએલું) છે. સંસ્થાના ઉદ્દેશના સંબંધમાં આ સમિતિનો સને ૧૯૪૧નો અહેવાલ કહે છેઃ "સ્વર્ગસ્થ શતાવધાની મુનિ શ્રી રત્નચંદ્રજીએ આ સમિતિને જન્મ આપ્યો હતો. તેની રૂપરેખા પણ તેમની અને આચાર્યશ્રી કાશીરામજી મહારાજની સમક્ષ નિર્ણીત થઇ હતી. સમિતિનો ઉદ્દેશ સ્થાનકવાસી જૈન સિદ્ધાંત, દર્શન, સાહિત્ય, ઇતિહાસાદિમાં ઉચ્ચ કોટિના વિદ્વાનો પેદા કરવાનો છે, જેથી...જૈન વિદ્વાનો સ્વયં પોતાના સિદ્ધાન્તોની સાથે સાથે અન્ય પ્રાચીન ભારતીય વિદ્યાઓ તથા નવ્ય ન્યાયનો તુલનાત્મક અભ્યાસ કરી શકે."

આ વિદ્યાશ્રમની સાથે સમિતિએ એક 'શતાવધાની રત્નચંદ્ર પુસ્તકાલય' પણ એમના પુણ્ય સ્મારકરૂપે સ્થાપિત કર્યું છે. પંજાબમાંના વિહાર તથા પ્રચાર દરમ્યાન શ્રી. રત્નચંદ્રજીને હસ્તે જે મહાન કાર્યો થવા પામ્યાં છે તે કાર્યોમાં આ સમિતિ તથા આ વિદ્યાશ્રમ અનેરું સ્થાન ધરાવે છે; તેવી જ રીતે પંજાબમાંના તેમના વિહાર તથા

પ્રચારનું અનેરું સ્મારક પંજાબના ગુણજ્ઞ શ્રાવકોને ' શતાવધાની રત્નચંદ્ર પુસ્તકાલય' દ્વારા નિર્માણ કર્યું છે.

શ્રી. રત્નચંદ્રજી જ્યારે દિલ્હીમાં ચાતુર્માસ રહ્યા હતા ત્યારે લાલા કેદારનાથજી તરફથી અર્ધમાગધી કોષનો પાંચમો વિભાગ મુદ્રિત થઇ રહ્યો હતો. આ કાર્ય માટે એક વ્યવસ્થાપક સમિતિ નિયુક્ત કરવામાં આવી હતી. પાછળથી એ કામ કેટલાંક કારણોથી ખોરંભે પડયું હતું અને દિલ્હી તથા આગ્રા એમ બે સ્થળે છાપ-કામ કરાવવું પડયું હતું. જૈન સાહિત્ય પ્રકાશનને અંગે કેવી તકલીફો પડે છે તેનો ખ્યાલ તેમને આ ગ્રંથના પ્રકાશન વખતે વિશેષ આવ્યો હતો. આખા દેશની એક જ મધ્યસ્થ સાહિત્ય-પ્રચારક સંસ્થા હોય એવો તેમનો અભિલાષ હતો. એ સંસ્થા ઉત્તમ કોટિનું અને પ્રમાણિત સાહિત્ય જ બહાર પાડે, નકામું અને નિરર્થક પ્રકાશન થતું અટકે, એવી ધારણાપૂર્વક તેમણે એક પત્રિકા લખીને પ્રસિદ્ધ કરી અને તે સંબંધે મુનિઓના તથા શ્રાવકોના અભિપ્રાયો મંગાવ્યા. છેવટે તે માટે એક નાની પરિષદ ભરવાનો પ્રબંધ કરવામાં આવ્યો પણ તેમાં માત્ર ગણ્યાગાંઠ્યા ગૃહસ્થોએ જ હાજરી આપી. આવેલા ગૃહસ્થોએ ૪૦-૫૦ નામો ચૂંટીને એક સમિતિ નીમી અને સમિતિની બેઠક બોલાવી પણ તેમાંય થોડીક જ હાજરી થઇ. આથી સંસ્થા સ્થાપવાનું કાર્ય અટક્યું અને શ્રી. રત્નચંદ્રજીનો પ્રોસ્ટેટ ગ્લાંડનો વ્યાધિ વધવા લાગ્યો એટલે તે અનિશ્ચિત સમય સુધી મુલતવી રાખવું પડયું. આગ્રાથી વિહાર કરીને શ્રી. રત્નચંદ્રજી અજમેર તરફ આવ્યા અને ત્યાં ચાતુર્માસ કર્યું ત્યારે પુનઃ સમિતિની સ્થાપનાનો તેમણે પ્રયત્ન કર્યો અને તે સફળ થયો. બ્યાવર ગુરુકુળના ઉત્સવ પછી શેઠ સરદારમલજી પુંગલિયાના પ્રમુખપદે શ્રી જૈન સાહિત્ય-પ્રચારક સમિતિ સ્થાપવામાં આવી; 'અખિલ ભારતવર્ષીય' સમિતિ સ્થાપવાનો શ્રી. રત્નચંદ્રજીનો જે અભિલાષ હતો તે એટલે અંશે મર્યાદિત બની ગયો.

**જૈન સાહિત્ય-પ્રચારક સમિતિ**

એ સમિતિનું મુખ્ય કાર્યાલય બ્યાવરમાં રાખવામાં આવ્યું છે અને ત્યાંથી સાહિત્યપ્રકાશનનું કાર્ય થયા કરે છે.

( ૫ )

આચાર્યપદવીદાનના સમારંભને અંગે શ્રી. રત્નચંદ્રજીને હોશિયારપુરમાં ઘણો વખત રોકાઇ રહેવું પડ્યું હતું. ત્યાંથી બલાચોર, રોપડ, નાલાગઢ, અંબાલા, વગેરે સ્થળે થઇને ગુરુકુળ પંચકુલામાં આવી તેમણે ૮૬ અવધાનો કર્યાં હતાં. તે પ્રસંગે જનતાએ તેમને 'ભારત-ભૂષણ' ની ઉપાધિ અર્પી હતી અને ગુરુકુળને રૂ. ૧૩૦૦૦ નું દાન આપ્યું હતું. પંચકુલામાંથી વિહાર કરીને તે કસૌલી ગયા હતા, જ્યાં હડકાયાં કૂતરાંના ઝેરના નિવારણ માટે તૈયાર કરવામાં આવતી રસીની ઇસ્પીતાલ તેમણે જોઇ હતી. તારાદેવીમાં યુરોપિયન વ્યવસ્થા હેઠળ ચાલતી ગાયોની એક નમૂનેદાર ડેરી હતી તેમાંની ગાયો રોજ પોણો મણથી મણ દૂધ આપી શકતી હતી. ત્યાં રાખવામાં આવતા એક સાંઢની કીંમત ૧૦૦૦ રૂપિયા જેટલી હતી. એ જોઇને તે સીમલા ગયા હતા. સરકારી કચેરીઓ, વાઇસરોયનો મહેલ, એસેંબ્લી હોલ, ભવ્ય દેવળ, હિમાલયની ટેકરીઓની નૈસર્ગિક સુંદરતા વગેરે તેમણે સીમલામાં જોયાં હતાં. આ દર્શનીય પ્રદેશમાં જુદે જુદે સ્થળે વિહાર કરી બલાચોરમાં તે ચાતુર્માસ રહ્યા. ત્યાં પણ પુષ્કળ કુસંપ હતો તે દૂર કરાવવામાં શ્રી. રત્નચંદ્રજીને સફળતા મળી. એક શ્રાવકે અવાવરુ પડેલા ઉપાશ્રયને નવેસરથી બંધાવી આપ્યો અને બીજા એક ગૃહસ્થે એક વિશાળ જગ્યા સંઘને અર્પણ કરી જેમાં પાછળથી એક વ્યાખ્યાન હોલ શ્રાવકોએ ફાળો કરીને બંધાવ્યો.

**સીમલાનું દર્શન**

પંજાબના શીતળ પ્રદેશમાં વિચરવાથી અને ત્યાં વારંવાર પડતા વરસાદથી શ્રી. રત્નચંદ્રજીની અને સાથેના શિષ્યોની તબિયત વખતોવખત બગડી જતી હતી. કેટલેક સ્થળે તો ઉપચાર માટે

દિવસોના દિવસ થોભી જવું પડતું હતું. બલાચોરથી દિલ્હી પહોંચતાં સુધીમાં તબિયતને કારણે એમ અનેક વાર રોકાઇ રહેવું પડ્યું હતું. દિલ્હી પહોંચ્યા પછી શ્રી. રત્નચંદ્રજીને લોહીના દબાણની બિમારી ભોગવવી પડી હતી તેથી તેઓ દિલ્હીથી આગળ વધી શક્યા નહોતા અને ઉપચાર કરાવવો પડ્યો હતો.

આગમસાહિત્યની રચના સંબંધી સલાહ લેવા માટે પં. સુખલાલજીને બનારસથી દિલ્હી ખાતે બોલાવવામાં આવ્યા હતા.

**બનારસ માટેની ઝંખના**

તેમણે શ્રી. રત્નચંદ્રજીને સલાહ આપી કે વૈદિક સાહિત્યની અને બૌદ્ધ સાહિત્યની સાથે તુલનાદૃષ્ટિથી જૈન સાહિત્યની રચના કરવી વધારે ઉપયોગી થઇ પડશે, અને એવી સગવડ બનારસમાં મળી શકશે. થોડા દિવસમાં કલકત્તાથી કેટલાક શ્રાવકો ચાતુર્માસ માટે વિનંતિ કરવાને પણ આવી પહોંચ્યા. બનારસમાં સાહિત્યરચનાની અનુકૂળતા અને વિદ્વાનોનો સમાગમ થવાની શક્યતા, એ બધું જોઇને તે તરફ જવાની શ્રી. રત્નચંદ્રજીને પુનઃ ઇચ્છા થઇ આવી. સાહિત્યસમિતિએ પણ બનારસમાં શ્રી. રત્નચંદ્રજીને જોઇતી અનુકૂળતા કરી આપવાની તત્પરતા દર્શાવી; એટલે બનારસ તરફ જવાના મનોભાવપૂર્વક તેમણે દિલ્હીથી આગ્રા તરફ વિહાર કર્યો. વૃંદાવનમાં વૈષ્ણવ મંદિરો તથા સંસ્કૃત પાઠશાળાઓ, મથુરાના સંગ્રહસ્થાનમાંના પ્રાચીન અવશેષો, દિગંબર જૈન ગુરુકુળ, ઇત્યાદિ સ્થાનો તથા સંસ્થાઓનું અવલોકન કરતાં તે આગ્રા પહોંચ્યા; પરન્તુ ત્યાં પુનઃ લોહીનું દબાણ વધી પડ્યું, કાનનો દુખાવો ઉપડી આવ્યો, પિસાબમાં લોહી આવવા લાગ્યું અને બિમારીએ એટલું જોર કર્યું કે તેમને આગ્રામાં જ ચાતુર્માસ કરવાની ફરજ પડી. એ રીતે બનારસ જવાનું જે મુલતવી રહ્યું તે પાછળથી પણ અમલમાં આવી શક્યું નહિ, અને બનારસ માટેની ઝંખના એમની એમ જ રહી.

એ સમય શ્રી. રત્નચંદ્રજીએ મુનિઓને અભ્યાસ કરાવવામાં,

'જૈન સાહિત્યસંશોધનની આવશ્યકતા' વિષે નિબંધ લખવામાં, સાહિત્યપ્રચારક સમિતિ સ્થાપવાના પ્રયત્નોમાં, અને 'સૃષ્ટિવાદ અને ઇશ્વર' ગ્રંથની રચનમાં ઉપયોગમાં લીધો. આગ્રાનું ચાતુર્માસ પૂરૂં થતાંની સાથે જ શ્રી. રત્નચંદ્રજીનો ઉત્તર હિંદ તથા પંજાબનો વિહાર પણ પૂરો થયો અને તે રાજપૂતાના તરફ વિચર્યા.

**વિહારના વિધવિધ અનુભવો**

જૈન મુનિના પાદવિહારની સાથે અનેક પ્રકારનાં કષ્ટો અને પરિષહો વણાયલા જ હોય છે. રાજપૂતાના, મારવાડ અને ઉત્તર હિંદના બીજા પ્રાંતોમાંના શ્રી. રત્નચંદ્રજીના વિહારના કેટલાક અનુભવો તેમના મુનિધર્મની અને ધૈર્યની કસોટી કરનારા નીવડ્યા હતા.

આગ્રાથી ભરતપુર થઇને શ્રી. રત્નચંદ્રજી જ્યારે જયપુર તરફ પાછા ફરતા હતા ત્યારે સૂર્યાસ્ત થવાને અર્ધા કલાકની વાર હતી. તે વખતે તે એક મંદિર પાસે આવીને થોભ્યા. એવાં મંદિરોમાં તેમને અનેક વાર આશ્રયસ્થાનો સાંપડેલાં તેથી આ મંદિરમાં પણ રાતવાસો કરવા માટે સ્થાન મળી રહેશે એવી તેમની ગણત્રી હતી, પણ એ ગણત્રી ખોટી પડી. મંદિરમાંથી એવો જવાબ મળ્યો કે અહીં રાત્રે કોઇને સૂવા દેવામાં આવતા નથી. પાસે એક ખુલ્લી ધર્મશાળા હતી તે તરફ આંગળી ચીંધવામાં આવી એટલે તેઓ એ ધર્મશાળામાં ગયા. ધર્મશાળા એટલે ત્રણ બાજુથી ખુલ્લી પડાળી; નહિ ગાર કે લીંપણ; ગાડાંવાળાઓ ત્યાં આવતા, તેઓ તાપણીઓ કરતા, જેની રાખના ઢગલા પણ પડેલા. પોષ મહિનાની ટાઢ હતી, પરન્તુ એ પડાળી કહેતી હતી કે ટાઢનો પરિષહ સહાવવા માટે જ હું ઊભી છું! શ્રી. રત્નચંદ્રજી અને તેમના શિષ્યોએ તે રાત ત્યાં સમભાવપૂર્વક ગાળી.

એક વાર બસી નામનું રેલ્વે સ્ટેશન આવ્યું. રેલ્વે સ્ટેશનોમાં રાતવાસો કરવા માટે ઘણી વાર પરવાનગી મળી જતી, પણ બસીના

સ્ટેશન માસ્તરે ના કહી અને ગામમાં જવા કહ્યું. ગામ બે માઇલ દૂર હતું. પૂછગાછ કરતાં એક જણે કહ્યું કે આગળ જતાં સડકને રસ્તે જ એક કોઠો છે ત્યાં રહી શકાશે. કોઠા પાસે પહોંચ્યા ત્યારે માત્ર પા કલાક દિવસ બાકી રહ્યો હતો. કોઠાનું મકાન તૂટી-ફૂટી ગએલું હતું; એટલું પુરાણું અને જીર્ણ હતું કે કોઇની લાત વાગતાં છાપરું તૂટી પડે! મકાનમાં ખાડા પડેલા, બારણાંનું નામનિશાન નહિ, ધૂળનો પાર નહિ, જંગલી જાનવરોનાં પગલાં પડેલાં દેખાતાં હતાં; એ સ્થિતિની વચ્ચે ત્યાં પણ એ મુનિમંડળે નિરુપદ્રવે રાત ગાળી.

અજમેરથી પાછા ફરતાં એરીનપુરા રોડ નામના સ્ટેશનેથી એક વાર શ્રી. રત્નચંદ્રજીએ વિહાર કર્યો. ગાઇડ બૂકમાં કોટાર નામનું એક નાનું સ્ટેશન જણાવેલું હતું, પણ કોટાર પહોંચતાં જણાયું કે સ્ટેશન તદ્દન ઉજ્જડ હતું. સ્ટેશન માસ્તર પણ નહિ! થોડેક દૂર એક ઓરડી હતી તેમાં એક માણુસ રહેતો હતો, તેની પાસે સ્ટેશન-માં રાતવાસો કરવાની રજા માંગતાં તેણે રજા આપી. રાતમાં મુનિઓ પ્રતિક્રમણાદિ કરીને બેઠા હતા ત્યાં આશરે સાડા નવ વાગતાં એક થાણેદાર સાહેબ આવ્યા. તે જૈન સાધુઓથી કાંઇક પરિચિત હતા. તેમણે ખુલાસો કર્યો કે "આ સ્ટેશન પહેલાં ઉજ્જડ નહોતું, પણ અહીં ત્રણ-ચાર વરસથી લૂંટફાટ ચાલે છે અને બે-ત્રણ સ્ટેશન માસ્તરો લુંટાઇ ગયા છે તેથી આ સ્ટેશન નકામું થઇ પડયું છે. ગાડીના ટાઇમે ગાર્ડ પોતે જ ટીકીટ આપે છે. એક ગાડી દસ વાગે અને બીજી સવારે દસ વાગે આવે છે અને ગાડીના ટાઇમ પહેલાં અર્ધો કલાકે મારે હાજરી આપવી પડે છે. દસ વાગ્યા પછી ઘણી ગાડીઓ આવજા કરે છે પણ કોઇ ગાડી ઊભી રહેતી નથી. રોજ મધરાતે અહીં લૂંટારાઓ ભેગા થાય છે એટલે આ લૂંટારાઓનો અડ્ડો છે અને તેમાં તમે ઊતર્યા છો. અહીં રહેવું સલામતીભર્યું નથી, માટે અહીંથી એકાદ ફર્લાંગ દૂર મારી ઓરડી છે ત્યાં ચાલો." શ્રી. રત્નચંદ્રજીએ કહ્યું: "રાતને વખતે અમે કયાંય જઇ શકતા

નથી. અમારી પાસે એવું કશું નથી કે જે લૂંટી લેવાની લૂંટારાઓને લાલચ થાય." એમ બધા મુનિઓ ત્યાં જ રહ્યા. રાત્રે ખૂબ વરસાદ પડ્યો તેથી લૂંટારા ત્યાં એકઠા થયા જ નહિ અને મુનિઓએ નિરુપદ્રવે એ જ સ્થળે રાત ગાળી. એ સ્ટેશન પરથી આગળ વિહાર કરતાં માર્ગમાં એક વાઘનો ભેટો થઇ ગએલો, પણ તે મુનિમંડળથી પચીસેક કદમ જેટલે દૂરથી જ પોતાને માર્ગે પસાર થઈ ગયો.

અજાણ્યાં અને જન વસતીથી રહિત ગામડાંમાં આહારપાણી મેળવતાં પણ તેમને તરેહતરેહના અનુભવો થતા. રેલ્વે લાઈન પરથી વિહાર કરવાનો હોય અને વસતી બહુ દૂર હોય ત્યારે કોઇ વાર રેલ્વેના ડ્રાઈવરને વિનંતિ કરીને એન્જીનમાંનું ધગધગતું પાણી મેળવવું પડતું. પંજાબના વિહાર દરમ્યાન ગામડાંમાં શિયાળાની ઋતુમાં ગરમ પાણી મળી શકતું પણ ઉનાળામાં કોઈ નહાવા માટે ગરમ પાણી કરે નહિ એટલે મળી શકતું નહિ, ત્યારે છાશ મેળવીને ચલાવવું પડતું. લાહોરથી પાંચેક માઈલ દૂર આવેલા સહાદરા નામના એક ગામડામાં તો છાશ કે પાણી કશું ય મળ્યું નહિ. લોકો પોતાનું દૂધ લાહોર વેચી આવતા અને કોઇ છાશ બનાવતા જ નહિ, પછી છાશ હોય કયાંથી? ત્યાંથી આહાર મળી શકયો પણ છાશ–પાણી મળ્યાં નહિ! છેક સાંજે પાંચ વાગતાં એક કારખાનું ચાલુ થયું તેમાંથી ધગધગતું ગરમ પાણી મળ્યું, તે ઠારવામાં આવ્યું અને પછી આહાર કરી શકાયો!

આવી મુશ્કેલીઓ ઉપરાંત જૈનેતરોને ઘેરથી આહાર મેળવતાં કેટલીક વાર અપમાનો વેઠવાં પડતાં, કોઈ વાર તિરસ્કાર થતો, કોઇ કોઇ તો ખડકીની બહાર સાધુઓને ઊભા રાખતા અને પછી ભિખારીને ટુકડો રોટલો આપવાની પેઠે દયાદાન કરવા માંગતા! જૈન મુનિઓ ભિક્ષુક હોય છે પણ ભિખારી નથી હોતા, એવું જ્યારે તેવાઓને સમજાવવામાં આવતું ત્યારે તેઓ સાધુઓને ઘરમાં આવવા દેતા અને પછી જ એવાં ઘરોમાંથી સાધુઓ આહાર ગ્રહણ કરી શકતા.

---

## પ્રકરણ ૧૩ મું

# સાધુસમિતિ મેળવવાની મથામણ

(૧)

**પૂ. હુકમીચંદજી મહારાજના સંપ્રદાયનું અનૈક્ય**

અજમેરમાં બૃહત્ સાધુસંમેલન મળ્યાને હવે પાંચ વર્ષ વીતી ગયાં હતાં. એ સંમેલનને જે નિર્ણયો કર્યાં હતા તેનો અમલ થતો જ નહોતો. પૂજ્ય હુકમીચંદ્રજી મહારાજના સંપ્રદાયમાં પડેલાં બે તડ અજમેરમાં સંગઠિત થયાનું જાણીને લોકો હર્ષોન્મત્ત બની ગયા હતા પરન્તુ વસ્તુતઃ તે બે તડો એક થઇ શકયાં જ નહોતાં. એકંદર સાધુસમુદાયમાં એ સંપ્રદાય મોટો હોવાથી તેની અસર હેઠળ બીજા સંપ્રદાયો પણ પૂર્વવત્ વર્તી રહ્યા હતા. એકંદરે જોતાં સાધુસંમેલનનું કાર્ય માત્ર કાગળ ઉપર જ રહેલું દેખાઇ રહ્યું હતું; અને જે ઐક્ય તથા વિશુદ્ધિની માનસિક ઇમારતો સંમેલન સમયે બાંધવામાં આવી હતી તે તૂટતી જતી હોય એવો શ્રી. રત્નચંદ્રજીને અનુભવ થતો જતો હતો. પંજાબના સાધુસમુદાયમાં તે ખૂબ મથન કરીને ઐક્ય સ્થપાવી શકયા હતા, પરંતુ મારવાડમાં ઐક્ય સ્થાપવાનું કાર્ય અતિ વિકટ હતું તેમ તેમને જણાવા લાગ્યું હતું. આ સ્થિતિ મિટાવવા માટે તેમણે અનેક વાર યત્નો કર્યાં હતા. આ મથામણ જેવી રીતે શ્રી. રત્નચંદ્રજીના જીવનનું એક મહત્ત્વનું પ્રકરણ છે, તેવી રીતે સાધુસંમેલનના ત્યારપછીના ઇતિહાસનું પણ એક મહત્ત્વનું પ્રકરણ બની રહે છે.

પૂ. હુકમીચંદજી મહારાજના સંપ્રદાયના બે વિભાગોના ઐક્ય માટે પંચનો ફેંસલો એવો હતો કે બેઉ વિભાગોના પૂજ્યો વિદ્યમાન હોય ત્યાંસુધી બેઉ પૂજ્ય પદવીમાં રહે અને એકના અવસાન પછી એક જ પૂજ્ય કાયમ રહે. તે ઉપરાંત એક વિભાગમાંથી એક સાધુને યુવાચાર્ય તરીકે અને બીજા વિભાગમાંથી એક સાધુને ઉપાધ્યાય તરીકે નિયુક્ત કરવામાં આવ્યા હતા. આ ફેંસલો બેઉ પૂજ્યોએ માન્ય રાખ્યો હતો અને સંપ્રદાયનાં ધારાધોરણ પાછળથી એકત્ર થઈને ઘડવામાં આવે એવી સમજૂતી થઈ હતી. સંમેલનના ઠરાવોનો અમલ કરવા માટે જે પ્રાંતવાર સાધુઓની ચૂંટણી કરીને સ્થાયી સાધુસમિતિ નિયુક્ત કરવામાં આવી હતી તેમાં આ સંપ્રદાયના ચાર સાધુઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો, પરન્તુ એ ચાર સાધુઓનાં નામો નક્કી થઈ શક્યાં નહોતાં, કારણકે તેઓનાં ધારા-ધોરણાદિ સંબંધી વિચારણા બાકી રહી હતી.

બેઉ વિભાગો વચ્ચે મનમેળાપ થવામાં જરા પણ આડખીલી ઊભી થવાનું કારણ ન રહે તે માટે સમાધાનકારોએ પહેલેથી જ સાવધાનતા રાખી હતી. માત્ર ધારાધોરણ બાંધવાનું કાર્ય જ બાકી રહ્યું હતું. એ કાર્ય સંમેલન પછી નિર્વિઘ્ને પતે તેટલા માટે સરસ અને દીર્ઘદૃષ્ટિપૂર્ણ વ્યવસ્થા કરવામાં આવી હતી. પૂજ્ય શ્રી. મુન્નાલાલજી, શ્રી. હજારીમલજી તથા શ્રી. છગનલાલજી, અને પૂજ્ય શ્રી. જવાહરલાલજી, શ્રી. ગણેશલાલજી તથા શ્રી. હરખચંદજી એ છ મુનિઓ એકત્ર થઈને ભવિષ્યને માટે ધારાધોરણ બનાવે; તેઓની વચ્ચે જો મતભેદ પડે તો છએ મુનિઓ સરપંચ પસંદ કરે; જો સરપંચ પસંદ કરવામાં એકમત ન થાય તો શ્રી. બરધભાણજી પીતલિયા અને શ્રી. સૌભાગ્યમલજી મહેતા એ બેઉ સાથે મળીને મતભેદનું સમાધાન કરે; તેઓમાં જો મતભેદ રહે તો બેઉ ગૃહસ્થોએ એક સીલબંધ કવર જૈન કૉન્ફરન્સના પ્રમુખ શ્રી. હેમચંદ મહેતાને સોંપેલું તેમાં જણાવેલાં નામોવાળા પંચ બેઉ ગૃહસ્થોના સરપંચ

તરીકે જે નિર્ણય આપે તે છેલ્લો નિર્ણય લેખાય: ગંભીર રાજકીય આંટીઘુંટીનો નિકાલ કરવા જેવી જ ખબરદારીપૂર્વક આ વ્યવસ્થા થઇ હશે એમ સ્પષ્ટ જણાય છે, પરન્તુ તે ય નિષ્ફળ નીવડી અને ધારાધોરણ રચવાની બાબતમાં જ એ બેઉ વિભાગો વચ્ચે છેવટે એકતા થઈ શકી નહિ.

**મનમેળાપની ખામી**

એ બેઉ વિભાગોના મનમેળાપ માટે જૈન જનતામાં આતુરતાનો પાર નહોતો. વર્ષોથી વિખૂટાં પડેલાં મન પુનઃ સંમિલિત થાય તેવી આશાનું એકાદ કિરણ દેખાતાં જ લોકો આનંદથી રોમાંચિત બની જતા હતા. એ આનંદરોમાંચનો એક જ દાખલો બસ થશે. શ્રી. દુર્લભજી ઝવેરીએ સંમેલન પૂરું થયા પછી સાંભળેલું કે પૂ. શ્રી. જવાહરલાલજીએ પોતાના પટ્ટશિષ્ય શ્રી. ગણેશલાલજીને બીજા વિભાગના પૂજ્ય શ્રી. મુન્નાલાલજીની સેવા માટે બ્યાવરમાં ચાતુર્માસ રાખવાની અને પૂ. શ્રી. મુન્નાલાલજીના કાર્યવાહક શ્રી. ચોથમલજીને પોતાની સાથે ઉદયપુરમાં ચાતુર્માસ રાખવાની ઇચ્છા વ્યક્ત કરી છે. આ ખબર ઉપર આનંદ દર્શાવતાં શ્રી. દુર્લભજી ઝવેરીએ લખેલું: "લાગતા વળગતા મુનિરાજો અને સલાહકાર શ્રાવકોને આપણે સવિનય પ્રાર્થના કરીશું કે આ યોજનાના ભવ્ય ભવિષ્યનો વિચાર કરીને બ્યાવર તથા ઉદયપુરનાં ચાતુર્માસોની યોજના પાર પાડે અને ખાત્રી આપે કે અજમેર સંમેલનના ઠરાવોનો અમલ આ ચાતુર્માસથી જ પ્રારંભાઇ ચૂકયો છે. આ વધામણી સાંભળવા આપણે ભાગ્યશાળી થઈશું." એક-બીજા સાધુઓના શિષ્યો એક-બીજાના ગુરુઓની સાથે ચાતુર્માસ રહે, એ વસ્તુતઃ સાધુજીવનની સરળતા અને સેવાભાવનાને છાજતી એક સામાન્ય બાબત જ લેખાય; પણ એવા જ એક પ્રસંગને ભવ્ય ભવિષ્ય માટેની એક વધામણી લેખવા જેટલી મહત્તા જ્યારે અપાય ત્યારે સહેજે સમજી શકાય તેમ છે કે બેઉ વિભાગના મનમેળાપના આવા પ્રતીતિજનક વહેવારુ પ્રસંગોની આશા શ્રાવકવર્ગમાં કેવી વિરલ હશે.

ધારાધોરણ ઘડવાનું બાકી રહેલું કાર્ય થઈ શક્યું નહિ કારણકે બેઉ પક્ષોની વચ્ચે કાંઇ કાંઈ મતભેદો ઉપસ્થિત થયા. લોકમતના દબાણથી જે કાંઈ ઐક્ય અજમેરમાં સ્થપાયું હતું તે મનમેળાપને અભાવે તૂટી પડ્યું હોય એમ શ્રી. રત્નચંદ્રજી જોઇ રહ્યા હતા. બાહ્યત: ઐક્ય ન થવાનાં તરેહતરેહનાં કારણો જોવામાં આવતાં હતાં અને બેઉ પક્ષેથી કાંઇ કાંઇ મુદ્દા ઉપસ્થિત કરવામાં આવતા હતા. એ કારણો કે મુદ્દાની ઉંડાણમાં જવાની કશી જરૂર નથી. ભવિષ્યનો ઇતિહાસકાર જ્યારે જૈન ધર્મના હ્રાસની અને તેનાં સાંપ્રદાયિક જડતા ઇત્યાદિ કારણોની સમાલોચના કરવા ઇચ્છશે ત્યારે તે એ વિષયના ઉંડાણમાં ઊતરશે અને તપાસ લેશે. અહીં તો એટલું જ કહેવું બસ થશે કે માત્ર મનમેળાપની ખામી જ એ ઐક્યસિદ્ધિમાં વિઘ્નરૂપ બની હતી. એવો મનમેળાપ સાધવા માટે બધા સાધુઓએ એક ચાતુર્માસ સાથે ગાળીને માનસિક ઐક્યસિદ્ધિ કરવી જરૂરી હતી અને બૃહત્ સાધુસંમેલન પૂર્વે શ્રી. રત્નચંદ્રજીએ એ જ સૂચના કરીને એક વધુ વર્ષ સુધી તે મુલતવી રાખવાની જરૂરીઆત દર્શાવી હતી. પરંતુ એ સૂચના અમલમાં આવી શકી નહોતી અને મનમેળાપમાં જે કચાશ રહી ગઇ હતી તે હવે ઊગી નીકળવા લાગી હતી.

પંજાબના વિહાર દરમિયાન આ બેઉ વિભાગો વચ્ચે મનમેળાપ કરાવવાનો પ્રયત્ન શ્રી. રત્નચંદ્રજીએ બે વાર કર્યો હતો. પહેલો પ્રયત્ન દિલ્હીમાં કર્યો હતો. સાત શ્રાવકોની એક સમિતિ નીમવામાં આવી હતી જેણે એ સમાધાની કરાવીને સાધુસંમેલનનું કાર્ય આગળ ધપાવવાનું હતું. સમિતિએ એ કાર્ય માટે બહારગામથી કેટલાક આગેવાન શ્રાવકોને બોલાવવાને પત્રો લખ્યા હતા, પરંતુ સાધુઓના વૈમનસ્યનો પડઘો તેમના ભક્તોમાં પણ પડતો હોય છે, એટલે કેટલાક શ્રાવકોએ જ એ કાર્યને ડહોળી નાંખ્યું.

**મનમેળાપ માટેના પ્રયત્નો**

બહારગામથી માત્ર બે ચાર અગ્રેસરો જ આવ્યા. મુંબઇથી કોઇ ન આવ્યા. કોઈ કોઇ સ્થળેથી તો આવનારાઓને તાર કરીને રોકી દેવામાં આવ્યા હતા. આથી સમિતિની બેઠકને રદ કરવી પડી.

એ જ કાર્ય માટેનો બીજો પ્રયત્ન શ્રી. રત્નચંદ્રજીએ આગ્રામાં કર્યો હતો. તે વખતે પ્રસિદ્ધ વક્તા શ્રી. ચોથમલજી આગ્રે આવ્યા હતા, એટલે એ સુયોગ હતો. શ્રી. રત્નચંદ્રજીએ શ્રી. ચોથમલજી સાથે વાટાઘાટ ચલાવી અને તેમની તરફથી ક્ષમાપનાપત્ર લખાવી લેવામાં તે સફળ થયા. પૂજ્ય શ્રી. ખૂબચંદ્રજી તેમાં સંમત થાય તેમ હતું. હવે પૂજ્ય શ્રી. જવાહરલાલજી પણ તેવો જ પત્ર લખી મોકલે તો ઐક્યની આશા ઉપજે તેમ હતું અને તે કાર્ય બજાવી લાવવાનું શ્રી. દુર્લભજી ઝવેરીએ માથે પણ લીધું હતું, પરન્તુ તેમને સફળતા મળી નહિ.

ત્રીજો પ્રયત્ન શ્રી. રત્નચંદ્રજીએ રાજપૂતાનામાં પાછા ફરતાં અજમેર ખાતે કરી જોયો, પણ તેમાંય તેમને નિષ્ફળતા પ્રાપ્ત થઈ.

એ નિર્વિવાદ હતું કે આ બેઉ વિભાગો વચ્ચે અજમેરમાં થએલું સમાધાન દબાણના વિલક્ષણ અને અણગમતા વાતાવરણની વચ્ચે હઠાગ્રહથી થયું હતું અને તેથી તે કાચું જ રહ્યું હતું. કાચા સમાધાનનું જ એ પરિણામ હતું કે વર્ષો વીત્યા છતાં એ વિભાગો વહેવારુ રીતે એક થઈ શક્યા નહોતા. એ હઠાગ્રહી સમાધાન સંબંધે શ્રી. રત્નચંદ્રજીનો અભિપ્રાય હતો કે* "સંમેલને નિરાંતે કરવાનું કામ બ્યાવરમાં હઠાગ્રહ કરનાર મુનિ મિશ્રીલાલજીએ પોતાની ઉપર ઉપાડી લઇને જે ઉતાવળ કરવા માંડી તેથી એકબીજાને અણગમતી શરતો સાથે પંચ મુનિઓને ફેંસલો આપવો પડ્યો હતો. બન્ને પક્ષોને મને કે કમને સમાજમાં ફેલાએલા ગરમ વાતાવરણની આંચથી

---

* "કોન્ફરન્સ એટલે ચતુર્વિધ સંઘ" એ મથાળા હેઠળ શ્રી. રત્નચંદ્રજીએ "જૈન પ્રકાશ"માં લખેલી લેખમાળામાંથી.

બચવાને માટે ફેંસલો સ્વીકારવો પડ્યો હતો. ભૂતકાળનો ફેંસલો એક પક્ષને અણુગમતો હતો ત્યારે ભવિષ્યકાળનો ફેંસલો બીજા પક્ષને અણુગમતો હતો, છતાં એક અણુગમાને બીજા અણુગમામાંથી બાદ કરીને અજમેરમાં સમીકરણ કરવામાં આવ્યું હતું. આટલેથી સંતોષ માનીને મિશ્રીલાલજીએ પારણું કરી લીધું હોત તો શ્રમણસંઘની પ્રતિષ્ઠા કાયમ રહી જાત અને શ્રાવકસંઘની કાર્ય પ્રણાલિકા પૂરી થઈ જાત."

છેવટે મનમેળાપ વિનાનું એ ઐક્ય તૂટી જ પડયું. અજમેરમાં થએલા સમાધાન પછી મુનિઓનું પંચ તે કાર્યથી નિવૃત્ત થયું. બીજું કાર્ય ૧૭ શ્રાવકોની સમિતિને શિરે હતું, પરંતુ એ સમિતિ પોતાની જવાબદારી અદા કરી શકી નહિ. નિંભાયડા ગામમાં બેઉ વિભાગોના મુનિઓ મળ્યા ખરા પરંતુ સંભોગો તૂટી ગયા અને બેના ત્રણ વિભાગો પડી ગયા. આ વખતે શ્રી. રત્નચંદ્રજી જયપુરમાં હતા. પંચમાંના બીજા બે સાધુઓ શ્રી. કાશીરામજી તથા શ્રી. અમોલખ ઋષિજી પણ જયપુરમાં જ હતા. સંભોગ તૂટ્યાના સમાચાર જયપુરમાં મળતાં તુરત ત્રણે પંચ-મુનિઓની સહીથી શ્રી. રત્નચંદ્રજીએ કોન્ફરન્સના આગેવાનોને જણાવ્યું કે-પંચોનું કામ અજમેરમાં જ ૧૭ જણાની કમિટીએ ઉપાડી લીધું છે અને મહાપ્રયત્ને બેઉ વિભાગોનું જોડાણ થયું હતું તે હવે તૂટતું જણાય છે તો કોન્ફરન્સના આગેવાનોએ જલ્દી નિંભાયડા પહોંચવું જોઇએ અને બેઉ પક્ષો વચ્ચે મધ્યસ્થી કરીને સંગઠન કાયમ રખાવવું જોઇએ. પરન્તુ કોન્ફરન્સના આગેવાનોએ આ તાત્કાલિક અગત્યના કામ ઉપર પણ લક્ષ આપ્યું નહિ, તેઓ નિંભાયડા ગયા નહિ અને સંગઠન તૂટી પડયું. શ્રી. રત્નચંદ્રજીને વિશેષ દુઃખ તો એથી થયું કે ત્યારપછી કેટલાક વખત સુધી કોન્ફરન્સ ઘટતી તટસ્થતા જાળવી શકી નહિ અને તેણે બે વિભાગોમાંના એકની સાથે સહકાર રાખી બીજાની સાથે અસહકાર કરવા જેવું વલણ દાખવવા માંડયું. સાંપ્રદાયિક વૈમનસ્યની ઝાળ એ રીતે કોન્ફરન્સ

સુધી પહોંચવા લાગી ! આ પ્રસંગ પછી શ્રી. રત્નચંદ્રજીએ પંજાબના વિહાર દરમ્યાન બેઉ પક્ષો વચ્ચે મનમેળાપ કરાવવાને ત્રણ વાર પ્રયત્નો કર્યાં હતા જે વિષે ઉપર જણાવવામાં આવ્યું છે. આ પ્રયત્નો નિષ્ફળ ગયા હતા અને વિસંવાદ વધતો જતો. આ વૃદ્ધિંગત વિસંવાદનું પરિણામ એ આવ્યું કે એ સંપ્રદાયના પક્ષો અલગ અલગ જ રહ્યા અને સાધુસમિતિમાં તેના ચાર મુનિઓ સભ્ય તરીકે નીમાવાના હતા તેમનાં નામ પણ સમિતિ માટે મેળવી શકાયાં નહિ.

( ૨ )

**સંવત્સરીની આરાધનામાં અનૈક્ય**

સર્વ સ્થાનકવાસી સંપ્રદાયો એક જ દિવસે સંવત્સરી પર્વનું આરાધન કરે તે માટે તિથિપત્રિકા સંબંધી એક ઠરાવ બૃહત્ સાધુસંમેલને કર્યો હતો. એ ઠરાવમાં અંતીમ નિર્ણય કોન્ફરન્સ ઉપર છોડવામાં આવ્યો હતો. વર્ષો વીત્યા છતાં કોન્ફરન્સ એ સંબંધી નિર્ણય કરી શકી નહોતી અને સાધુસંમેલનનો ઠરાવ પણ એવા પ્રકારનો હતો કે જેથી નિર્ણય કરવાનું કામ અશક્ય નહિ તો દુઃશક્ય તો હતું જ.

સંવત્સરીનો ભેદ કેવળ પંજાબમાં જ નહોતો પણ શ્રાવણ કે ભાદરવો માસ અધિક આવે ત્યારે માળવા અને મેવાડમાં પણ એ ભેદ ચાલ્યો આવતો હતો. કેટલાક સંપ્રદાયો બીજા શ્રાવણમાં સંવત્સરી કરતા, ત્યારે કેટલાક એક માસ પછી ભાદરવામાં કરતા. ભાદરવો અધિક હોય તો કેટલાક પ્રથમ ભાદરવામાં સંવત્સરી કરતા અને અને બીજાઓ બીજા ભાદરવામાં કરતા. સંવત્સરી સંબંધી આ મતભેદ સાધુઓમાં અને શ્રાવકોમાં પણ વૈમનસ્ય પેદા કરતો. સાધુસંમેલનના ઠરાવને અનુસરીને કોન્ફરન્સની પાંચ વર્ષની તિથિપત્રિકા ( ટીપ ) પૂરી થયા પહેલાં કોન્ફરન્સ કમિટી તરફથી સંવત્સરી સંબંધી કાયમનો ખુલાસો મળી જશે એવી આશા રાખીને બધા સંપ્રદાયો નિશ્ચિંત

બન્યા હતા, પરંતુ એ ટીપ પૂરી થઈ તોપણ ફેંસલો થયો નહિ. સંવત્ ૧૯૯૨ની સાલમાં શ્રાવણ માસ અધિક આવ્યો. કેટલાકોએ કોન્ફરન્સ અને સાધુસંમેલનની અવગણના કરીને પોતપોતાની પરંપરાનુસાર એક માસને અંતરે સંવત્સરી કરી, પણ મોટા ભાગના સંપ્રદાયોએ ભાદરવાને બદલે શ્રાવણમાં સંવત્સરી કરી. પુનઃ સંવત્ ૧૯૯૫ની સાલમાં બે ભાદરવા આવ્યા. ફેંસલો કરવાની બાબતમાં કોન્ફરન્સની કમિટીએ લક્ષ આપ્યું નહિ એટલે કોન્ફરન્સ તરફ બેદરકારી વધવા લાગી અને જુની પરંપરા તરફ જ સંપ્રદાયો વળવા લાગ્યા. સંમેલને સાંધેલી એકતા તૂટી પડે એમ લાગ્યું એટલે છેલ્લી ઘડીએ કોન્ફરન્સ ઓફીસે થોડો પ્રયાસ કર્યો, ફેંસલા માટે આશ્વાસન આપ્યું, શ્રી. ટી. જી. શાહે આંદોલન ચલાવ્યું અને એક ભાગને બાદ કરતાં બાકીના ભાગોએ એક દિવસે સંવત્સરી કરી.

એ વર્ષે શ્રી. રત્નચંદ્રજી અજમેરમાં હતા. તેમણે સંવત્સરી અને ચાતુર્માસ સંબંધી એકતા જમાવવા માટે રતલામના ધર્મદાસ જૈન મિત્રમંડળના આગેવાનોને અજમેરમાં બોલાવ્યા હતા અને વિચારવિનિમય કર્યો હતો. તેમણે ત્યારપછી (અધિક માસ હોય તે વર્ષમાં પણ) ચાર માસનું ચાતુર્માસ અને ભાદરવા સુદ ૫ની સંવત્સરી કરવાની શરતે એ વર્ષે સૌની સાથે સંવત્સરી કરવાનું છેવટે માન્ય રાખ્યું હતું.

**સંવત્સરીની એકતા માટેનો પ્રયત્ન**

આ પ્રશ્નના સંબંધમાં કોન્ફરન્સ ઓફીસ તદ્દન સુસ્ત બેસી રહી હતી એમ પણ નહોતું. તેણે પ્રયત્નો કર્યા હતા પરન્તુ જ્યોતિષ-વિજ્ઞ સાધુઓની વચ્ચેનો મતભેદ દૂર થતો જ નહોતો. શ્રી. રત્નચંદ્રજી જ્યોતિષ અને ગણિત વિષયના જ્ઞાતા હતા, એટલે તેમણે એ સંબંધે જુદા જુદા પ્રાંતોના જ્યોતિષવિજ્ઞ સાધુઓ સાથે પત્રવહેવાર ચલાવ્યો હતો. આ પત્રવહેવારનો થોડો ભાગ સુરક્ષિત

છે તે જોતાં જણાય છે કે એક બાજુએ જૈન જ્યોતિષશાસ્ત્ર અને બીજી બાજુએ અંગ્રેજી જ્યોતિષશાસ્ત્ર એ બેઉની અપ્રત્યક્ષતા–પ્રત્યક્ષતાનો મેળ મળતો નહોતો. ચંદ્રકાળની ગણના અને સૌર કાળની ગણના વચ્ચે ભેદ પડે છે એ તો જાણીતી વાત છે. આગમોની માન્યતા સૌર કાળ પ્રતિ પક્ષપાત દાખવે છે એવો શ્રી. રત્નચંદ્રજીનો દૃઢ અભિપ્રાય હતો અને એ અભિપ્રાયને અનુસરીને તેમણે "ચૌમાસી સંવત્સરીની સમાલોચના" નામની પુસ્તિકા પ્રસિદ્ધ કરી હતી. તેમાં તેમણે જણાવ્યું છે કે ઉપવાસ વગેરે જે તપ થાય છે તે એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધી દિન–અહોરાત્ર ઉપર થાય છે, ચંદ્રની તિથિ ઉપર થતું નથી. ચંદ્રતિથિ તો દિવસ કે રાત્રિના કોઈ પણ ભાગમાં પૂરી થાય છે અને નાની મોટી પણ થાય છે. તપસ્વીઓએ મહીનાના કે ચાર માસના ઉપવાસ કર્યા છે તે સૂર્યના દિન ઉપર જ કર્યા છે, માટે કાલગણનામાં સૂર્યને જ મુખ્ય સ્થાન આપવું જોઈએ. ભગવતી સૂત્રમાં કાળનું કેંદ્રસ્થાન સૂર્યને કહેલ છે: "જે દિવસે સૌથી મોટો દિનમાન હોય તે જ દિવસે આષાઢી પૂર્ણિમા હોય." એ ભગવતી સૂત્રના સિદ્ધાન્તાનુસાર ચંદ્રકાળની ગણના ગૌણ બને છે. પણ જે ચંદ્રકાળની ગણનાએ મતાગ્રહો નીપજાવ્યા છે, તે ગણના છોડવાની શ્રી. રત્નચંદ્રજીએ આવશ્યકતા દર્શાવી હતી.

સાધુસંમેલનના ઠરાવમાં એવી મર્યાદા બાંધવામાં આવી હતી કે "લૌકિક અને લોકોત્તર માર્ગને અવિરોધી મધ્યમ શ્રેણીનો માર્ગ" કોન્ફરન્સની કમિટીએ શોધીને નિર્ણય કરવો. લૌકિક અને લોકોત્તર બન્ને એક બીજાથી અવિરોધી કેવી રીતે બની શકે? લૌકિક માર્ગમાં ચોમાસામાં જ અધિક માસ આવે છે, જ્યારે લોકોત્તરમાં પોષ અને આષાઢ સિવાય અન્ય અધિક માસ આવતો નથી. લૌકિક પક્ષે તિથિઓ નાની મોટી થાય છે–નાની ૫૪–૫૫ ઘડીની થાય છે અને મોટી ૬૫–૬૭ ઘડીની પણ થાય છે; અને લોકોત્તર પક્ષમાં દરેક તિથિ ૨૯ મુહૂર્ત અર્થાત્ ૫૮ ઘડી અને બાસઠીયા બત્રીસ ભાગની

થાય છે. આવી સ્થિતિમાં લૌકિક અને લોકોત્તર અવિરૂદ્ધ મધ્યમ શ્રેણીનો માર્ગ નીકળવો જ અસંભવિત છે. મધ્યમ માર્ગમાં એક ચોમાસામાં અધિક માસ માનવામાં આવે તો લોકોત્તરની વિરુદ્ધ થાય અને ન માનવામાં આવે તો લૌકિકની વિરુદ્ધ થાય. આ જ કારણે કોન્ફરન્સ કમિટી તિથિનો નિર્ણય કરી શકી નહિ એટલે મતાગ્રહીઓને પરંપરા તરફ પાછા ફરીને અનૈક્ય ચાલુ રાખવાનું કારણ મળ્યું.

આ ઉપરાંત જુદા જુદા પ્રાંતોમાં વર્ષાઋતુનો પ્રારંભ જુદે જુદે સમયે થાય છે, તો ચાતુર્માસનો પ્રારંભ અને અંત પ્રાંતની વર્ષાઋતુને અનુસરીને લેખવો કે કેમ એ વિષે પણ મતભેદ ચાલતો હતો. આ મતભેદો સાથે મતાગ્રહને કારણે તેમ જ સાધુસંમેલનને ઠરાવમાં દર્શાવેલી મર્યાદાને કારણે કોન્ફરન્સ કશો નિર્ણય કરી શકી નહોતી.

**એકતાનો વહેવારુ માર્ગ**

સંવત્સરીની કે ચાતુર્માસની એકતાનો વહેવારુ માર્ગ ન જ હોઈ શકે એમ નથી. કોઈ પણ સમુચિત દિવસે પર્વનું આરાધન કરવાનું જ છે તો તેમાં મતાગ્રહ શામાટે હોવો જોઇએ? પણ તે માટે જે સરલતા અને ઉદારતા જોઇએ તે મતાગ્રહીઓમાં હોય નહિ, તો પછી પરિણામ અનૈક્યમાં જ આવે. પાર્શ્વનાથના અનુયાયીઓ કેશી સ્વામી વગેરે અને મહાવીર સ્વામીના અનુયાયીઓ ગૌતમ સ્વામી વગેરેનો માર્ગ–આચાર, કલ્પ વગેરે જુદા જુદા જ હતા. એક વર્ગ રંગીન કપડાં પહેરતો, બીજો વર્ગ સફેદ કપડાં પહેરતો. એકનો ચાર મહાવ્રતરૂપ સચેલક ધર્મ હતો, બીજાનો પાંચ મહાવ્રતરૂપ અચેલક ધર્મ હતો. એકંદરે એવા દસ પ્રકારના કલ્પભેદો હતા. આ ભેદો દૂર કરવા માટે સાવત્થી નગરીની બહાર કોષ્ટક ઉદ્યાનમાં બન્ને પક્ષના અગ્રણી સાધુઓની પરિષદ્ મળી હતી. આચારભેદ, કલ્પભેદ અને ધર્મભેદ વિષે કેશી સ્વામી અને ગૌતમ સ્વામી

વચ્ચે સુંદર, રસિક અને તાત્ત્વિક સંવાદ થયો હતો. પ્રશ્નોત્તર પ્રથાથી એક એક પ્રશ્નનો નિવેડો થતો ગયો અને ભેદભાવ પણ દૂર થતો ગયો. છેવટે સમાધાનપૂર્વક બધો ભેદભાવ ગયો અને બેઉ પક્ષો એક થઇ ગયા. બેઉ પક્ષો વચ્ચેની ભિન્નતાઓને લીધે કેટલાક સાધુઓના મનમાં સંશય ઉત્પન્ન થયો હતો તે પણ દૂર થઇ ગયો અને મહાવીર સ્વામીના શાસનમાં બેઉ એકત્ર થઇ ગયા. એ મહાન મતભેદ ટળી શક્યો તો સંવત્સરી કે ચાતુર્માસ સંબંધી મતભેદ શું ટળી જ ન શકે? પરન્તુ પરંપરાની મોહિની કોઇ અજબ વસ્તુ છે. અનેકયમાં એ પરંપરાબદ્ધ માનસ જ મોટો ભાગ ભજવે છે.

( ૩ )

પૂ. હુકમીચંદ્રજી મહારાજના સંપ્રદાયના બે વિભાગોનું જોડાણ ન જ થઈ શક્યું, સંવત્સરીની એકતા પણ ન થઇ શકી, એટલે સંમેલનના ઠરાવોનો અમલ કરવા માટે નીમાયલી સાધુસમિતિ મેળવવાની અનિવાર્ય આવશ્યકતા ઊભી થઇ હતી. અજમેર ખાતેથી શ્રી. રત્નચંદ્રજીએ એ સમિતિ મેળવવા માટેના યત્નોની શરુઆત કરી. બૃહત્ સાધુસંમેલનમાં સાધુસમિતિના પાંચ મંત્રીઓ નિયુક્ત થયા હતા તેમાં ગુજરાત-કચ્છ-કાઠિયાવાડના મંત્રી શ્રી. રત્નચંદ્રજી હતા. તેમણે સાધુસમિતિ મેળવવા સંબંધી બીજા મંત્રીઓની સલાહ પૂછી તો પંજાબના મંત્રી ઉપાધ્યાય શ્રી. આત્મારામજી સિવાયના ત્રણે મંત્રીઓની અનુકૂળ સલાહ મળી અને શ્રી. રત્નચંદ્રજી પોતે તો સમિતિ મેળવવાની તરફેણમાં જ હતા.

**સાધુસમિતિ મેળવવા માટે પ્રયત્ન**

બિકાનેર તરફ વિહાર કરવાનો શ્રી. રત્નચંદ્રજીએ નિશ્ચય કર્યો હતો. ત્યાં સાહિત્યનું અને શાસ્ત્રસંશોધનનું કાર્ય કરવા માટે સરસ અનુકૂળતા હતી. ત્યાં સારી લાયબ્રેરી હતી અને જે કાંઇ વિશેષ સગવડો જોઇએ તે પૂરી પાડવા શ્રી. ભૈરોંદાનજી સેઠિયાની તત્પરતા હતી.

અજમેરનું ચાતુર્માસ પૂર્ણ થતાં એ દિશામાં વિહાર કરવાની પણ શ્રી. રત્નચંદ્રજીએ શરુઆત કરી હતી; પરન્તુ મેડતા પહોંચતાં ઘાટકોપર (મુંબઇ)થી બે આગેવાન શ્રાવકો ત્યાંના સંઘ તરફથી વિનંતિ કરવા આવ્યા અને ઘાટકોપરમાં સાધુસમિતિ મેળવવાનું વિશેષ અનુકૂળ પડશે એમ શ્રી. રત્નચંદ્રજીને માલૂમ પડ્યું. બિકાનેરથી શ્રી. સેઠિયાજીની પરવાનગી મળતાં તેમણે બિકાનેર જવાનું છોડીને દક્ષિણ તરફ વિહાર શરુ કર્યો.

હવે સાધુસમિતિ મેળવવામાં સફળતા મળે અને સંમેલનના ઠરાવોનો અમલ થવા લાગે એ જ કાર્ય શ્રી. રત્નચંદ્રજીના મનમાં રમવા લાગ્યું. વિહારના માર્ગમાં જે જે મુનિઓનો તેમને મેળાપ થતો તે તે મુનિઓને સમિતિમાં પોતપોતાના સંપ્રદાયના પ્રતિનિધિઓ મોકલવા માટે તે વિનંતિ કરતા. મેડતાથી પાછા ફરતાં શ્રી. રત્નચંદ્રજી ચંડાવલ આવ્યા, ત્યાં શ્રી. જેમલજી મહારાજના સંપ્રદાયના શ્રી. ચોથમલજી મળવા માટે આવ્યા, તેમને સમિતિ સંબંધી વાત કરી તો તેમણે અનુકૂળ અભિપ્રાય આપ્યો. તેમણે બ્યાવરમાં શ્રી. પન્નાલાલજીને મળવાની સલાહ પણ આપી. ચંડાવલથી ૩૨ માઇલનું ચક્કર ફરીને તે બ્યાવર ગયા અને શ્રી. પન્નાલાલજીને મળ્યા. તેમણે સાધુસમિતિમાં મારવાડી છ સંપ્રદાયોમાંથી પ્રતિનિધિઓ મોકલવાનો પ્રયત્ન કરવાનું વચન આપ્યું. પાલીમાં આવતાં ત્યાં શ્રી. તારાચંદ્રજી વગેરે મુનિઓ મળ્યા, તેઓએ પણ સાધુસમિતિ માટે સંમતિ વ્યક્ત કરી. ત્યાંથી આબુ વગેરે સ્થળે થઈને તે પાલણપુર પહોંચ્યા, જ્યાં પૂજ્ય શ્રી. જવાહરલાલજીનો મેળાપ થયો. તેમની પાસે શ્રી. રત્નચંદ્રજીએ સાધુસમિતિ મેળવવા સંબંધી વાત કરી, ત્યારે શ્રી. જવાહરલાલજીએ પોતે સાધુસમિતિના સભ્ય હોવાની વાતનો અસ્વીકાર કર્યો; માત્ર સલાહકાર હોવાનો સ્વીકાર કર્યો. તબિયતને કારણે અને સાંપ્રદાયિક કામકાજને કારણે પોતાને મારવાડ તરફ જવું છે એમ કહીને ઘાટકોપર તરફ આવવાની તેમણે અશક્તિ બતાવી. સર્વ સાધુઓની સમાન

સમાચારી થાય અને સૌનો એક જ સંઘ થાય તેમાં શામેલ થવાનો ઉત્સાહ તેમણે વ્યક્ત કર્યો, પરંતુ સાધુસમિતિમાં આવવા માટે શ્રી. રત્નચંદ્રજીએ બહુ જ વિનંતિ ને આગ્રહ કરવા છતાં તે બાબતમાં તેમણે પોતાની અશક્તિ જણાવી; છેવટે ચાતુર્માસ વીત્યા પછી જો ક્યાંય મળવાનું નક્કી થઇ શકે તો પોતે યુવાચાર્ય વગેરેને તેમની ઇચ્છા હશે તો મોકલી શકશે એટલું કહ્યું. ઘાટકોપરમાં મેળવવામાં આવનારી સાધુસમિતિમાં તો તેમનો કાંઈ જ સક્રિય સહકાર પ્રાપ્ત થઇ શકે તેમ શ્રી. રત્નચંદ્રજીને જણાયું નહિ. પાલણપુરથી આગળ વધતાં અને મુંબઇસુધી પહોંચતાં માર્ગમાં જે બીજા સાધુઓનું મિલન થયું તેઓની સલાહ-સંમતિ પણ તે સાધુસમિતિના કાર્યને અંગે મેળવતા રહ્યા. ઘાટકોપરમાં પ્રવર્તક શ્રી. તારાચંદ્રજી અને પૂજ્ય શ્રી. કાશીરામજી સાધુસમિતિના કાર્યને અંગે જ અગાઉથી આવી ચૂકયા હતા.

( ૪ )

**સાધુસમિતિ ન મળી શકી**

સાધુસમિતિ મેળવવા માટેનો એક નિયમ એવો ઠરાવવામાં આવ્યો હતો કે તેની બેઠક "પાંચ પાંચ વર્ષે ભિન્ન ભિન્ન પ્રાંતોમાં ભરવી." સંમેલન મળ્યાને સાત વર્ષ વીતી ગયાં હતાં અને મુંબઇ નજીકનું ઘાટકોપરનું સ્થાન તે વખતે બધા સંપ્રદાયોને અનુકૂળ થાય તેમ હતું. પંજાબ સંપ્રદાયને એ સ્થાન દૂરનું થઇ પડે પણ તેના પૂજ્ય શ્રી. કાશીરામજી તે વખતે મુંબઇની નજીક વિહાર કરતા હતા. દક્ષિણ પ્રાંતના શ્રી. આનન્દઋષિજી મુંબઈની આસ-પાસ હતા. મારવાડ પ્રાંતના મંત્રી શ્રી. હસ્તીમલજી દક્ષિણ તરફ જ હતા. પૂજ્ય શ્રી. જવાહરલાલજી ગુજરાતમાં હતા એટલે તેમને ઘાટકોપર બહુ આઘું પડે તેમ નહોતું. આ બધી અનુકૂળતા જોઇને જ શ્રી. રત્નચંદ્રજીએ એ સ્થાન સાધુસમિતિની બેઠક મેળવવા માટે નક્કી કર્યું હતું. પરન્તુ સમિતિનું કોરમ પૂરું થયું નહિ એટલે પદ્ધતિસર

કશું કાર્ય થઈ શક્યું નહિ. માત્ર એકત્ર થએલા સાધુ સભ્યો વચ્ચે વિચારવિનિમય જ થઇ શક્યો. નજીકમાં વિહાર કરી રહેલા સાધુઓ પણ સામતિમાં આવ્યા નહિ. જેમણે સહાનુભૂતિ વ્યક્ત કરી હતી તેઓ પણ ઉદાસીન જ રહ્યા.

સંમેલન દર અગીઆર વર્ષે મેળવવાનો એક નિયમ હતો. પહેલું સંમેલન સં. ૧૯૮૯ માં મળેલું એટલે સંવત ૨૦૦૦ માં બીજું સંમેલન મળી શકે તેમ હતું. એ સંમેલનની પૂર્વભૂમિકા રૂપે સમિતિએ 'વીર-સંઘ'ની યોજના મુખ્યત્વે શ્રી. રત્નચંદ્રજીની સૂચનાનુસાર રચી, અને તેને પ્રસિદ્ધિમાં મૂકીને જુદા જુદા મુનિઓના તે સંબંધી અભિપ્રાયો મંગાવ્યા.

આગ્રાથી અજમેર અને અજમેરથી ઘાટકોપર સુધીનાં બે વર્ષના પાદવિહાર દરમિયાન શ્રી. રત્નચંદ્રજીએ સંમેલનના ઠરાવોના અમલ તથા એકતાનું જે રટન કર્યાં કર્યું હતું, સાધુસંઘના સંગઠનનાં જે સ્વપ્નો રચ્યાં હતાં, તેની ફળનિષ્પત્તિ માત્ર આ અપૂર્ણ સાધુસમિતિના વિચારવિનિમય જેટલી જ નીવડી. એ પરિણામ તેમને નિરુત્સાહ બનાવે તેવું હતું.

શ્રી. રત્નચંદ્રજીને વારંવાર સતાવી રહેલા પ્રોસ્ટેટ ગ્લાંડના વ્યાધિનો ઉપચાર તે ઘાટકોપરમાં આવ્યા પછી શરુ કરવામાં આવ્યો હતો. એક અમેરિકન ડૉક્ટર પાસે વિજળીના ઉપચારનો પ્રારંભ કરવામાં આવેલો પણ તેથી આરામ થયો નહિ, એટલે શસ્ત્રક્રિયા કરવાનું અનિવાર્ય થઇ પડયું. ડૉ. ટી. ઓ. શાહની પોલીક્લીનીક હૉસ્પીટલમાં શસ્ત્રક્રિયા કરવામાં આવી. દર્દ મટવા આવતાં બીજી તકલીફ ઊભી થઈ એટલે બીજી વાર શસ્ત્રક્રિયા કરવી પડી, અને એકંદરે સાડાત્રણ માસ હૉસ્પીટલમાં રહેવું પડયું. એ લાંબા વખતની બિમારીમાં ડૉ. ટી. ઓ. શાહ, તેમના પુત્ર ડૉ. મનસુખલાલ, ડૉ. ધીરુભાઈ

**લાંબી બિમારી**

દફતરી વગેરેએ જે કાળજીપૂર્વક ઉપચાર કર્યો તેને પરિણામે છેવટે આરામ આવી ગયો. તેમના શિષ્યોએ તેમ જ મુંબઈ તથા ઘાટકોપરના શ્રાવકોએ તેમની સેવા–શુશ્રૂષા કરવામાં જરા પણ ઊણપ આવવા દીધી નહોતી. આ ઉપચારક્રિયા પછીની સ્થિતિ સંબંધે શ્રી. રત્નચંદ્રજી નોંધપોથીમાં લખે છે: "બીજા ઑપરેશન પછી ચાર–છ દિવસે ગૅસ ઉપડ્યો. પાંચ–સાત દિવસ તેની ખૂબ પીડા રહી. ત્યારપછી કફ–શરદી અને ન્યૂમોનિયા થઇ આવ્યાં. તે બધું ઠીક થઇ જતાં નવી જીંદગી પ્રાપ્ત થઈ. પજુસણ દરમિયાન એટલી નબળાઈ થઈ ગઈ હતી કે દર્શનાર્થીઓને અંદર આવવા દેવાનું બંધ કરવું પડ્યું. કોઈની સાથે વાતચીત કરવાનું બંધ કર્યું. ઉઠવા–બેસવાનું પણ બંધ. સૂતાં–સૂતાં ખાન–પાન વગેરે બધી ક્રિયાઓ થતી. ત્રણ મહિના પછી બેસવાનું, ચાર મહિના પછી દિવાળી પછીના પડવેએ પ્રથમ ચાલવાનું શરુ કર્યું. બાળકની માફક ઉઠવું બેસવું ચાલવું બધું નવીન શરુ થયું."

આવી વિકટ માંદગી પણ એક વાર વીતી ગઈ. શ્રી. રત્નચંદ્રજી ૩॥ માસ જેટલો સમય હૉસ્પીટલમાં સારવાર માટે રહ્યા હતા એટલે દોષનિવારણ માટે તેટલા સમયનું દીક્ષાચ્છેદનું પ્રાયશ્ચિત્ત તેમણે ઘાટકોપરના સમસ્ત સંઘની વચ્ચે પૂજ્ય શ્રી. કાશીરામજીને હસ્તે શ્રી. સોભાગમલજી, શ્રી. કિશનલાલજી વગેરે સમક્ષ લીધું;

**સાધુસમિતિનું દફતર કોન્ફરન્સને સોંપ્યું**

અને થોડા વખત બાદ તે પાછા પોતાના સેવાકાર્યની પરંપરામાં ઉદ્યુક્ત થઇ ગયા. સાધુસમિતિને લગતી કાર્યવહી બજાવતાં તે નિરુત્સાહ બન્યા હતા, પરંતુ શ્રાવકસમુદાયને જાગ્રત રાખી શકાય તેમ હતું, એટલે ઘાટકોપરમાં જૈન કોન્ફરન્સનું અધિવેશન મેળવવામાં આવે અને ભવિષ્યમાં કોન્ફરન્સ જ સાધુસમિતિ મેળવવાનું ઉપાડી લે તેવો કાંઈ પ્રબંધ કરવાનું તેમને જરૂરી લાગ્યું હતું. ઘાટકોપરના સંઘે સાધુસમિતિ મેળવવા માટેનું કાર્ય માથે લીધું હતું, પરન્તુ કોન્ફરન્સનું

અધિવેશન મેળવવાનો તેણે વિચાર સરખોએ કર્યો નહોતો, એટલે એ કાર્ય ઉપાડવાની હિંમત પહેલાં તો સંઘના આગેવાનો દાખવી શક્યા નહિ, પરન્તુ કાર્યની મહત્તા અને તેથી ઉપકાર થવાની સંભાવના વિષે જ્યારે આગેવાનોને બરાબર સમજૂતી મળી ત્યારે તેમણે તે કાર્ય ઉપાડવાની તત્પરતા બતાવી. શ્રી. રત્નચંદ્રજીનો એ અભિપ્રાય હતો કે મોરબીની પહેલી જૈન કોન્ફરન્સથી માંડીને બિકાનેરની આઠમી કોન્ફરન્સ સુધીનાં અધિવેશનો શ્રાવકસંઘરૂપ હતાં, પરન્તુ અજમેરમાં તો ચતુર્વિધ સંઘ જ મળ્યો હતો અને તેથી અજમેરની કોન્ફરન્સ એ ભારતના ચતુર્વિધ સંઘનું પ્રતિનિધિરૂપ સંમેલન બન્યું હતું. તેમની આ વિચારસરણી "કોન્ફરન્સ એટલે ચતુર્વિધ સંઘ" એ નામની જે લેખમાળા તેમણે "જૈન પ્રકાશ"માં લખી હતી તેમાં જોવા મળે છે. એ લેખમાળામાં તેમણે જૈન કોન્ફરન્સનો સળંગ ઇતિહાસ આપીને નવમા અધિવેશન સંબંધે જણાવ્યું હતું:

"૭ વરસની સમાધિ પછી કોન્ફરન્સનું નવમું અધિવેશન પૂર્ણ રૂપે ભરાયું હતું...શ્રમણસંઘની સંખ્યા પૂર્ણ હતી તેમ શ્રાવકસંઘની સંખ્યા પણ પરિપૂર્ણ હતી. આ કોન્ફરન્સે સંઘનું રૂપ પકડયું હતું. આ વખતે કોન્ફરન્સનું નામ 'ચતુર્વિધ સંઘ' એ બરાબર સાર્થક હતું, અર્થાત્ 'અખિલ ભારતવર્ષીય સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ' એ અંગ્રેજી નામને બદલે 'અખિલ ભારતવર્ષીય સ્થાનકવાસી જૈન સંઘ' એ દેશી નામ કે શાસ્ત્રીય નામ બિલકુલ બંધબેસતું હતું, જોકે તેમાં 'શ્રાવકસંઘ અને સાધુસંઘ' એ બે અલગ અલગ વસ્તુઓ સમાએલી હતી. પણ મહાવીર સ્વામીએ સ્થાપેલ સંઘની વ્યાખ્યા અનુસાર એ બન્ને મળી એક જ વસ્તુ હતી. બે તો શું પણ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારે વિભાગનો સંકલિત સંઘ એક વસ્તુ બને છે, જોકે બન્નેના ઉદ્દેશો અલગ અલગ છે. સાધુસંઘનો ઉદ્દેશ કેવળ ધાર્મિક અને આત્મિક ઉત્કર્ષ સાધવાનો છે જ્યારે શ્રાવકસંઘનો ઉદ્દેશ આર્થિક અને

સામાજિક ઉત્કર્ષ સાધવાનો છે, તેથી બન્નેની દિશા ભિન્ન ભિન્ન હોવાથી બન્નેનો એક સંઘમાં સમન્વય શી રીતે થઈ શકે? અલબત્ત, ઉપલક દૃષ્ટિએ જોતાં ઉપરની શંકાને ઉદ્‌ભવ પામવાનું સ્થાન છે, પણ જરા ઊંડા ઊતરીને જોઈએ તો શંકાનું સ્થાન રહેતું નથી. આર્થિક ઉત્કર્ષ અને સામાજિક ઉત્કર્ષ ધર્મહીન હોય તો તે નિરર્થક છે, ધર્મપૂર્વક હોય તો જ સાર્થક છે, તો જ તે મોક્ષસાધક બની શકે છે. મોક્ષ એ અંતિમ હેતુ બન્ને વર્ગનો એક જ છે...ચારે પુરુષાર્થોમાં ધર્મનું પ્રથમ સ્થાન છે. કોન્ફરન્સ–શ્રાવકસંઘના બંધારણમાં પણ ધાર્મિક ઉદ્દેશનું મુખ્ય સ્થાન આવેલું છે; ધાર્મિક ઉત્કર્ષ સાધવાને લાયક સાધુસંઘ જ છે; આર્થિક અને સામાજિક ઉત્કર્ષને ધર્મપૂર્વકત્વ બનાવવાનો માર્ગ દર્શાવનાર પણ સાધુસંઘ છે; એટલા માટે જ ભગવાને સંઘનું નામ શ્રમણુસંઘ આપ્યું. શ્રમણુસંઘના પેટામાં બીજા ત્રણ વર્ગનો સમાવેશ કર્યો. સંઘના ચારે વિભાગમાં ધર્મવસ્તુ એક જ છે. પહેલા બે વર્ગમાં અણગાર ધર્મ અને ત્રીજા–ચોથામાં સાગાર ધર્મનો નિર્દેશ કર્યો. સાધુસંઘનો અણગાર ધર્મ, જ્યારે શ્રાવકસંઘનો સાગાર ધર્મ દર્શાવેલ છે. બન્ને ધર્મનું પર્યવસાન એક અંતિમ સાધ્ય મોક્ષમાં છે. બન્ને સંઘની પ્રવૃત્તિદિશા ભલે જુદી જુદી હોય પણ દૃષ્ટિદિશા એક જ મોક્ષ તરફ છે."

અજમેરમાં મળેલાં બેઉ સંમેલનોનું આટલું મહત્ત્વ સ્વતઃસિદ્ધ જ હતું. પરન્તુ સાધુસંમેલન સૂઈ ગયું હતું અને તેના પહેરેગીર સમી સાધુસમિતિ પણ જાણે ઝોકાં જ ખાતી હોય એવો શ્રી. રત્નચંદ્રજીને અનુભવ થઈ ચૂકયો હતો. આ સ્થિતિમાં અજમેરના ચતુર્વિધ સંઘના ઠરાવોનો અમલ કરવાનું કાર્ય હવે તો શ્રાવકોની કોન્ફરન્સે જ ઉપાડી લેવું જોઈએ એમ તેમને લાગતું હતું. આ માટે જ ઘાટકોપરમાં કોન્ફરન્સનું અધિવેશન મળે એવી તેમની ઈચ્છા હતી.

આ હેતુપૂર્વક પહેલાં ઘાટકોપરમાં કોન્ફરન્સના સભ્યોની જન-

રલ કમિટીની મીટિંગ મેળવવામાં આવી. આ મીટિંગે કોન્ફરન્સનું દસમું અધિવેશન ઘાટકોપરમાં ૧૯૪૧ ના ઈસ્ટરના તહેવારો દરમિયાન મેળવવાનો ઠરાવ કર્યો. સાધુસમિતિ મેળવવાનું કાર્ય ઘાટકોપના સંઘે માથે લીધું હતું, પરન્તુ કોરમને અભાવે તેમ જ સાધુસભ્યોના પૂર્ણ સહકારને અભાવે એનું કાર્ય થઇ શક્યું નહોતું; એટલે છેવટે સાધુસમિતિનું દફતર કોન્ફરન્સની જનરલ કમિટીને સોંપી દઇને શ્રી. રત્નચંદ્રજીએ તે કાર્યભારમાંથી મુક્તિ મેળવી.



# પ્રકરણ ૧૪ મું

## " વીરસંઘ "

" જૂની શ્રદ્ધાઓ અને સંસ્કારોમાં રહેલી ભૂલો પ્રત્યે જ્યારે પહેલી વાર લક્ષ જાય છે, ત્યારે જબરો આઘાત પહોંચે છે. પોતાની મેળે લક્ષ ખેંચાય છ તો ઘણી વાર તે નિરાશાના વહેણમાં ઘસડાય છે, અને બીજા દ્વારા થાય છે તો શંકાના કે રોષના વંટોળિયામાં સપડાય છે. પણ નિઃસ્વાર્થી અને વિચારી માણસની નિરાશા, શંકા કે રોષ થોડા વખતમાં શમી જાય છે, અને એનો માર્ગ ઉજ્જવલ થાય છે."

શ્રી. કિશોરલાલ મશરૂવાલા.

*　　　*　　　*

( ૧ )

સાધુજીવનની વિશુદ્ધિ તથા ઐક્યની સાધના માટેના શ્રી. રત્નચંદ્રજીના મનોભાવ તથા મંથન તેમના જીવનના મોટા ભાગમાં અપ્રતિહત રીતે ચાલુ જ રહ્યાં હતાં, છતાં તેની સિદ્ધિ કોઈ વાર દૃષ્ટિગોચર-ક્ષિતિજમાં ડોકિયું કરતી અને તુરત અદૃશ્ય બની જતી. તેમને શ્રદ્ધા હતી કે જે વસ્તુની જરૂરીઆત જમાનો પોકારી પોકારીને બતાવે છે તે વસ્તુ આત્માર્થી અને પરશ્રેયાર્થી જૈન મુનિવરો કેમ ગ્રહણ નહિ કરે ? જેઓએ સંસારના વિલાસ તથા મોહમાયા ત્યજીને માથાં મુડાવ્યાં છે તેઓને દીવા જેવી સાફ વાત અપનાવતાં શી વાર લાગવાની છે ? તેમને માત્ર તે દિશાએ દોરવાની જ જરૂર છે અને વહેલી કે મોડી કાર્યસિદ્ધિ થયા વિના રહેવાની નથી. પરંતુ જેમ જેમ તેમને અનુભવ થતો જતો હતો, જેમ જેમ યત્નો વંધ્ય નીવડતા દેખાતા હતા કિંવા યત્નો ઊગી નીકળતાં જ તુરત દગ્ધ થઈ

જતા માલૂમ પડતા હતા અને જેમ જેમ લાગતું જતું હતું કે મોટા ભાગના સાધુસમાજમાં સંપ્રદાયો એ રક્ષણની વાડરૂપ નહિ પણ મનના વિષયરૂપ બની જવા પામ્યા છે, તેમ તેમ તેમને પોતાની એ બાબતની શ્રદ્ધામાં કાંઈક ભૂલ હોવાની શંકા ઊપજતી જતી હતી. બૃહત્ સાધુસંમેલનને અજમેરમાં પુષ્કળ પ્રયત્નોવડે સફળ તો કરી શકાયું અને તે ક્ષણે તેમને આનંદ ઉપજ્યો, પરન્તુ એ આનંદ વધુ અનુભવ થતાં ચિરકાળ ટકી શક્યો નહિ.

**સાંપ્રદાયિક 'મહારાજાઓ'**

તેમણે જોયું કે સંમેલનના ઠરાવોનું પાલન કરવાની દરકાર થોડા જ મુનિઓ કરે છે. તેમણે અનુભવ્યું કે ઠરાવો કાગળ ઉપર રહ્યા છે અને વર્તનમાં ઊતારવાનાં સાંપ્રદાયિક વડાઓનાં વચનો માત્ર વચનો જ રહ્યાં છે. તેમણે લખી-પુછાવી-સાંભળીને નાણી લીધું કે સાંપ્રદાયિક મહારાજાઓ પોતાના પદથી એક પગથિયું પણ નીચે ઊતરવા જેટલા ઋજુ બની શકે તેમ નથી. અને તેમણે પારખી લીધું કે સંમેલને કરેલા નિયમોની 'વાહવાહ' બોલનારાઓ પણ માત્ર વાણીવિલાસ જ કરી રહ્યા છે. તે વખતે પોતાની સમજમાં-શ્રદ્ધામાં થએલી ભૂલ માટે સ્વાભાવિક રીતે જ તેમના દિલને આઘાત થયો અને નિરાશા પણ પ્રકટી.

સાધુસંમેલનના ઠરાવોને અમલી બનાવવા અને અગીઆર વર્ષ પૂરાં થતાં ઠરાવ મુજબ પુનઃ સાધુસંમેલન મેળવવા સંબંધે સંપ્રદાયોના અગ્રણી સાધુઓના અભિપ્રાયો કોન્ફરન્સ ઓફીસ તરફથી પુછાવવામાં આવ્યા હતા, પણ તેવા અભિપ્રાયો સંતોષકારક રીતે મળતા નહોતા. સાધુઓની એ સુષુપ્ત દશા ઉપર ટકોર કરતાં શ્રી. રત્નચંદ્રજીએ કાઢેલા ઉદ્ગાર* અહીં પ્રાસંગિક થઈ પડશે:

---

* "કોન્ફરન્સ એટલે ચતુર્વિધ સંઘ" એ મથાળા હેઠળ "જૈન પ્રકાશ" માં લખેલી લેખમાળામાંથી.

" અહો મહાનુભાવ પ્રવર શ્રમણો! શ્રાવકસંઘ આપણને જગાડે ત્યારે આપણે જાગીએ, એ આગ્રહપૂર્વક વિનંતિ કરે ત્યારે આપણે ઊભા થઇને પગલું ભરીએ, એ વસ્તુસ્થિતિ આપણને શરમાવનારી નથી ? શ્રાવકસંઘે સાધુસંમેલન કરવાને એક વાર ખૂબ પરિશ્રમ લઇને દેશોદેશ અને ગામોગામમાં પરિભ્રમણ કરી આજીજી કરી અજમેર મુકામે એકઠા કર્યા. શું વારંવાર શ્રાવકસંઘને એ જ પરિશ્રમ લેવાનો રહ્યો ? 'શ્રાવકસંઘ સૂતો હોય ત્યારે પણ સાધુસંઘ જાગતો હોવો જોઇએ' એ આચારાંગના પ્રવચન અનુસાર સાધુસંઘે ઉદ્યત થઇને સદાય જાગ્રત રહીને શ્રાવકસંઘ યા ચતુર્વિધ સંઘના અભ્યુદયનો વિચાર કરવો જોઇએ. અત્યારે તો શ્રાવકસંઘ તમને જગાડી પોતાનો સહકાર આપે છે તેવે વખતે પણ આપની નિદ્રા ન ઉડે એ તો ગજબની વાત ગણાય! મુનિવરો! જ્ઞાતિભેદને કારણે શ્રાવકસંઘમાં પડી ગએલા અનેક ટુકડાઓને સાંધી સંઘબળ વધારવાની જોખમદારી તમારે શિરે લટકે છે, તેમાંથી ત્યારે મુક્ત થવાય કે જ્યારે તમે તમારા પોતામાંથી સંપ્રદાયભેદોને દૂર ફેંકી એક અખંડ સંપ્રદાય બનાવી તમારા સેવકોને એકતાનો આદર્શ પૂરો પાડો, અને તો જ પાટે ચડી સચોટ અસરકારક ઉપદેશ આપી શકો કે જેની સમાજ ઉપર તાત્કાલિક અસર થાય. જ્યાં એક પણ નવો જૈન થતો નથી ત્યાં જુદા જુદા સંપ્રદાયોનાં જુદાં જુદાં ચોમાસાં કરી જુદાં જુદાં વ્યાખ્યાનો વાંચી પાંચ–પાંચ દસ–દસ માણસોની વચ્ચે કાં તમારી શક્તિનો ક્ષય કરો છો ? દસ–દસ વર્ષની વસતીગણત્રીમાં તમારા સેવકોની સંખ્યા વધવાને બદલે ઘટે છે તેનો કાંઈ વિચાર કરો છો ? પાંચસો–પાંચસો ઘરોની વસતીવાળાં શહેરોમાં ઉપાશ્રયને ખૂણે બેસી વ્યાખ્યાન સાંભળનારા માત્ર પાંચ–પચીસ બુઢ્ઢા માણસોની હાજરી જોવામાં આવે છે, તેમાં યુવાનો તો આંગળીને ટેરવે ગણાય તેટલા પણ હોતા નથી, તો આ તમારું રગશિયું ગાડું ક્યાંસુધી પહોંચશે ? પાંચ–પચીસ વર્ષ પછી જૂના જૂના જ્યારે પરલોકવાસી

થશે ત્યારે કોણુ તમારું વ્યાખ્યાન સાંભળશે? જૈન સંસ્કૃતિ કેટલીએ વિકૃતિ પામી ગઈ છે. જૈન કુળમાં જન્મ્યા છતાં વિકૃત કેળવણીને યોગે સોએ પચીસ ટકા યુવકો જૈન સંસ્કૃતિવાળા રહ્યા નથી, જ્યારે પોણોસો ટકાથી પણુ વધારે જૈન સંસ્કૃતિહીન નાસ્તિકો જોવામાં આવે છે. તેમ બનવામાં પણુ મુખ્ય તો તમારા સાંપ્રદાયિક ઝગડાઓ નિમિત્તભૂત બનતા હોય તેમ માલૂમ પડે છે. આવે વખતે પણુ શું શ્રાવકસંઘના આમંત્રણુની રાહ જોઇને બાવડાં બાંધી બેસી રહેશો? સાધુસંમેલનના સૂત્રધાર ધર્મવીર દુર્લભજીભાઈ હવે નથી રહ્યા કે જે આપને વારંવાર જગાડે. હવે તો તમારે પોતાને જાગવાનું છે. શ્રાવકસંઘ–કૉન્ફરન્સ તરફથી લખાયેલા પત્રોનો જવાબ આપવાને હજી કેમ ફુરસદ નથી મળી? (કૉન્ફરન્સના) દશમા અધિવેશનને હવે થોડા દિવસો આવી બાકી રહ્યા છે, છતાં પ્રતિનિધિ મુનિઓના શું શું અભિપ્રાયો છે, પ્રસ્તાવો પાળવાની શું ઇચ્છા છે, એ જાણુવાની તક ન મળે તો ભવિષ્યના સંમેલન માટે શું વિચારણુા થાય? હકાર કે નકાર એમાંથી એક જવાબ તો આપવો જોઇએ.”

દ્વિતીય સાધુસંમેલન માટેની શ્રી. રત્નચંદ્રજીની ધગશનું દર્શન તેમના આ ઉદ્‌ગારોમાં થઈ શકે છે. તે સાથે તેમના દિલ પર થએલા આઘાત તથા વર્તેલી નિરાશાને પણુ તેમાં જોઈ શકાય છે. પણુ આઘાત કે નિરાશાથી તે કેવળ હતાશ ન બન્યા. બધી ધર્મસંસ્થાઓનો ઇતિહાસ તે જાણુતા હતા. એક ધર્મસંસ્થા કેવી રીતે સ્થપાય છે, પોષાય છે, વિસ્તરે છે, દિગ્વિજય કરે છે; પછી તે કેવી રીતે પડવા લાગે છે, સાંપ્રદાયિકતામાં વેરવિખેર થાય છે, નિર્બળ બને છે, વિકૃત થાય છે; અને પુનઃ કેવી રીતે વિકૃતિ ખરી પડે છે, વિશુદ્ધિનું લોહી આવતું જાય છે અને નવું જીવન પ્રાપ્ત થાય છે: એ બધું તે સમજતા હતા. એ સમજે જ સાધુસંમેલનની પૂર્વે તેમની ચિત્તભૂમિકામાં ‘વીરસંઘ’ ની યોજના રૂપ બીજને જન્મ આપ્યો હતો.

**‘વીરસંઘ’ની યોજના**

પતનાભિમુખ જૈનત્વ સાધુઓની મોટી સંખ્યાથી નવું જીવન પામશે એમ તે માનતા જ નહોતા. થોડા પણ વિશુદ્ધ જીવન ગાળનારા વિદ્વાન તથા તેજસ્વી સાધુઓ જ તે માટે ઉપયોગી થાય તેમ છે. આ કારણથી સાધુસંખ્યાની વૃદ્ધિ પ્રત્યે તેમણે કોઈ વાર પક્ષપાત ન દાખવતાં સાધુત્વની વિશુદ્ધિનો જ આગ્રહ અહોનિશ સેવ્યા કર્યો હતો.

**"સાધુસંખ્યાની નહિ—શુદ્ધ સાધુત્વની કાળજી રાખો"**

શ્રી. રત્નચંદ્રજી જ્યારે અજમેરથી વિહાર કરીને સાધુસમિતિ માટે ઘાટકોપર તરફ વિહાર કરી રહ્યા હતા, ત્યારે માર્ગમાં અમદાવાદ ખાતે થોડા દિવસ થોભ્યા હતા. એક વખત એકાંત અને શાન્તિ જોઇને મેં શ્રી. રત્નચંદ્રજીને કહ્યું: " મહારાજશ્રી ! જૈન સાધુઓની સંખ્યા ઘટતી જાય છે અને સાધુઓમાંથી સાધુત્વનો હ્રાસ થતો જાય છે, એવા વખતમાં જનતાને પવિત્ર જીવનને માર્ગે દોરવી જ હોય તો સંસારત્યાગી સ્વયંસેવકો સમા પૂરતા સાધુઓ વિના કેમ ચાલશે ?" મેં ધારેલું કે મારો પ્રશ્ન તેમને ઊંડા વિચારમાં પાડી દે તેવો છે. પરન્તુ તેમણે તો એ પ્રશ્ન અનેક વાર વિચારીને તે સંબંધે પોતાનો દૃઢ મત બાંધી રાખેલો હોય તેમ તુરત જ તેમણે આપેલા જવાબ ઉપરથી મને માલૂમ પડી આવ્યું. તેમણે કહ્યું: "સાધુઓની સંખ્યાના હ્રાસની કાળજી કરવા જેવી નથી, કે જેટલી સાધુઓના શુદ્ધ સાધુત્વની કાળજી કરવા જેવી છે. સાધુઓની મોટી સંખ્યા હોય, તેઓ અનેક ક્ષેત્રો જાળવીને શ્રાવકોને સંપ્રદાયોના વાડામાં બાંધી રાખે અને એ રીતે જૈન ધર્મ ટકે કે તેની જાહોજલાલી પ્રવર્તે, એવી આશા રાખશો નહિ. જૈન ધર્મ સાધુઓની સંખ્યાથી નહિ ટકે. સાધુઓની સંખ્યા કદાચ તમને બાહ્યાચારી જૈન તરીકે કેવા દેખાવું તે શિખવશે, પરંતુ તેથી તમે જૈન નહિ રહી શકો. જૈન ધર્મ ટકશે તો તેની અંતર્ગત તત્ત્વસમૃદ્ધિથી ટકશે. વેશવિડંબક મોટી સાધુસંખ્યા તો મને સમાજ ઉપરના મોટા બોજારૂપ લાગે છે.

એ કરતાં થોડા પણ શુદ્ધ સાધુત્વવાળા સાધુઓ હશે તો તેમના જ્ઞાન તથા ચારિત્ર્યને પમરાટ આપોઆપ જનતામાં પ્રસરશે. દિગંબર જૈનોમાં સાધુસંખ્યા નહિવત્ છે, એ સમાજના ચારિત્ર્યપાલન કે ધર્માંરાધનમાં સાધુઓ કાંઈ બહુ મદદગાર થઈ શકતા નથી, છતાં દિગંબર જૈન સમાજ સામાન્ય રીતે મજબૂત અને ધર્મરતિવાળા મનાય છે."

જૈનોની સાધુસંસ્થાની સમાલોચના અને તેનું ભાવિ એ શ્રી. રત્નચંદ્રજીના આ પ્રત્યુત્તરમાં જ સમાઈ રહેલું છે. એ પ્રત્યુત્તર પાછળ આજની સાધુસંસ્થાના વાસ્તવિક જીવનનો દીર્ઘકાલીન અભ્યાસ, ઊંડું દર્શન, અસંતોષને ફુત્કાર, અને ભાવિની ચિંતા વ્યક્ત થતાં જોઈ શકાય છે.

( ૨ )

બધા સંપ્રદાયોમાં સાધુસંમેલનના ઠરાવોને અમલ એકસરખી રીતે થતો નહોતો અને અમલ થાય તેવી સ્થિતિ નીપજાવવા માટેની વિચારણા સાધુસમિતિમાં કરવાની હતી, પરંતુ સાધુસમિતિ પણ રીતસર મળી શકી નહિ અને તેનું દફતર કૉન્ફરન્સની ઑફીસને હવાલે કરવું પડયું. પુનઃ સાધુસંમેલન મેળવવાની બાબતમાં પણ સંતોષકારક જવાબો મુનિઓ તરફથી તે મેળવી શકયા નહિ. આથી સાધુસંમેલન અને સાધુસમિતિ દ્વારા ઈષ્ટ કાર્યસિદ્ધિ કરવાની આશા તેમને છોડવી પડી. તેથી જ 'વીરસંઘ'ની યોજનાને હવે ચાલના આપવાનો વિચાર તેમણે કર્યો અને યોજનાને પ્રસિદ્ધિમાં મૂકી.*

'વીરસંઘ'ની યોજનાને પ્રચલિત સાધુસંપ્રદાયો સામેનું એક બંડ માનવા કદાચ કોઇ લલચાય, પરંતુ એ કોઇ જાતનું બંડ નથી. અણુચિંતવ્યો, ઉત્સાહના ક્ષણિક ઊભરામાં ઉઠાવેલો કે કારમો ઘા કરવા જેવો એ બળવો નથી. વર્ષોના દીર્ઘ ચિંતનના પરિણામરૂપ એ યોજના છે. તે વડે સાંપ્રદાયિકતાને દેશવટો મળે તેમ

**'વીરસંઘ' એટલે સંપ્રદાયોનું 'ફેડરેશન'**

* 'વીરસંઘ'ની સંપૂર્ણ યોજના માટે પરિશિષ્ટ જુઓ.

છે, સાધુઓનું સંગઠન થાય તેમ છે, શુદ્ધ સમાચારીને સ્થાન મળવાની સંભાવના છે અને એક જ કેંદ્રની આસપાસ વિશાળ વર્તુળમાં એકધારું કાર્ય નીપજાવી શકાય તેમ છે. વીરસંઘનાં દ્વાર સર્વ સાધુ–સાધ્વી અને શ્રાવક–શ્રાવિકા માટે ખુલ્લાં રહે છે, પરંતુ તેની નિયમાવલિને અનુસરીને વર્તનાર જ તેમાં રહી શકે છે અને નહિ વર્તવા ઇચ્છનારને માટે તેમાં સ્થાન રહી શકતું નથી. બીજી રીતે જોઇએ તો સ્થાનકવાસી સાધુ–શ્રાવક સમુદાયોમાંથી આ યોજના દ્વારા એવો એક વિભાગ જુદો પડવા પામે તેમ છે કે જેને મન સાંપ્રદાયિકતા કરતાં જીવનની વિશુદ્ધિ વધારે મૂલ્યવતી છે. જ્યારે સર્વનું સંગઠન શક્ય બનવા નથી પામતું ત્યારે સ્વાભાવિક રીતે જ સમાનશીલોને પોતાનું સંગઠન કરવાની ઉપયોગિતા સમજાય છે, કારણકે વહેતા પ્રવાહમાં અથડાતાં કુટાતાં ગમે તેમ ઘસડાયે જવું એ તેને ઇષ્ટ લાગતું નથી. વીરસંઘની યોજના એ ભૂમિકામાંથી જ ઉદ્‌ભવેલી છે.

આ યોજનાને એક નવો ગચ્છ, સંપ્રદાય કે વાડો ઊભો કરવાના યત્નની તુલામાં મૂકી શકાય તેમ નથી. ચાલુ સંપ્રદાયમાંથી ઉપસંપ્રદાય કાઢવા માટેની–નવું તડ પાડવાની એ યોજના નથી, પણ અનેક સંપ્રદાયોનું એકીકરણ કરવાની યોજના છે. જે નાના–મોટા સંપ્રદાયો એ યોજનામાં ભળવા ધારે તે ભળી શકે તેમ છે. સર્વ સંપ્રદાયોનું સંગઠન જે અવરોધને કારણે થઈ શકતું ન હોય તે અવરોધ 'વીરસંઘ'માં ભળવાની મરજિયાત જોગવાઇને લીધે રહી શકતો નથી. રાજકીય પરિભાષામાં કહીએ તો વીરસંઘ એ સંપ્રદાયોનું એક ' ફેડરેશન ' છે.

આ યોજનાની સમાલોચના અહીં આવશ્યક છે. યોજનાનો મુખ્ય ઉદ્દેશ સાધુ–સાધ્વીઓ તથા શ્રાવક–શ્રાવિકાઓનું સંગઠન, ઐક્યવૃદ્ધિ, આચારશુદ્ધિ, સાહિત્યપ્રચાર, ધર્મ-

**ત્રણ વિભાગો**

સાહિત્યનો અભ્યાસ અને જૈન સંસ્કૃતિનો વ્યાપક પ્રચાર કરવાનો છે. સંઘના ત્રણ વિભાગો

યોજેલા છેઃ (૧) સાધુઓ તથા સાધ્વીઓનો 'વીર શ્રમણસંઘ', (૨) ગૃહસ્થવેશમાં બ્રહ્મચારી રહીને સેવા આપનારાઓનો 'વીર બ્રહ્મચારી સંઘ' અને (૩) શ્રાવક-શ્રાવિકાઓનો 'વીર શ્રાવકસંઘ.'

શ્રમણસંઘના એક મુખ્યાધિકારી આચાર્ય અને એક ઉપાધ્યાય પાંચ વર્ષને માટે સર્વાનુમતિથી કે બહુમતિથી થાય; એથી પરંપરાગત વડપણને સત્તાનું કાયમી સ્થાન મળતું નથી પરંતુ નિયત સમય માટે જ વડપણ મળે છે જે 'ફેડરેશન'નો એક મુખ્ય ગુણ છે. આચાર્ય બધા પ્રાંતોમાં સાધુ-સાધ્વીઓની આચાર-મર્યાદા પર ધ્યાન રાખે, દોષપાત્રને શિક્ષા કે પ્રાયશ્ચિત્ત આપે, પણ એ દોષ ગણાવચ્છેદક કે પ્રવર્તકદ્વારા સૂચવાયલો હોવો જોઈએ. ઉપાધ્યાય સાધુ-સાધ્વીઓનાં પઠન-પાઠનની વ્યવસ્થા કરે, લેખક તથા પંડિત મુનિઓની પ્રગતિની વ્યવસ્થા કરે, અને શાસ્ત્રશોધનના કાર્ય પર દેખરેખ રાખી તેના પ્રચારનો પ્રબંધ કરે. જ્ઞાન તથા ક્રિયા બેઉ ક્ષેત્ર પર આચાર્ય તથા ઉપાધ્યાય સલાહસંમતિથી નિયંત્રણ રાખે.

**પરંપરાગત વડપણનો ત્યાગ**

પ્રવર્તક અને પ્રવર્તિનીઓને નિયુક્ત કરવામાં પણ પરંપરાને નહિ પણ ચુંટણીની યોજનાને સ્થાન આપેલું છે. એમની ચૂંટણી સાધુ-સાધ્વીઓનો સમુદાય બહુમતિથી કે સર્વાનુમતિથી કરે અને તેઓ પ્રાંતવાર ચુંટાઇને આચાર્યના સહાયક તરીકે કાર્ય કરે. એ પ્રવર્તકો અને પ્રવર્તિનીઓની આજ્ઞામાં રહેનારા ગણાવચ્છેદક તથા ગણાવચ્છેદિનીઓ પ્રાંતવાર નિયુક્ત થાય અને તેઓ બધાં સાધુ-સાધ્વીઓને વિહારાદિની આજ્ઞા કરે તે પ્રમાણે સાધુ-સાધ્વીઓ વર્તે. પ્રવર્તકો તથા ગણાવચ્છેદકોને નિયુક્ત કરવા માટે દેશના ૧૧ વિભાગો યોજનામાં ઠરાવેલા છે.

શ્રમણસંઘમાં પ્રવેશ કરવાના ઉમેદવાર સાધુ-સાધ્વીઓએ વીર-સંઘની નવી દીક્ષા લેવી જોઇએ; અને જે સાધુઓને માટે પ્રકટ

**તાત્ત્વિક નિયમનો** અપવાદ ફેલાયો હોય તેઓને પ્રવેશ આપવો કે નહિ અથવા પ્રવેશ આપવા માટે કેવું પ્રાયશ્ચિત્ત આપવું તે પ્રવર્તક મંડળના બહુમતાનુસાર આચાર્યના અધિકારનો વિષય રહે; છતાં પ્રાંતીય પ્રવર્તકના વિશ્વાસ અને સલાહથી આચાર્ય જે સાધુ–સાધ્વીઓને અયોગ્ય માને તેમને શ્રમણસંઘમાં પ્રવેશ મળી શકે નહિ. શેષકાળ તથા ચાતુર્માસ માટે ગણાવચ્છેદકની સાથે ઓછામાં ઓછા ત્રણ અને વધુમાં વધુ પાંચ સાધુઓ તથા ગણાવચ્છેદિનીની સાથે ઓછામાં ઓછી ચાર અને વધુમાં વધુ છ સાધ્વીઓ રહી શકે. જુદું સાહિત્યપ્રકાશન કરવાનો કે ખાનગી પુસ્તકોના ભંડારો રાખવાનો સર્વ મુનિઓ માટે સદંતર પ્રતિબંધ થાય. બધાં પુસ્તકો તથા હસ્તલિખિત સૂત્રો અને ઉપકરણો ઇત્યાદિ આચાર્યની સત્તા તથા દેખરેખ નીચે જ રહે.

દીક્ષાર્થીઓની પૂરી યોગ્યતા જોઇને જ દીક્ષા આપવામાં આવે, અને તેવા નવદીક્ષિતો કોઈ આચાર્યના વ્યક્તિગત શિષ્યો નહિ પણ 'આચાર્યપદ'ના જ શિષ્યો તરીકે રહે. શિષ્યોની સંખ્યા વધારવાની કે પોતાની જ સેવા માટે નવા સાધુઓ બનાવવાની કોઈ કોઈ સાધુઓને લાલચ રહ્યા કરે છે તેનું સ્થાન આ નવદીક્ષાપદ્ધતિથી રહેવા પામતું નથી.

વીરસંઘમાંથી જે સાધુ–સાધ્વીઓને બરતરફ કરવામાં આવે તેઓને કોઇ પણ ગામના વીર શ્રાવકસંઘો માન–સ્થાન આપે નહિ કે તેમનું વ્યાખ્યાન પણ સાંભળે નહિ, પરન્તુ આવી બરતરફી કરવામાં આવે તે પૂર્વે ઘણા વિચાર, અનુભવ, ચેતવણી, સ્વલ્પ સમય માટેનું પ્રાયશ્ચિત્ત વગેરેની જોગવાઇ રાખવામાં આવી છે. ક્ષુલ્લક કારણે એ આકરો દંડ ઉગામવામાં ન આવે, તેમ જ દોષવાળો સાધુ અન્યાયનો કે નિર્દય ન્યાયનો ભોગ ન બને તે માટે પૂરતી ખબરદારી રાખવાનો આશય તે વ્યવસ્થામાં રહેલો છે. જે કાંઇ પ્રાયશ્ચિત્ત આપવામાં આવે તે દોષના પ્રકારને અનુસરીને ગણાવચ્છેદક, પ્રવર્તક અને આચાર્ય આપી શકે, પણ તેમાં કાંઈ મતભેદ ઉપસ્થિત થાય ત્યારે પ્રવર્તકમંડળની પૂર્ણ સંમતિ કે $\frac{2}{3}$ ભાગની બહુમતિથી નિર્ણય કરવામાં આવે.

આ બધી વ્યવસ્થામાં કોઈ પણ નાના કે મોટા સત્તાધારીના સ્વેચ્છાચારને સ્થાન રહેતું નથી, પણ બહુમતીના મતને જ સર્વોપરિ સ્થાન રહે છે: ફેડરેશન–સમવાયતંત્રમાં એ જ મહત્ત્વનું તત્ત્વ છે. એવી જ રીતે દેશકાળાનુસાર સમાચારીમાં કે નિયમોમાં કાંઇ સુધારા કે ફેરફારો કરવાના હોય ત્યારે પણ આચાર્યને પ્રમુખપદે પ્રવર્તકમંડળની સર્વાનુમતિ કે કું બહુમતિથી જ તે થઈ શકે એવું ધોરણ સ્વીકારવામાં આવ્યું છે.

**બહુમતાનુસારી ધોરણ**

આ શ્રમણસંઘ ઉપરાંત વીરસંઘમાં જે બ્રહ્મચારીસંઘો અને શ્રાવકસંઘો દાખલ થાય તેઓને માટે પ્રત્યેક પ્રાંતમાંથી ચુંટાયલા પ્રતિનિધિ શ્રાવકોની એક વ્યવસ્થાપક સમિતિ નિયુક્ત કરવામાં આવે અને તે એ સંઘોનું સંચાલન કરે એવી વ્યવસ્થા ઘડવામાં આવી છે.

આ આખી યોજના ઉપર સમુચ્ચયે દૃષ્ટિપાત કરતાં સહેજે સમજી શકાય તેમ છે કે સમગ્ર દેશનાં સાધુ–સાધ્વી અને શ્રાવક–શ્રાવિકાઓમાંથી સાંપ્રદાયિક વૃત્તિનું વિરેચન કરીને તેમને મરજિયાત રીતે એક જ છત્ર હેઠળ સંગઠિત–એકીકૃત કરી ધર્મસંસ્થાનું સંચાલન કરવાનો મુખ્ય ઉદ્દેશ તેમાં રહેલો છે. મતભેદ અને કલહથી વિભક્ત થઇ ગએલા ચતુર્વિધ સંઘનું સંગઠિત બળ વૃદ્ધિંગત કરવા માટેનાં સર્વ તત્ત્વો તેમાં રહેલાં છે, પરંપરાગત સત્તાશાહી કે સરમુખત્યારીને તેમાં સ્થાન નથી, શિષ્યો વધારવાની કે પક્ષભેદથી રાગદ્વેષને જન્મ આપવાની વૃત્તિનો તેથી ઉચ્છેદ થવા પામે તેમ છે, શુદ્ધ સાધુત્વ અને ધર્મરતિવાળું શ્રાવકત્વ નીપજાવવાની તેમાં જોગવાઇ રહેલી છે, અને સેંકડો વર્ષોથી જે જે ત્રુટિઓ સ્થાનકવાસી જૈન સમાજમાં ધીમે ધીમે ઘર કરતી ગઇ છે તે ત્રુટિઓ દૂર થઇને દેશકાળાનુસાર ધર્મતત્ત્વનું પોષણ થાય તેવી તાત્ત્વિકતા તેમાં રહેલી જોઈ શકાય છે.

**દેશકાલાનુસારી તાત્ત્વિકતા**

# પ્રકરણ ૧૫ મું

## જ્યોતનો અંતિમ પ્રકાશ

( ૧ )

નિયત થએલા દિવસોમાં ઘાટકોપરમાં સ્થાનકવાસી જૈન કોન્ફરન્સનું દશમું અધિવેશન શેઠ શ્રી. વીરચંદભાઇ મેઘજીભાઇના પ્રમુખપદે ઉત્સાહપૂર્વક મળ્યું અને તેણે પોતાનું કાર્ય પાર પાડયું. અધિવેશન પૂર્વે સારી પેઠે પ્રચારકાર્ય કરવામાં આવ્યું હતું, અધિવેશનમાં 'વીરસંઘ' અને 'મહાસંઘ'ની યોજનાઓ મૂકવામાં આવનાર હતી, અને બીજો પણ ઉપયોગી કાર્યક્રમ હતો, એટલે જૈન જનતાનું આકર્ષણ ઠીક થવા પામ્યું, હાજરી સારી થઇ અને બધો કાર્યક્રમ સફળ પણ થયો. 'મહાસંઘ'ની યોજના એ સમગ્ર હિંદમાંથી એવા સભ્યોને નોંધવાની યોજના છે કે જેઓ વાર્ષિક એક રૂપિયો લવાજમ ભરે અથવા એકી સાથે રૂ. ૨૫૧ આપીને આજીવન સભ્ય થાય; અને એવી રીતે સ્થપાયલી સંસ્થા ધર્મ તથા કોમને ઉપયોગી એવાં અનેક પ્રકારનાં કાર્યો ઉપાડી લે. કોન્ફરન્સ એક નિષ્ક્રિય સંસ્થા બનવા લાગી હતી, તેને બદલે આ નવી સંસ્થા સ્થપાઇને સજીવ રહ્યા કરે તેવું તેનું બંધારણ ઘડવામાં આવ્યું હતું. આ યોજના અમલમાં મુકાઇ ગઇ છે પણ વહેવારુ રીતે તે કેવીક કાર્યકર્તૃક બને છે તે ભવિષ્યમાં જોવાનું રહે છે. યોજના તરીકે તેમાંનું તત્ત્વ આદરણીય છે. 'વીરસંઘ'ની યોજના સાથે એ 'મહાસંઘ'ની યોજનાને કશી નિસ્બત નથી.

ઘાટકોપરમાં મળેલા કોન્ફરન્સના અધિવેશને 'વીરસંઘ'ની યોજનાને સર્વાનુમતે સ્વીકારી લીધી હતી અને તે વિષે ઠરાવ કરીને

**'વીરસંઘ'ની યોજનાનો સ્વીકાર**

મુનિ સમિતિની અનુમતિ મેળવવાના કાર્ય સારુ એક સમિતિ નીમી હતી. ઠરાવ એવો હતો કે "સાધુ-સાધ્વી સંઘની એકતા એ જ સ્થાનકવાસી સમાજના અભ્યુત્થાનનો એક માત્ર ઉપાય છે. તે માટે મુનિસમિતિના ચાર સભ્યોએ એક યોજનાનો ખરડો તૈયાર કર્યો છે તેનો મૂળ સિદ્ધાંત આવકારદાયક છે. તેથી અજમેર સાધુસંમેલનમાં નિમાયલી મુનિસમિતિની એક બેઠક યોગ્ય સ્થળે અને સમયે બોલાવવા આ અધિવેશન ઠરાવ કરે છે અને તે કાર્ય કરવા એક સમિતિ નીમવામાં આવે છે." આ સમિતિમાં જુદા જુદા પ્રાંતોના ૨૫ સભ્યો હતા અને સર ચુનીલાલ ભાઈચંદ મહેતા તેના પ્રમુખ હતા.

'વીરસંઘ'ની યોજનામાં એક બ્રહ્મચારીસંઘનો પણ સમાવેશ થાય છે પરન્તુ જ્યાંસુધી 'વીરસંઘ'ની પૂરી યોજના અમલમાં આવે નહિ ત્યાંસુધી સેવાભાવી બ્રહ્મચારીઓની સંસ્થા અસ્તિત્વમાં આવી શકે નહિ; એટલે તુરતમાં જ સેવાભાવીઓની એક સંસ્થા સ્થાપવાના આશયથી આ અધિવેશને એક 'વીર સેવાસંઘ'ની સ્થાપના કરવાનો પણ ઠરાવ કર્યો હતો. તેમાં જણાવ્યું હતું કે "સ્થાનકવાસી જૈન સમાજના સાચા શ્રાવકો ભલે તે ગૃહસ્થ હોય કે બ્રહ્મચારી હોય, પરંતુ સમાજસેવાને માટે જીવન અર્પણ કરવાવાળાઓનો 'વીર સેવાસંઘ' તુરત જ બનાવવો, અને વીરસંઘના સભ્યની યોગ્યતા તથા આવશ્યકતાનુસાર જીવનપ્રબંધને માટે વીરસંઘ ફંડનો ઉપયોગ કરવો."

આ પ્રમાણે 'વીરસંઘ'ની યોજનાના તાત્ત્વિક સ્વીકારથી શ્રી. રત્નચંદ્રજીને તો સંતોષ જ હતો. યોજનાને વહેવારુ રીતે ચાલના મળે તે માટે ભલે થોડો વધુ સમય જાય પરન્તુ બનતાંસુધી મોટા ભાગના સાધુસમુદાયના ટેકા સાથે જ તે યોજના આગળ ધપે એ તેમને મન ઇષ્ટ જ હતું.

'વીરસંઘ'ની યોજનાની સુંદરતા ને ઉપયોગિતા સ્વતઃસિદ્ધ હતી. તેની પાછળની ઐકયની અને વિશુદ્ધ સાધુજીવનની ભાવના તથા જૈન શાસનનું શિસ્તબદ્ધ સંચાલન ઉત્તમ હતાં. તે યોજના ઉપર સાધુ–સાધ્વીઓના અભિપ્રાયો મંગાવવામાં આવ્યા હતા, તેમાં યોજનાને પ્રશંસવા છતાં કેટલાક મુનિઓએ અવહેવારુ તથા અશકય લેખી હતી, કેટલાકોએ ગોળ ગોળ જવાબો આપ્યા હતા અને કેટલાકોએ પૂર્ણ સંમતિ આપી હતી. આમ હોવા છતાં શ્રી. રત્નચંદ્રજીને પૂર્ણ શ્રદ્ધા હતી કે જે શુદ્ધ સુવર્ણ છે તેના ઉપર ઇતર સાધુઓ ગમે તેવા પ્રયોગો કરે કે પ્રહારો કરે પણ તે ઝળકી ઉઠયા વિના રહેવાનું જ નથી. તે યોજનાને અમલી બનાવવાને પૂરતો પરિશ્રમ કરવાની તેમની ધગશ હતી.

**અંતિમ શ્વાસરૂપ 'વીરસંઘ'**

એ ધગશનો પરિચય શ્રી. જમનાદાસ ઉદાણી (વીરસંઘ–સમિતિના એક સભ્ય) સાથેના તેમના એક સંક્ષિપ્ત વાર્તાલાપમાંથી મળે છે. શ્રી. ઉદાણી એ પ્રસંગનું આલેખન નીચે પ્રમાણે કરે છેઃ

" બુધવારે ( તા. ૧૪–૫–૪૧ : વૈશાખ વદ ૪ ) શ્રી. રત્નચંદ્રજીના દર્શને હું આવ્યો હતો. તેઓશ્રીએ બહુ જ શાન્તિથી અને પ્રેમથી બાજુના ખંડમાં મારી સાથે કલાકેક વાતચીત કરી હતી. તે સમયે તેઓશ્રીએ ઘણી સૂચનાઓ કરી. ' વીરસંઘ 'ની યોજનાને અમલમાં લાવવા શું શું પ્રબંધ કરવો જોઇએ તેની મને વીગતો સમજાવી. ચાતુર્માસ બાદ સાધુસમિતિએ એકત્ર થઈને વીરસંઘની યોજના અમલમાં આવે એવો નિર્ણય અને પ્રબંધ કરવો જોઇએ, એવી પોતાની પ્રબળ ઇચ્છા તેમણે જાહેર કરી. વિશેષમાં તેમણે ફરમાવ્યુંઃ ' ઉદાણી ! વીરસંઘનો ઠરાવ તમે કોન્ફરન્સ પાસે રજુ કરીને પાસ કરાવ્યો છે. હવે તમારે તમારી કમિટીનું કામકાજ શરુ કરી દેવું જોઇએ. શ્રી. ચુનીલાલ શેઠ સીમલાથી કયારે આવવાના છે ? ' મેં જવાબ આપ્યોઃ ' સાહેબ, આપના પુણ્યપ્રતાપે બધું સારું થશે.

મારા કાર્યમાં હું શિથિલ નહિ રહું. ચુનીલાલ શેઠ રવિવારે સીમલાથી આવવાના છે.' તેમણે માત્ર 'ઠીક' એવો એક જ બોલ ખૂબ શાન્તિથી કહ્યો. પછી મેં વિનંતિ કરી: 'આપના આરોગ્ય માટે હવાફેરની જરૂર છે, ડાક્ટરની પણ સલાહ છે, તો દેવલાલી જવા માટે ડોળીનો ઉપયોગ કરવો. ત્યાંનાં હવાપાણીથી આપને આરામ આવી જશે અને ચિત્તને પણ શાતા રહેશે.' તેમણે કહ્યું: 'થોડા દિવસો માટે કાંઇ નથી કરવું. મને શાતા છે.'"

પણ તે વખતે કોઈ નહોતું જાણતું કે શ્રી. રત્નચંદ્રજી જે 'થોડા દિવસ'ની વાત કહે છે તે ચાતુર્માસના પ્રારંભ આડે રહેલા થોડા દિવસોની વાત હોવા છતાં તેમના જીવનકાળના અવશિષ્ટ રહેલા માત્ર એ જ દિવસોને લાગુ પડતી હતી!

તા. ૧૫ મી ને ગુરુવારે બપોરના બે વાગતાં પંડિત સૂર્યભાનુ તથા રુઇયા કૉલેજના એક પ્રોફેસર સાથે તેમણે દોઢ કલાક સુધી વાતચીત કરી હતી. જૈનાગમોમાં વર્ણવેલા સામાજિક રીતરિવાજો વિષે એ પ્રોફેસરને નિબંધ લખવો હતો તેથી તેમને શ્રી. રત્નચંદ્રજીએ જોઈતી માહિતી આપી હતી. ત્યારપછી સાંજે 'જૈન પ્રકાશ'ના તંત્રી શ્રી. હર્ષચંદ્ર દોશી સાથે તેમણે 'વીરસંઘ'ની સમિતિના તથા ધાર્મિક શિક્ષણસમિતિના કાર્ય સંબંધી કેટલીક વાતચીત કરી હતી અને તે અંગે પોતે આપેલી સૂચના મુજબ કેટલી પ્રવૃત્તિ થઈ હતી તેની માહિતી પૂછી હતી. સંધ્યાકાળે નિયમ મુજબનો આહાર કરીને તેમણે પ્રતિક્રમણ કર્યું હતું. પ્રતિક્રમણ બાદ તેમણે પોતાના શિષ્ય શ્રી. પૂનમચંદ્રજીને પોતાની પાસે બોલાવી કલાકેક સુધી વાતચીત કરી હતી. રાત્રે ૧૦॥ વાગતાં સુધી મુંબઈ સકળ સંઘના સેક્રેટરી શ્રી. ગિરધરલાલ દફતરી સાથે પણ તેમણે વીરસંઘ સમિતિ અને શિક્ષણસમિતિનાં કાર્યો સંબંધે કેટલીક ચર્ચા કરી હતી અને કાર્યોની સફળતા માટે માર્ગદર્શન કરાવ્યું હતું. રાત્રે અગિયાર વાગ્યે તેમણે શયન કર્યું હતું,

અને ૧૧।।। વાગતાં સુધી શિષ્યોની પૂછગાછ ઉપરથી તબિયત સારી હતી એમ તેમણે જણાવ્યું હતું.

પરન્તુ રાત્રિના અઢી વાગતાં તેમની તબિયત બગડતી જણાઇ હતી. લોહીનું દબાણ વધી ગયું, શ્વાસ વધતો જણાયો, એકાએક પક્ષઘાતની અસર માલૂમ પડવા લાગી, શિષ્યોએ તેમને જાગ્રત કરવા યત્ન કર્યો પણ બેભાન દશા જણાવા લાગી. તુરત શિષ્યોએ સવિધિ સાગારી સંથારો કરાવ્યો, ડોકટરને બોલાવવામાં આવ્યા, 'બ્લડપ્રેશર' ૨૩૦ સુધી વધી ગએલું માલૂમ પડયું, અગ્રેસર શ્રાવકો એકત્ર થઇ ગયા, મુંબઇમાંથી બીજા ડોકટરને બોલાવવામાં આવ્યા, પરન્તુ તે આવ્યા પહેલાં એ જ રાત્રે–શુક્રવારે પરોઢમાં ક. ૪–૫૦ મિનિટે તેમણે દેહત્યાગ કર્યો! 'વીરસંઘ'ની યોજના જ જાણે શ્રી. રત્નચંદ્રજીનો અંતિમ શ્વાસ હતો!

**સ્થૂળ દેહનો વિલય**

શ્રી. રત્નચંદ્રજીના સ્થૂળ દેહના અંતિમ માનનો ઉત્સવ કરવામાં ઘાટકોપરના સંઘે કશી ઊણપ રાખી નહોતી. મુંબઈ તથા તેનાં પરાંઓમાંથી હજારો માણસોની મેદની તેમનાં અંતિમ દર્શન માટે ઘાટકોપરમાં ઉલટી પડી હતી. સુશોભિત મંડપિકામાં એમના દેહને પધરાવીને નગરમાં ત્રણ કલાક સુધી 'જયજિનેંદ્ર'ના પોકારો સાથે ફેરવવામાં આવ્યો હતો. ચંદનકાષ્ટથી અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો. અંતિમ ક્રિયા નિમિત્તે રૂ. ૮ હજારનો ધર્માદા ફાળો એકઠો થયો હતો. ઘાટકોપરમાં અને મુંબઇનાં મોટાં મોટાં બજારોમાં હડતાળ પાડવામાં આવી હતી. સ્થાનકવાસી જૈન વર્ગનું એક મહામૂલ્યવાન રત્ન ખોવાઈ ગયાનો આઘાત બધાં ભાવિક હૃદયો પર પડ્યો હતો અને તેથી ખેદ–શોક વ્યાપી ગયો હતો.

એ ખેદનો પડઘો અમદાવાદ, ખંભાત, રાજકોટ, મોરબી, લીંબડી, માંડવી, ભૂજ, અંજાર, કરાંચી, જયપુર, અજમેર, જોધપુર,

બ્યાવર, અલ્વર, દિલ્હી, આગ્રા, અમૃતસર, લાહેર, રાવલપિંડી, કલકત્તા, રંગુન, મદ્રાસ ઇત્યાદિ દેશભરનાં મુખ્ય મુખ્ય નગરોમાં પડ્યો હતો. ઠેર ઠેર શોકદર્શક સભાઓ ભરાઈ, તેમના આત્માની શાંતિ અર્થે પ્રાર્થનાઓ થઈ, એ પવિત્ર જીવનનાં ગુણગાન ગવાયાં, તેમના જીવનસંદેશનાં સ્મરણો કરાવાયાં, શોકની કવિતાઓ રચાઇ, પ્રશસ્તિના શ્લોકો લખાયા, વર્તમાનપત્રોએ મૃત્યુનોંધો લખીને તેમના જીવનકાર્યની સમાલોચનાઓ કરીઃ એમ દેશના ચારે ખૂણેથી એમના અમર આત્મા ઉપર શ્રદ્ધાંજલિઓની વૃષ્ટિ થઇ.

એમના નામનું સ્મરણ કરાવનારાં કેટલાંક સ્મારકો પણ અસ્તિત્વમાં આવ્યાં છે. ઘાટકોપર અને મુંબઇના શ્રાવકોએ મળી એક સારું ફંડ કરી રૂ. પોણો લાખનું એક મકાન ખરીદ્યું અને તેમાં પં. રત્નચંદ્રજી કન્યાશાળાની સ્થાપના કરી. મકાનના એક ભાગનું સારું ભાડું આવે છે તેમાંથી એ સંસ્થાનો નિભાવ થઈ રહ્યો છે. બનારસમાં શ્રી સોહન જૈન ધર્મ પ્રચારક સમિતિએ સ્થાપેલા શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાશ્રમથી સંયુક્ત થએલું શતાવધાની રત્નચંદ્રજી પુસ્તકાલય પણ સ્થપાઈ ચૂક્યું છે. કહોરમાં શ્રી રત્નચંદ્રજી સ્થાનકવાસી જૈન પુસ્તકાલયની સ્થાપના કરવામાં આવી છે. વઢવાણ કેમ્પમાં શ્રી. મહેંદ્રમુનિએ શ્રી. રત્નચંદ્રજીના વડા શિષ્ય શ્રી. પૂનમચંદ્રજી પાસે દીક્ષા ગ્રહણ કરી તે પ્રસંગે શતાવધાની પં. શ્રી. રત્નચંદ્રજી જૈન જ્ઞાનમંદિર નામની સંસ્થા સ્થાપન થઈ છે, જેમાંથી તેમનું સાહિત્ય પ્રકાશિત થયા કરે અને અન્ય કાર્ય થઈ શકે એવી વ્યવસ્થા કરવામાં આવી છે. આ ઉપરાંત શ્રી જૈન સાહિત્ય પ્રચારક સમિતિ કે જેના પ્રાણરૂપ શ્રી રત્નચંદ્રજી હતા અને જેનું મુખ્ય કાર્યાલય બ્યાવરમાં છે તે પણ તેમના જ પરિશ્રમના ફળ રૂપે તેમનું સ્મારક બની રહી છે. શ્રી રત્નચંદ્રજીના સાહિત્યનો એક સારો જેવો ભાગ એ સમિતિ તરફથી પ્રસિદ્ધ થયો છે.

(૨)

એ સ્થૂળ દેહ ભસ્મીભૂત થઈ ગયો, પરન્તુ શ્રી. રત્નચંદ્રજીનો અક્ષર દેહ વિદ્યમાન છે. એ અક્ષર દેહની ઝાંખી વર્તમાન શ્રાવકસમાજ તથા સાધુસમાજ જેટલે અંશે કરી શકશે તેટલે અંશે તેમના જીવનનો સંદેશ સુણી શકશે, તેમાંથી સ્વજીવન અર્થેનો બોધ તથા પ્રેરણા તારવી શકશે અને તદનુસાર વર્તીને તથા તેમનાં અધૂરાં રહેલાં કાર્યો આગળ ધપાવીને નિજ જીવનને ધન્યતા અર્પી શકશે.

**અક્ષર દેહ**

શ્રી. રત્નચંદ્રજીએ પુષ્કળ પ્રવાસ કર્યો, સેંકડો વ્યાખ્યાનો આપ્યાં, સુંદર ગ્રંથો લખ્યા, પુષ્કળ અભ્યાસ કર્યો તથા સ્મરણ-શક્તિને કેળવી, અનેક સંસ્થાઓને જીવન આપ્યું, અનેક સુપ્ત સંસ્થાઓને જગાડીને કાર્યશીલ બનાવી, સ્થળે સ્થળે ચાલતા વિસંવાદો મટાડ્યા તથા ઐક્ય સ્થાપ્યાં, પવિત્ર જીવન જીવીને અનેક પરિચયીઓ કે જિજ્ઞાસુઓને પવિત્ર જીવન પ્રતિ અંગુલિનિર્દેશ કર્યો : તેમણે ઘણાંઘણાં સત્કાર્યો કર્યાં અને ઘણાં કાર્યો પ્રારંભીને ભવિષ્યની પેઢીને માટે પૂરાં કરવા સારુ બાકી મૂકયાં.

" તેઓ તો કૃતકૃત્ય થઇ ગયા. તેમનું મૃત્યુ ઉપાધિરહિત અને મંગળ મૃત્યુ થયું. છેલ્લી ઘડી સુધી સાધુસમાજની એકતા અને જ્ઞાન–ચારિત્ર્યની વૃદ્ધિની ચિંતા કરતા તેઓ ગયા અને આપણી જવાબદારી વધારતા ગયા. તેમનું અધૂરું રહેલું કાર્ય પૂરું કરીએ તો જ તેમના પ્રત્યેનું આપણું ઋણ આપણે અદા કરી શકીએ.* "

શ્રી. રત્નચંદ્રજીએ આરંભેલું પણ અધૂરું રહેલું દુઃશકય કાર્ય વીરસંઘની યોજનાને અમલમાં મૂકવાનું છે. જો પોતે જીવંત રહ્યા હોત તો તુરતમાં જ તેમણે એ કાર્ય માટે સાધુસમિતિ મેળવવાનો યત્ન આરંભી દીધો હોત. 'વીરસંઘ' એ જ તેમનો અંતિમ શ્વાસો-ચ્છ્વાસ બન્યો હતો અને વગરવિલંબે

**અધૂરું રહેલું મુખ્ય કાર્ય**

---

* શ્રી. ચીમનલાલ ચ. શાહનો "જૈન પ્રકાશ"માંનો અગ્રલેખ.

એ યોજનાને ફળીભૂત કરવા માટે તેમણે તે માટેની સમિતિના સભ્યો સમક્ષ આગ્રહ દર્શાવ્યો હતો; પરંતુ હવે તો એ ભવ્ય અને સુંદર યોજના કાળસાગરનાં મોજાંની વચ્ચે ક્યાંસુધી અથડાતી રહેશે, તે કોઇ વાર તરશે કે તળિયે બેસશે તે જાણવાનું કોઈ સાધન નથી. વર્તમાન સાધુઓનો એક મોટો ભાગ માને છે કે એ યોજના પાર પડી શકે તેવી નથી. એવી માન્યતાનું કારણ એ છે કે સંપ્રદાયોના વડા સાધુઓને પોતાનાં મોટાં પદો તથા અધિકારો છોડવાં ગમતાં નથી. નાનાં સાધુટોળાંના અને મોટા શ્રાવકસમુદાયોનાં સમ્રાટ્પદો લલચાવે તેવાં હોય તેમાં નવાઈ નથી. સંપ્રદાયની વાડો પણ એ પદાધિકારને ટકાવવા માટે જ જળવાતી હોય છે. કોન્ફરન્સના દશમા અધિવેશને ઠરાવ કર્યો છે કે "આ કોન્ફરન્સ સમાજને વિનંતિ કરે છે કે સમાજનું સંગઠન વધારવાને માટે અને સાંપ્રદાયિક ક્લેશ ન વધે એટલા માટે સાંપ્રદાયિક સંગઠનો ન કરવામાં આવે." આ ઠરાવ હળવામાં હળવા શબ્દોમાં માત્ર વિનંતિરૂપે કરવામાં આવ્યો છે. વસ્તુતઃ સાંપ્રદાયિક સંગઠનોએ ભિન્ન ભિન્ન સંપ્રદાયોના સાધુઓ તથા શ્રાવકોની વચ્ચે અનિચ્છનીય હરીફાઈ અને કારમાં મનોદુઃખ ક્યારનાંય જન્માવ્યાં છે. કેટલાક સંપ્રદાયો પોતપોતાનાં પત્રો કે પત્રિકાઓ બહાર પાડીને પોતાના જ સાધુઓનાં ગુણગાન તથા બીજાઓની નિંદા કરે છે, પોતાના સંપ્રદાયના સાધુઓએ લખેલાં પુસ્તકો પ્રકટ કરવાં એને અનન્ય ફરજ માનવામાં આવે છે, સંપ્રદાયને કારણે શહેરોમાં તડો પડે છે અને સંઘોની એકતા તૂટે છે, તથા બીજા અનેક પ્રકારના અનર્થોની પરંપરા ઉત્પન્ન થાય છે. પરંતુ એ સંપ્રદાયો છે તો જ કેટલાક માનભૂખ્યા સાધુઓના સન્માનસમારંભો થાય છે, તેમના ભક્ત શ્રાવકો તેમના પડ્યા બોલ ઉપાડી લે છે અને તેમનાં કીર્તિગાન ઠેરઠેર ગવાય છે. 'વીરસંઘ' એ સંપ્રદાયો ઉપર જ કુઠારાઘાત કરીને અનેક સંપ્રદાયોને એક જ છત્રછાયા તળે લાવનારો હોઇને સાંપ્રદાયિકતામાં મહાલતા સાધુવર્ગને અણગમતો બને એ સમજી

શકાય તેમ છે. અને તે જ કારણથી શ્રી. રત્નચંદ્રજીના અવસાન પછી એ યોજનાના ભાવિ માટે અત્યારે તો સંદિગ્ધતા જ રહે છે.

પરન્તુ એક વાત અસંદિગ્ધ છે કે જ્યારે પણ કોઇ જૈન ફીરકાને ઉદયની સાચી દિશા શોધવાની ઇચ્છા થશે ત્યારે તેને સૌથી પહેલાં સંપ્રદાયો ઉપર જ કુઠારાઘાત કર્યા વિના ચાલવાનું નથી; અને એવો કુઠારાઘાત કરવાને તૈયાર થનાર ભવિષ્યના કોઈ સુધારક શ્રાવક-કે મુનિને ચતુર્વિધ સંઘમાં પેઠેલાં કાતીલ દર્દોના ઉપચાર માટે શ્રી મહાવીર ભગવાનને કેંદ્રસ્થાને સ્થાપીને અસાંપ્રદાયિક સંઘ નિર્માણ કર્યા વિના પણ ચાલવાનું નથી. નવા ગચ્છો-વાડા-સંઘાડાથી જૈન સમાજ હવે ધરાઇ ગયો છે. તે એ વાડાઓની આંટી-ઘુંટીમાં અને ભૂલભુલામણીમાં ખૂબ આથડયો છે અને કંટાળ્યો છે. તેને હવે નવા વાડા જોઇતા નથી. તેના લોકવાદી માનસને તો સમવાયની ભાવનાને પોષનારી વિશાળ અને ઉદાર વ્યવસ્થા જોઇએ છે. 'વીરસંઘ'ની યોજના એવી જ છે. પરંતુ તેના અમલ માટે જો આજે કાળ પૂરેપૂરો પાકયો ન હોય, તો જૈન સંઘને હજી વધારે રોગિષ્ઠ દશામાંથી પસાર થતું જોઇશે, હજી વધારે કલહ-વિસંવાદ-શિથિલાચાર-અશિસ્તાદિના કુત્કાર જોવા પડશે, અને હજી વધારે આક્રમણો તથા આઘાતો સહન કરવા પડશે : ત્યારપછી જે અંધકાર પ્રસરશે તેમાં તેને ક્ષિતિજમાં અસાંપ્રદાયિક સંઘયોજનાની ઉજ્જવલ રેખાનું દર્શન થશે.

**પ્રાચીન સાહિત્યનું સંશોધન**

શ્રી. રત્નચંદ્રજીના જીવનમાંથી સૂચિત થતી બીજી કાર્યદિશા કે જે તરફ જૈનોની વર્તમાન તથા ભાવિ પેઢીએ આગળ વધવાની અગત્ય છે તે પ્રાચીન સૂત્રસાહિત્યના પદ્ધતિસરના સંશોધનની છે. સદ્ભાગ્યે અર્ધમાગધી ભાષાનો કોષ અને વ્યાકરણ એ બે મહાગ્રંથો તેમણે પૂર્ણ કર્યા છે એટલે તેમાં જરાએ ઊણપ રહી નથી; પરંતુ આગમસાહિત્યના સંશોધનની તો તે માત્ર અગત્ય

દર્શાવીને જ વિરમી ગયા છે, અને એ દિશામાં ગતિમાન થવાનું વર્તમાન પેઢીને માટે મૂકતા ગયા છે. આ માટે જૈન સાહિત્ય પ્રચારક સામતિની સ્થાપના તેમના જીવનનાં છેલ્લાં વર્ષો દરમ્યાન થવા પામી હતી. એ સમિતિ કેટલુંક નવું સાહિત્ય પ્રસિદ્ધ કરી શકી છે, પરન્તુ પ્રાચીન સાહિત્યસંશોધનનું કાર્ય તેને હસ્તે હજી કશું થવા પામ્યું નથી.

**નવ-સાહિત્યનિર્માણ**

નવીન સાહિત્ય નિર્માણ કરવાનું કાર્ય તો ખૂબ જ વિશાળ છે, અને તેમાં સમુચિત દૃષ્ટિની અગત્ય છે. સ્થાનકવાસી જૈન સાધુઓએ લખેલાં તથા સંપાદિત કરેલાં જે નવાં પુસ્તકો બહાર પડી રહ્યાં છે તેમાંનો એક મોટો ભાગ બીનજરૂરી અને ચર્વિતચર્વણનું દર્શન કરાવનારો હોય છે. નવાં સર્જનોમાં પણ અભ્યાસ કે દર્શનનું ઉંડાણ દર્શાવનારી કૃતિઓ જવલ્લે જ જોવામાં આવે છે. સાધુસંમેલને ગ્રંથલેખન-પ્રવૃત્તિ ઉપર અંકુશ મૂકવાને ઠરાવ્યું હતું કે સાધુઓ જે કાંઇ લખે તે એક સમિતિને મોકલે અને સમિતિ તે પસાર કરે ત્યારપછી જ તેની પ્રસિદ્ધિ થાય; પરંતુ એ ઠરાવને કોઇ માનતું જ નથી અને પરિણામે ક્ષુલ્લક ગ્રંથપ્રકાશન વધી ગયું છે.

શ્રી. રત્નચંદ્રજી તો વર્તમાન જનતાને માટે આજે કેવા સાહિત્યની જરૂર છે તે વિષે ઘણાને પૂછતા, વિદ્વાનોનો મત લેતા અને જે કાંઇ આવશ્યક લાગે તેવું જ લખતા. વર્તમાન યુવકવર્ગને લોકોત્તર દૃષ્ટિ તરફ વાળવાના હેતુપૂર્વક ધર્મસાહિત્ય રચવાનો તેમનો ઇરાદો હતો પરંતુ તે પાર પડી શક્યો નહિ. જૈન વિદ્યાર્થીઓની વાચનમાળા લખવાનો તેમનો મનોભાવ હતો કે જેના વાચનથી ઉછરતાં બાળકોને શુદ્ધ જીવન તથા ધર્મનું જ્ઞાન મળવા ઉપરાંત વાચનમાં રસ પણ પડે; પરંતુ એ કાર્ય તે હાથ ધરીને થોડું જ કરી શક્યા અને જેટલું કરી શક્યા છે તેટલું પ્રસિદ્ધ કરવામાં આવ્યું નથી. બૌદ્ધ અને વેદાંત

દર્શનોની તુલનાપૂર્વક જૈન સાહિત્ય લખવાની આવશ્યકતા તેમને શ્રી. સુખલાલજીની સલાહ પછી સમજાઇ હતી, પરન્તુ તે દિશામાં તે પ્રગતિ કરે તે પહેલાં કાળે તેમને ઝડપી લીધા હતા. સંસ્કૃત શ્લોક અને વિવેચનથી યુક્ત 'ભાવનાશતક' જેવો એક મહાગ્રંથ 'જૈન દર્શન' લખવાનો તેમણે પ્રારંભ કર્યો હતો પરંતુ તેના થોડા સર્ગો જ લખાયા અને ગ્રંથ અધૂરો રહ્યો. આ ગ્રંથ જો પૂરો થવા પામ્યો હોત તો ખરેખર મૂલ્યવાન બનત એમ તેના હસ્તલિખિત વિભાગ ઉપરથી જોઇ શકાય છે.

આજે બ્યાવર જૈન ગુરુકુલ, પંચકુલા જૈન ગુરુકુલ, રાજકોટ જૈન ગુરુકુલ, સોહન જૈન ધર્મપ્રચારક સમિતિદ્વારા સંચાલિત પાર્શ્વનાથ જૈન વિદ્યાલય ઇત્યાદિ સંસ્થાઓમાં નવયુવાન જૈનો પ્રાચીન જૈન સાહિત્યનો અભ્યાસ કરી રહ્યા છે. તેમાં તૈયાર થઇ રહેલા ભાવિ જૈન પંડિતોની શ્રેણી શ્રી. રત્નચંદ્રજીની સાહિત્યપ્રવૃત્તિમાંથી પ્રેરણા મેળવીને જૈન જગતની સાહિત્યવિષયક આવશ્યકતાઓને પૂરી પાડે એવી આશા રાખવી અસ્થાને નથી; બલકે શ્રી. રત્નચંદ્રજીની વિચારસરણી અને કાર્યસરણીના પૂર્તિકારો બનવાનો ભાર તેમની ઉપર અને વર્તમાન જૈન પંડિતપ્રવર મુનિવરો ઉપર રહેલો છે. શ્રી. રત્નચંદ્રજીનાં શિષ્યરત્નો શ્રી. પૂનમચંદ્રજી, શ્રી. ડુંગરસિંહજી અને શ્રી. નવીનચંદ્રજી પોતાના ગુરુવર્યની કાર્યદિશાને અપનાવીને એ જીવન-સંદેશને ઝીલનારા બને એવી આશા જરાય વધારે પડતી નથી.



# પ્રકરણ ૧૬ મું

## વ્યક્તિગત ગુણદર્શન

A sound body has a sound mind એ અંગ્રેજી કહેવત માનવજીવનમાં શારીરિક આરોગ્યનું મહત્ત્વ સૂચિત કરવાને માટે કોઇ શરીરશાસ્ત્રીએ ભલે જોડી કાઢયું

**સતત ઉદ્યમશીલતા**

હોય પરન્તુ માનસશાસ્ત્ર એ કહેવતને સાચું કહેવાની ના પાડે છે. જો નીરોગી માનસ હંમેશાં નીરોગી શરીરમાં રહેતું જ હોત તો માનવીને જીવનમાં એકલા શરીરના આરોગ્યવિજ્ઞાનની જ જરૂર પડત–માનસિક આરોગ્ય-વિજ્ઞાનની શોધ નિરર્થક ઠરત. માણુસનું શરીર નીરોગી બનતાં જ તેનું મન પણ નીરોગી બની જવા પામત એટલે માત્ર શારીરિક આરોગ્ય જ માણુસે જાળવી રાખવાનું રહેત. પરન્તુ વાસ્તવિક સ્થિતિ એ નથી હોતી. શારીરિક અનારોગ્યની અસર મન ઉપર થાય છે, તેવી જ રીતે માનસિક અનારોગ્યની અસર શરીર ઉપર પણ થાય છે એ ખરું છે, પરન્તુ તંદુરસ્ત શરીર એ તંદુરસ્ત મનની પ્રતીતિ-રૂપ હોય છે એ ખરું નથી. દુર્બળ દેહ અને રોગગ્રસ્ત શરીરમાં પણ તંદુરસ્ત મન અને ભવ્ય જીવનાદર્શ રમણુ કરી રહેલાં હોય છે. શારીરિક પીડા કે દેહની રોગગ્રસ્તતા જ્યારે કોઈ માણુસના મનને વિકલ બનાવે છે ત્યારે એ વિકલ બનતું મન પોતે પણ ન્યૂન કે અધિક અંશે રોગગ્રસ્ત કે દુર્બળ જ હોય છે: સંપૂર્ણ નીરોગી મનમાં પીડા કે રોગની વેદના કદાપિ વિકલતા ઉપજાવતી નથી.

શ્રી. રત્નચંદ્રજીના અનારોગ્યે તેમના જીવનમાં અનેક વાર શારીરિક ઉપદ્રવો ઉપજાવ્યા હતા. આંખ, કાન, ગળું અને પ્રોસ્ટેટ ગ્લેંડના વ્યાધિએ તેમને પુષ્કળ હેરાન કર્યા હતા અને એ વ્યાધિઓના નિવારણ માટે અનેક સ્થળોએ રોકાઇને પણ તેમને ઉપચારો કરાવવા પડચા હતા. એ રીતે તેમણે આદરેલાં અનેક કાર્યો વિલંબમાં પડતાં અને મુલતવી પણ રહેતાં, પરન્તુ એ દર્દોનાં આક્રમણોએ તેમના માનસિક સ્વાસ્થ્ય ઉપર કદાપિ અસર કરી નહોતી, અને તેથી શારીરિક રોગગ્રસ્ત સ્થિતિમાં પણ આંતરિક પ્રકૃતિસ્વાસ્થ્ય એક સરખી રીતે ચાલુ રહ્યા કરતું. શારીરિક વેદનાને નિર્જરાના સાધનરૂપ તપશ્ચર્યા સમજવી અને તદનુરૂપ આચરણ કરવું એ બળવાન માનસ વિના શકય નથી. એવું બળવાન માનસ જ શારીરિક ઉપદ્રવોને ગણકાર્યા વિના પોતાના કાર્યમાં રત રહ્યા કરે અને સતત ઉદ્યમશીલતાને જાળવી રાખી શકે.

અજમેર છોડચા પછી ઉત્તર હિંદના પ્રવાસમાં અનેક સ્થળે રેલ્વે સ્ટેશનો પર, નિર્જન ધર્મશાળાઓમાં, ભાગ્યાંતૂટચાં મકાનોમાં રાતવાસો કરવો પડતો. આહારપાણીની સરખી જોગવાઇ બધે સ્થળે ન જ હોય અને કોઈ કોઈ સ્થળે તો આહાર મેળવવા જતાં અપમાનોય વેઠવાં પડતાં. છતાં પ્રસંગોપાત એવાં સ્થળોમાં રહેતાં જો એકાદ-બે દિવસ રોકાઇ જવું પડતું અને સમય મળી જતો, તો મળેલા સમયનો ઉપયોગ કરવાને તે પોતાનું લેખન-સંશોધનનું કામ લઇને બેસી જતા. પરીક્ષા નજીક આવી પહોંચે ત્યારે જેવી રીતે એક અભ્યાસી વિદ્યાર્થી રાત-દહાડો ઉદ્યમશીલ રહ્યા કરે છે-વાંચ્યા જ કરે છે, તેવી દશા શ્રી. રત્નચંદ્રજીએ જીવનભર ગાળી હતી. વિદ્યાર્થીની પેઠે રાતનો સમય લેખન-વાચન માટે સાધુથી ઉપયોગમાં લઈ શકાતો નથી, છતાં શ્રી. રત્નચંદ્રજીએ કોષના હજારો શબ્દોનું સંશોધન કર્યું, અનેક ગ્રંથોનું લેખનકાર્ય કર્યું, સેંકડો પુસ્તકોનો અભ્યાસ કર્યો અને એ અભ્યાસનો લાભ અનેક સાધુઓને તથા શિષ્યોને આપ્યો. સતત કાર્યશીલ-

અપ્રમાદી જીવન જીવનાર વ્યક્તિનાં કાર્યો હમેશાં ચાલતાં જ હોય છે. પ્રકૃતિની અસ્વસ્થતા તેમની ઉદ્યમશીલતાનો અવરોધ કરી શકતી નથી. સતત કાર્યશીલતા એ શ્રી. રત્નચંદ્રજીના જીવનનો એક મંત્ર હતો અને એ મંત્રસિદ્ધિએ એ સાધુપુરુષને જે શક્તિ સંપડાવી હતી તેનાં ફળો આજે જૈન જગતની સમીપે છે.

**સમભાવશીલતા તથા સહિષ્ણુતા**

શ્રી. રત્નચંદ્રજી અજાતશત્રુ હતા, તે તેમની સમભાવશીલતા અને સહિષ્ણુતાનું પરિણામ હતું. સામાન્ય રીતે તો કોઇ જૈન મુનિનો કોઈ શત્રુ હોઈ શકે જ નહિ, છતાં આજના જમાનામાં શ્રાવકોમાં તેમ જ સાધુઓમાં રાગ-દ્વેષની ન્યૂનાધિક માત્રા હોય છે. આવા રાગ-દ્વેષવાળા સાધુઓ તથા શ્રાવકો સાથેના અનેક પરસ્પર વિરુદ્ધ પક્ષોના સંસર્ગમાં શ્રી. રત્નચંદ્રજી આવ્યા હતા. જ્યાં જ્યાં કલહ, કુસંપ, વિસંવાદ કે પક્ષભેદનો તેમને પરિચય થાય, ત્યાં ત્યાં તે તેને દૂર કરવાને મથ્યા વિના રહેતા નહિ. તેમનામાં એવી સમન્વયવૃત્તિ હતી કે તે બેઉ પક્ષોમાં પોતાની સહિષ્ણુતાનું પ્રથમ સિંચન કરતા અને પછી તેમનો મેળાપ કરાવી આપતા. આ એમનો પ્રકૃતિગુણ હતો. સમન્વય કરાવવામાં બેઉ પક્ષોની વાતો જાણવી જોઇએ, તેનું તોલન કરવું જોઇએ અને પછી ન્યાય આપવો જોઇએ. એવો ન્યાય કોઇને અકારો અને કડવો પણ લાગે. શ્રી. રત્નચંદ્રજીના ન્યાયમાં સમભાવનું, નિષ્પક્ષપાતનું અને ઉદારચિત્ત સાપેક્ષતાનું એવું તેજ બેઉ પક્ષોને દૃશ્યમાન થતું કે તેઓની આંખોમાંનાં રાગદ્વેષનાં ઘેરાં તિમિર અળપાઈ જતાં, તેઓનો વિસંવાદ ટળતો અને કલહને કારણે અટકેલાં સુકાર્યો પુનઃ ચાલુ થઇ જતાં. સાધુઓ વચ્ચેના વિસંવાદો પણ તેમણે આ રીતે અનેક સ્થળે ટાળ્યા હતા અને નિષ્ફળ નીવડેલા એવા યત્નો પછી પણ કોઇ પક્ષને તેમની સમભાવશીલતા, ઉદારચિત્તતા કે ન્યાયવૃત્તિ સંબંધે ફરિયાદ કરવાની રહેતી નહિ.

શ્રી. રત્નચંદ્રજીની સહિષ્ણુતા તથા ઉદારતાની કસોટી થાય તેવા

અનેક પ્રસંગો તેમના જીવનમાં ઉપસ્થિત થયા હતા; તે કોઇ સ્થળે નોંધાયા નથી; પણ તેમના અનેક પરિચયીઓને એ સહિષ્ણુતાના અનુભવો થયા છે. એવો એક અનુભવ સુવિખ્યાત પંડિત શ્રી. ધર્માનંદ કોસંબીનો છે. શ્રી. કોસંબી બૌદ્ધ સાહિત્યના પરમ પંડિત છે અને અનેક ધર્મોના પ્રાચીન સાહિત્યના તે સારા અભ્યાસી છે. એ સાહિત્યના અભ્યાસ ઉપરથી તેઓશ્રી માને છે કે બુદ્ધના કાળમાં જૈન સંપ્રદાયના સાધુઓ ભિક્ષામાં માંસનો સ્વીકાર કરતા હતા. આ મતલબનો એક લેખ તેમણે ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થતા ‘પુરાતત્ત્વ’ ત્રૈમાસિકમાં લખ્યો હતો. જૈન પ્રાચીન ગ્રંથોના શબ્દાર્થો કરીને કેટલાક બીજા જૈનેતર પંડિતોએ પણ જૈનોમાં પૂર્વકાળે માંસાહાર પ્રચલિત હોવાનાં વિધાનો કરેલાં છે, અને જૈનોએ એ વિધાનોના પ્રત્યુત્તરો આપ્યા છે. પંડિત રત્નચંદ્રજીએ પણ ‘રેવતીદાન સમાલોચના’ ના નિબંધદ્વારા જૈન ધર્મ સામેના એ જ આક્ષેપનો શાસ્ત્રસિદ્ધ પ્રત્યુત્તર આપ્યો છે. પંડિત કોસંબીના ઉપર્યુક્ત લેખથી સને ૧૯૨૫ માં તેમની સામે જૈન સાધુઓ તથા જૈન વર્તમાનપત્રોએ મોટો ખળભળાટ મચાવી મૂકયો હતો. એ વખતે કોઈ પણ જૈન સાધુ તેમની પ્રત્યે પ્રેમ કે સમભાવ બતાવે એવી આશા પણ તે રાખતા નહોતા. એવા સમયમાં તે શ્રી. રત્નચંદ્રજીને અમદાવાદમાં ઉપાશ્રયે મળવા ગયા હતા. આ મિલનની પોતાના પર પડેલી છાપનું દર્શન કરાવતાં પંડિત કોસંબી લખે છેઃ “શ્રી. રત્નચંદ્રજી અને તેમના ગુરુ શ્રી. ગુલાબચંદ્રજી મને અત્યંત પ્રેમ તથા સહાનુભૂતિથી મળ્યા. તેથી મને માલૂમ પડયું કે તેમનામાં સાંપ્રદાયિક સંકીર્ણતા નથી. વર્તમાન યુગમાં એવી ઉદારતાની બહુ જ આવશ્યકતા છે. તે વિના આપણા દેશમાં રાષ્ટ્રીય ઐકય થવું અસંભવિત છે. એમની એ ઉદારતા કેવળ જૈન સંપ્રદાયને માટે જ નહિ, પરંતુ અન્ય સંપ્રદાયોના આચાર્યોને માટે પણ ઉદાહરણ રૂપ છે.” જેઓ પોતાના મતથી વિરુદ્ધ મત ધરાવતા હોય તેમને પ્રેમથી સત્કારવા, તેમનો મત બદલાવવાનો

યત્ન પણ વિનયપૂર્વક કરવો અને તે મત ન બદલે તોપણ સમભાવે સહિષ્ણુતા દાખવવી એ, પ્રકૃતિમાં પચી ગએલા–લોહીમાં એકરસ થઇ ગએલા એ અનેરા ગુણ વિના શકય નથી.

જે સદ્‌ગુણોનો અંતર્ભાવ સૌજન્યમાં થાય છે તે સદ્‌ગુણોમાં ક્ષમાશીલતા અને શાન્તતાની પણ ગણના થાય છે, કારણકે એ બેઉ ગુણો વિષમ વાતાવરણની વચ્ચે મનની સ્વસ્થતા જાળવવા માટેની અસાધારણ શક્તિના સૂચક છે. ઉપદેશમાં કે લેખનમાં અમુક સદ્‌ગુણોનો મહિમા ગાવો એ એક વાત છે, એ જ ગુણોને જીવનમાં ઊતારવા એ બીજી વાત છે અને પ્રતિકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થતાં પણ એવા ગુણોને આચરી બતાવવા એ વળી ત્રીજી જ વાત છે. સૌજન્યની કે સાધુત્વની ખરી કસોટી તો આચરણની એરણ પર થાય છે. થોડા જ પુરુષો સાચી સુજનતા કે સાધુતાને જીવનમાં ઊતારી શકતા હોય છે. શ્રી. રત્નચંદ્રજીની ક્ષમાશીલતા અને શાંતતાનો જેમને અનેક વાર પરિચય થયો છે, તેમની એ શક્તિની અનેક વાર કસોટી થએલી જેમણે નજરોનજર જોઇ છે, તેઓ માને છે શ્રી. રત્નચંદ્રજી જીવનમાં 'અક્રોધ' દશાને જ જાણે પ્રાપ્ત કરી ચૂકયા હતા.

**ક્ષમાશીલતા અને શાન્તતા**

૨૫૦ શેઠ બરધભાણજી પીતળિયા (રતલામ) સ્વાનુભવનો અને પોતા પર પડેલી છાપનો ખ્યાલ આપતાં લખે છેઃ "શ્રી. રત્નચંદ્રજી મહારાજને સાંપ્રદાયિકતાએ જકડી લીધા નહોતા, પરંતુ તેમનામાં ઉદાર વિચારો તથા ગુણગ્રાહકતા હતી...સાધુસંમેલન વખતે બધા મુનિઓની સાથે તેમણે પ્રેમપૂર્ણ વર્તાવ રાખ્યો હતો અને તેથી જ સંમેલનમાં તેમને શાન્તિરક્ષક તરીકેનું માન બધા મુનિઓ તરફથી પ્રાપ્ત થયું હતું...તેમની સર્વથી વિશેષ ક્ષમા અને સહનશીલતાનો પરિચય ખુદ મને ઘાટકોપરના અધિવેશન વખતે થયો હતો. પોતે ખાસ મંડપમાં પધાર્યા હતા તે સમયે જોકે મેં મુનિઆચારને ઉપ-

યોગી તથા સમાજની વિપરીત પ્રવૃત્તિને કારણે શુદ્ધ ભાવથી કઠીન અરજ કરી હતી તોપણુ તેમણે પોતામાં ક્રોધ કે માન ઉત્પન્ન થવા દીધાં નહિ અને સહનશીલતા રાખીને સમયને જાળવી લીધો. એ વાત બહુ ભારે હતી. આ પ્રસંગનો મારા પર બહુ જ પ્રભાવ પડ્યો. એવી ક્ષમા તથા સહનશીલતા રાખવી અને ધૈર્યથી કાર્યને સુધારવું એ મામૂલી વાત નથી. મહાન આત્માઓથી જ એવું બની શકે છે."

એક જૈન જુવાન પૃચ્છકે તો એક વાર કેટલાક પ્રશ્નો પૂછીને શ્રી. રત્નચંદ્રજીને ઉત્તેજિત કરવા—ચ્હીડવવા ખાસ ઇરાદાપૂર્વક પ્રયત્ન કર્યો હતો. આ પ્રસંગનું વર્ણન આપતાં પૃચ્છક પોતે—શ્રી. રતનલાલજી ડોસી કહે છેઃ " શ્રી. રત્નચંદ્રજીના જયપુરના ચાતુર્માસ વખતે મેં પોતે પત્ર દ્વારા ચાલતા પ્રશ્નોત્તરોમાં એક તર્ક એવો કર્યો હતો કે જે યુક્તિસંગત હોવા છતાં મુનિશ્રીને પોતાને જ લાગુ પડતો હતો અને તેથી તેમને ઉત્તેજિત—આવેશમય કરે તેવો હતો. હું પોતે તેની અસર જાણતો હતો. પણ મારે મન તે એક અજોડ યુક્તિ હતી તેથી હું હું મારા મનને એ પ્રશ્ન કરતાં રોકી શક્યો નહિ. હું અનુમાન કરતો હતો કે એના ઉત્તરમાં મને સારી પેઠે ઠપકો મળશે, પરંતુ ઉત્તર મળતાં આશ્ચર્ય થયું કે મારો સીધો હુમલો પણ તેમને ઉત્તેજિત કરી શક્યો નહિ ! મેં ધાર્યું કે પત્રમાં ઉત્તેજના દર્શાવી નથી પણ તેમના મન પર તો અસર જરૂર થઇ હશે; પરંતુ જ્યારે હું તેમની પાસે ગયો ત્યારે પણ તેમની એવી જ ઉદારતાનો મને એવો પરિચય થયો કે જે આજન્મ ભૂલી શકાય તેવો નથી. ઠપકાની વાત તો દૂર રહી પણ તેમણે ઉલટી મારી પ્રશંસા કરીને હર્ષ પ્રકટ કર્યો. "

જ્ઞાન, તપ અને ક્રિયા એ ત્યાગીઓની સમૃદ્ધિ છે; જેવી રીતે ગર્વ સ્થૂળ સમૃદ્ધિનું ભયસ્થાન છે તેવી રીતે તે એ સૂક્ષ્મ સમૃદ્ધિનું પણ ભયસ્થાન છે. પરન્તુ એ ભયસ્થાનને કારણે

**નમ્રતા તથા ઋજુતા** કાંઇ ત્યાગીઓ જ્ઞાન—તપ—ક્રિયાનુષ્ઠાનને ત્યજતા નથી. શ્રી. રત્નચંદ્રજી જ્ઞાનને એવી સરસ રીતે

પચાવી શકયા હતા કે તેના અજીર્ણનો એકાદો ઓડકાર પણ તેમને કદાપિ આવ્યો નહોતો. જ્ઞાનનો ભાર જેમ વધતો તેમ તે વધુ નમ્ર થતા અને એમની નમ્રતા, પરિચયમાં આવતા કોઇ કોઇ ઉદ્દંડ સાધુઓને કે એકલવિહારીઓને પણ વશીકૃત બનાવતી.

ક્ષમાશીલતા અને નમ્રતાની સહચારિણી શ્રી. રત્નચંદ્રજીની ઋજુતા આશ્ચર્યોત્પાદક હતી. કોઇ વ્યક્તિઓની-સાધુઓની કે ગૃહસ્થોની પ્રચ્છન્ન વક્રતાને તે ત્વરાથી પિછાણી શકતા જ નહિ. પોતાના સ્વભાવની ઋજુતાને જ તે પરિચયી વ્યક્તિઓમાં પ્રતિબિંબિત થતી જોતા અને જેમ જેમ અનુભવ કે પરિચય વધતો તેમ તેમ વક્રતા કે દુરાશયનો ખ્યાલ તેમને આવતો જતો.

તેમના એ ઋજુતાના ગુણનો ગેરવાજબી લાભ કોઇ ચાણાક્ષ સાધુઓ કે ગૃહસ્થો લઈ જતા. સાધુઓના બે પક્ષો વચ્ચે સમાધાની કરાવવાની હોય કે શ્રાવકોના પક્ષો વચ્ચે કલહ મિટાવવાનો હોય ત્યારે તે વધુ સાવધાન રહેતા, કારણકે પક્ષકારો જેવા દલીલબાજ હોય છે તેવા જ ન્યાયાધીશને આડે માર્ગે દોરવામાં પણ તત્પર અને કુશળ હોય છે. છતાં કોઈ કોઈ વાર શ્રી. રત્નચંદ્રજીની ઋજુતા કોઇ ચતુર પક્ષકારના હાર્દને સમજતી નહિ, ત્યારે મોડે-મોડે તેમને જણાતું કે પોતાના પ્રયત્નો સફળ થવાની આશા નથી. મનમાં એક વાત હોય અને વદનથી બીજી જ વાત કહેનારાઓને પહેલે જ તડાકે પિછાણી લઇને તેમની સાથે તેવા જ કાવાદાવાથી કામ લેવાની કોઈ મેજીસ્ટ્રેટની અદા તેમના ન્યાયપાંડિત્યથી દૂર રહેતી હતી. તેમના વ્યક્તિત્વની એ મર્યાદા પણ હતી. તેમની ઋજુતાનો ગેરલાભ લેનારા સાધુઓ તેમ જ શ્રાવકોનો પ્રસંગ તેમને અનેક વાર પડ્યો હતો, પરન્તુ તેવા પ્રસંગોમાં તેમણે પોતાની સમભાવશીલતા, સહિષ્ણુતા, ઉદારતા, ક્ષમાશીલતા કે નમ્રતાને અભડાવા દીધી નહોતી. હરકોઈ સમ-વિષમ પ્રસંગોમાં પણ ચિત્તની સમસ્થિતિ ટકાવવી એ તેમના ઉત્કટ પાવિત્ર્યયુક્ત

જીવનનું મુખ્ય લક્ષણ હતું: એ ગુણે કરીને જ તે નિજ જીવનજ્યોતનો પ્રકાશ રેલાવી શક્યા હતા અને જીવનને ઐહિક-પારલૌકિક બેઉ દૃષ્ટિએ સાર્થક કરી શક્યા હતા.

શ્રી. રત્નચંદ્રજી દેવ નહોતા-મનુષ્ય હતા, તે સંપૂર્ણ નહોતા-અપૂર્ણ હતા, તે વીતરાગ નહોતા-વીતરાગના માર્ગાનુસારી હતા, તે સૂર્ય નહોતા-દીપક હતા, તેમનું જીવન તેજના અંબાર સમું નહોતું-શાન્ત તેજસ્વી દીપજ્યોત સમું હતું: પ્રકાશ શોધવાની જિજ્ઞાસા-વાળાઓને એ જ્યોત માર્ગદર્શક બનો, એ જ ભાવના.



## પ્રકરણ ૧૭ મું

---

# કિરણાવલિ

### (૧) સંસ્મરણો

વિ. સં. ૧૯૬૦ પહેલાં જ હું મારા વતનમાં મુનિ શ્રી રત્નચંદ્રજીના પરિચયમાં આવ્યો હતો. મારા અને મુનિશ્રીના વચ્ચેની સાંકળરૂપે લીંબડી સંપ્રદાયના પૂજ્ય શ્રી. લાધાજી સ્વામી તથા પં. શ્રી. ઉત્તમચંદ્રજી સ્વામી હતા. હું આ બેઉ પૂજ્યો પાસે સંસ્કૃત આદિ ભણતો. દરમિયાન મુનિ શ્રી રત્નચંદ્રજીની તીવ્ર બુદ્ધિ અને સંસ્કૃત અભ્યાસ વિષે મેં થોડુંક સાંભળ્યું અને એકાદ વાર તેમનો પરિચય થયો. કાશીમાં જઈ ગમે તે રીતે ઉચ્ચતમ અભ્યાસ કરવાની મને મળેલ પ્રેરણાનાં અનેક કારણો પૈકી એક કારણ મુનિ શ્રી રત્નચંદ્રજીનો વિદ્યાભ્યાસ એ પણ હતું. અમારો પરિચય ધીરે ધીરે એટલેસુધી વધ્યો હતો કે શરુઆતનાં વર્ષોમાં તો જયારે પણ હું કાશીથી દેશમાં જઉં ત્યારે તેઓ હોય ત્યાં મને બોલાવે જ, અને હું પણ મળું જ. આ ક્રમ વચ્ચે અનેક કારણોસર નહિ સચવાએલો, પણ વળી છેલ્લાં દશેક વર્ષો થયાં પુનઃ નવેસરથી એ ક્રમ શરુ થએલો. ખાસ કરી તેઓ મારવાડ અને પંજાબ તરફ વિચર્યાં ત્યારથી ઘાટકોપરમાં તેમનો સ્વર્ગવાસ થયો તેથી માત્ર એક અઠવાડિયા પહેલાં જ તેમણે મને માટુંગાથી બોલાવેલો, અને અનેક સંભાવિત ગૃહસ્થો વચ્ચે જ તેમણે રચાવવા ધારેલ શિક્ષણ અને સાહિત્ય સંબંધી પુસ્તકો વિષે તદ્દન મુક્ત મને ચર્ચા થએલી. ચાળીસથી વધારે વર્ષ સુધીના પરિચયમાં

અનેક કર્તવ્ય પ્રશ્નો વિષે અમારા બન્નેના દષ્ટિકોણો ઘણી વાર જુદા પડતા. તેમનું દષ્ટિબિંદુ મુખ્યત્વે સ્થાનકવાસી સમાજને લક્ષી પ્રવર્તતું, જ્યારે મારું દષ્ટિબિંદુ મુખ્યત્વે સમગ્ર જૈન સમાજને–અને તે પણ ભારતીય પરંપરાના એક પ્રાચીન અંગ તરીકે–લક્ષીને પ્રવર્તતું. તેથી અમે બન્ને સમાન નિર્ણય ઉપર ભાગ્યે જ પહોંચતા, છતાં મેં એક પણ વાર એવું અનુભવ્યું ન હતું કે મુનિ શ્રી રત્નચંદ્રજી ક્યારે પણ સાવેશ ચિત્તે બોલ્યા હોય અને ઉત્તેજાયા હોય. મારી કડક અને સખ્ત ટીકાઓને પણ તેઓ શ્રી એક સુપ્રસન્ન અને ગંભીર હાસ્યપૂર્વક શબ્દથી તદ્દન ટાળી દેતા. અને તે શબ્દ એ હતો કે તમારે તો પંચનું બંધન જ ક્યાં છે? એક વાર ગુરુપદ લઈ અમારી કક્ષાએ બેસો અને પછી વિચારો ઇત્યાદિ. એમનું વિદાયવચન એ જ હોય કે 'બોલો, ફરી ક્યારે આવશો?' આ ઉપરથી મારા મન ઉપર હમેશાં તેમને વિષે એક અમીટ છાપ એવી પડેલી છે કે તેઓ અકૃત્રિમ રીતે જ પ્રશમયુક્ત હતા, અને ઉત્તેજક પ્રસંગો વચ્ચે પણ મન ઉપર અસાધારણ કાબૂ ધરાવતા, જે સાધુત્વનું મુખ્ય અંગ ગણાય.

સદ્ગત મુનિ શ્રી શતાવધાની તરીકે વિશ્રુત છે. મેં બે–ત્રણ વાર જુદે જુદે સ્થળે તેમના અવધાનપ્રયોગો જોયા છે, પણ તે અવધાનો ચાળીસથી વધારે ન હતા. જાણે અવધાનપ્રયોગની પરંપરા ગુજરાતને જ વારસામાં મળી ન હોય, તેમ બનતું આવ્યું છે. વિક્રમના ૧૫ મા સૈકામાં મુનિસુંદર સૂરિ હતા તે સહસ્ર અવધાન કરતા. સત્તરમા સૈકાના પરમ શ્રુતધર ઉપાધ્યાય યશોવિજયજીએ અમદાવાદમાં એક મુસ્લીમ સુબા સમક્ષ આઠ અવધાન કરેલાં. ગટુલાલજી અને શ્રીમાન્ રાયચંદ્ર તો છેલ્લા સૈકાનાં જ રત્નો હતાં. શંકરલાલ શાસ્ત્રી અને મુનિ શ્રી રત્નચંદ્રજી પણ ગુજરાતી જ. તેમનું અનુકરણ કરનાર અત્યારે જે બે–ચાર જણ અવધાન કરે છે તે પણ ગુજરાતી જ છે. અને એક ક્રિશ્ચિયન ભાઇ જેમનાં પંચોતેર અવધાન

મેં જોએલાં તે પણ ગુજરાતના છે. અસ્તુ. અવધાન એ સ્મૃતિશક્તિનો વ્યવસ્થિત અભ્યાસ છે. અવધાનની ઓછી–વધતી સંખ્યા એ અવધાનીની યોગ્યતાનો ખરો માપદંડ નથી. વધારે અવધાનો કરનાર પણ ઘણી વાર અંતસ્તલમાં ઓછી યોગ્યતાવાળા હોય છે. અવધાન સાથે વિદ્વત્તા અને તેમાંય ગંભીર વિદ્વત્તાનો સુમેળ હોવો એ વસ્તુ તદ્દન વિરલ છે. સદ્ગત મુનિશ્રીમાં આ સુમેળ નિઃશંકપણે હતો. અવધાન સાથે પ્રજ્ઞાનો સુમેળ હોવો તે એથીએ વિરલ છે, જેવો કે શ્રીમાન્ રાયચંદ્રમાં હતો. હું ઘણી વાર સદ્ગત મુનિશ્રીને અવધાનોમાં શક્તિ વેડફવાની ના પાડતો. અને મારી તો આજલગી એ દૃઢ પ્રતીતિ છે કે જો મુનિશ્રી પ્રેક્ષકોના કુતૂહલને સંતોષવા જરા પણ લલચાયા ન હોત અને અવધાનની શક્તિને વિધાયક પ્રવૃત્તિમાં રોકી હોત તો તરુણ વયથી બ્રહ્મચારી અને સુસંયતજીવી એમનું જીવન હજી પણ વધારે પચીસ વર્ષ ચાલત, અને વસ્તુતઃ તે ધર્મ અને સંસ્કૃતિના ક્ષેત્રમાં વિશેષ પરિપક્વ ફળ આપી શકત.

મુનિશ્રીની વિદ્વત્તા બહુવિષયગામિની હતી. તેઓ વ્યાકરણ, કાવ્ય, અલંકાર અને ન્યાય તેમજ દર્શનોના અભ્યાસી હતા. પ્રાકૃત ભાષા તો તેમને પરંપરાગત પ્રાપ્ત હતી જ. હું જાણું છું ત્યાંલગી સમગ્ર સ્થાનકવાસી જૈન સમાજમાં આટલા ઉંચા ધોરણ ઉપર અને આટલા વિવિધ વિષયોનું અધ્યયન કરનાર માત્ર સદ્ગત મુનિશ્રી જ હતા. તેમની પહેલાં સ્થાનકવાસી પરંપરામાં સંસ્કૃતનો ચીલો તો પડેલો, અને અત્યારે એ ચીલો અનેક દિશાઓમાં રાજમાર્ગ બનતો જાય છે, છતાંય હજી મેં સ્થાનકવાસી પરંપરામાં સદ્ગત મુનિશ્રીને તોલે આવે એવી બહુશ્રુત વ્યક્તિ નથી જોઈ.

મુનિશ્રીની વક્તૃત્વશક્તિ રોચક અને સુમધુર હતી. એમને સાંભળવા ઘણા લલચાતા. તેઓ વ્યાવહારિક વિષયોને પણ ઠીકઠીક ચર્ચતા. તેમણે જેટલું સાહિત્ય રચ્યું છે તે બધું તો મેં નથી જોયું,

જોકે તેમણે મને બધાં પુસ્તકો પૂરાં પાડી જોઇ જવા કહેલું. છતાં મારી દૃષ્ટિએ એમની અમુક જ કૃતિઓ ચિરસ્થાયી અને અન્ય સમાજમાં પણ ગ્રાહ્ય થઈ શકે તેવી છે, જેમાં અર્ધમાગધી કોષ અને પ્રાકૃત પાઠમાળા આદિને ખાસ ગણાવી શકાય.

એમની નમ્રતા પણ અજબ હતી. ૩૦ વર્ષ પહેલાં અમે ચોમાસામાં અચાનક પાલણપુરમાં મળ્યા. હું ગામ બહાર દૂર રહેતો, ને તેઓ ગામમાં. તેમને પોતાની રચેલી 'કર્તવ્યકૌમુદી' આદિ કૃતિઓ મને સંભળાવવી અને સંશોધવી હતી. મેં એ કામ મારે જ મકાને રહી કરી દેવા કહ્યું, ત્યારે તેઓ નિયત સમયે રોજ એટલે દૂર મારે મકાને આવે અને હું કાંઇ ફેરફાર સૂચવું અગર કોઈ બાબત ઉપર મીઠી ટીકા કરું ત્યારે તેઓ જરા પણ તપ્યા સિવાય એ સૂચનનો ગ્રાહ્ય ભાગ નોંધી લે.

મેં તેમને પાલણપુરમાં જ કહેલું કે મારવાડ આદિ તરફ વિચરો અને કાશી પણ જુઓ. તે વખતે તેમણે તો એટલું જ કહ્યું કે મારવાડના સાધુઓ અને શ્રાવકો અમારાં સફેદ કપડાં સહી નહિ શકે. મેં કહ્યું કે એમ નથી, વિદ્વાન અને સુચરિત જ્યાં જાય ત્યાં જ નવો ચીલો પડે છે. બહુ મોડે મોડે પણ છેવટે તેઓ દશેક વર્ષ પહેલાં સાધુસંમેલન પ્રસંગે મારવાડ–અજમેરમાં આવ્યા, અને પછી તો એમની જ મોહની વધી. જયપુર, દિલ્હી, આગ્રા અને પંજાબમાં અનેક સ્થળે તેઓ ગયા. સને ૧૯૩૭ માં તેમણે વળી મને દિલ્હીમાં બોલાવ્યો. પંજાબમાંથી ઘણા પત્રો આવ્યા છતાં હું ત્યાં નહિ ગએલો. દિલ્હીમાં મુખ્ય કાર્ય બે હતાં. એક તો તેમને પોતાની સંચિત સામગ્રી બતાવી પૂછવું હતું કે હવે આગળ આને કઇ રીતે કામમાં લેવી; અને બીજું એ હતું કે તેમને કાશી આવવા વિષે મારો અભિપ્રાય જાણવો હતો. મેં ચાર–પાંચ દિવસ રહી એમણે બહુશ્રમે એકત્ર કરેલી અને તારવેલી આગમિક સામગ્રી સાંભળી લીધી અને તે વિષે કહેવાનું હતું તે કહ્યું. તેમણે તે વખતે પોતાની રચેલી એક સંસ્કૃત કૃતિ

આખી સંભળાવી. તે કાંઈક અધૂરી હોવાનું યાદ છે અને નામ યાદ નથી, પણ વિષય સમગ્ર પ્રમાણ પ્રમેય હતો. મને એ કૃતિ સરસ લાગેલી. અને જે આગમોધ્ધૃત સામગ્રી માત્ર કાચા ઊતારા રૂપે તે વખતે જોએલી તે પણ બહુ ઉપયોગી થઇ શકે તેવી હતી. આજે એ બધું કયાં છે અને તેનો ઉપયોગ કરી લેવાનું કોઇ વિચારે છે કે નહિ, તેના ઉપયોગની દિશા કોઇ જાણે છે કે નહિ, તે હું નથી જાણતો; પણ મારી એ પાકી માન્યતા છે કે જો કોઇ સુયોગ્ય અને દૃષ્ટિસંપન્ન વ્યક્તિ પોતાની ઢબે તેનો ઉપયોગ કરશે અને માત્ર પંથના વહેણમાં વહી નહિ જાય તો તે એક સારી ભેટ સમાજને આપશે.

મુનિશ્રી કાશી આવે તો અમુક સગવડો પૂરી પાડવાનું મેં વચન આપ્યું, પણ સાથે જ તેમની સ્થાનકવાસી મર્યાદાઓને લીધે સંભવિત મુશ્કેલીઓ પણ સૂચવી, જે તદ્દન નજીવી હતી. એમનું મન કાશીમાં રહેવાનું તો હતું જ, પણ તેથીએ આગળ કલકત્તા સુધી જવાનું હતું. કલકત્તાના લોકોનો આગ્રહ પણ હતો. મેં એમને એમની દૃષ્ટિએ કલકત્તા વધારે માફક આવવાનું અને વધારે કાર્યસાધક થવાનું પણ કહેલું. પરંતુ દૈવયોગ જુદો હતો. આગ્રામાં આવ્યા અને સખત માંદગીના ભોગ બન્યા. પછી તો મુંબઈની દિશા પકડી, જ્યાં અમે છેલ્લે છેલ્લે ઘાટકોપરમાં મળ્યા.

છેલ્લે સદ્‌ગત મુનિશ્રીને પિછાણનાર અને તેમની સ્મૃતિમાં કાંઇક કરવા ઇચ્છનાર વર્ગ પ્રત્યે કાંઇક સૂચવવું યોગ્ય લાગે છે. મુનિશ્રીની ભાવના સ્થાનકવાસી જૈન સમાજમાં યોગ્ય વિદ્વાનો પેદા કરવાની હતી, અને તેમાં રહેલી ઉચ્ચ સાહિત્યની ખાસ ઊણપને દૂર કરવાની હતી. મારો પણ અનુભવ એવો જ છે કે સ્થાનકવાસી સમાજે સુયોગ્ય વિદ્વાનો પેદા કરવા પૂર્ણ સમજપૂર્વક સ્થાયી અને ઉદાર પ્રયત્ન કર્યો જ નથી. પહેલાં થએલા એવા પ્રયત્નોની પેઠે આજે પણ જ્યાં ત્યાં પ્રયત્નો ચાલે છે પણ તેની પાછળ કોઇ સુવિ-

ચારની ભૂમિકા નથી, અને ઉદારતાનું તત્ત્વ તો તેથીયે ઓછું છે. જ્યારે બહુ દોડ મરાય છે ત્યારે મૂળ આગમો ભણાવવાની વાત શરુ થાય છે. જ્યારે સાહિત્યની વાત થાય છે ત્યારે આગમોના શાબ્દિક અનુવાદ અને થોકડાઓની સૃષ્ટિ રચાય છે. કોઇ એ નથી વિચારતું કે હવે તો ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિની જિજ્ઞાસાનાં ક્ષેત્રો માત્ર ઉપાશ્રય અને માત્ર પંથ ન રહેતાં તે નવાં સર્જાયાં છે. બિચારા અજાણુ કાચી વયના ઉમેદવારો શરુઆતમાં ધાર્મિક ભાવનાવશ અભ્યાસ તરફ દોરાય છે અને પછી વિશાળ ક્ષેત્રમાં ટકવાની અશક્તિનો અનુભવ થતાં તેઓ ધંધે–ધાપે ચડી જાય છે. પરિણામે આવા અભ્યાસીઓ જો એક વાર નીકળ્યા હોય તોયે તે પણુ સમાજના ઉચ્ચતમ ઉપયોગમાં આવતા નથી. એ જ રીતે નવ સાહિત્યસર્જનની દિશા પણુ શૂન્ય છે. સ્થાનકવાસી કોન્ફરન્સ જેવી સર્વમાન્ય અને સાધનસંપન્ન સંસ્થા પણુ આ બાબત કશું કરી શકી હોય તેમ હું નથી જાણુતો. એટલે જો સમાજની અને દેશની વાસ્તવિક આવશ્યકતાની પૂર્તિની દૃષ્ટિએ સદ્ગત મુનિશ્રીનું સ્મારક વિચારવામાં આવે અને તે એ રીતે કે બીજાં પણુ સ્મારકોનો આ સ્મારક સાથે સમન્વય થાય તો મને લાગે છે કે સમયની માગણીને જવાબ આપી શકાય. સદ્ગત મુનિશ્રી અને તેમના ગુરુ એ પહેલેથી બહુ પુસ્તકોના સંગ્રાહક રહ્યાની મારા ઉપર છાપ છે. એ બધો સંગ્રહ એક જ કેંદ્રમાં હોય અને તે એવે સ્થળે કે જ્યાં વિદ્યાનું વાતાવરણુ હોય અગર અખંડ રીતે ઊભું કરી શકાય, તો તે પણુ વિદ્યા અને સાહિત્યની યોજનામાં ઉપયોગી બને.

[ પં. સુખલાલજી સંઘવીનો ‘ કેટલાંક મારાં સંસ્મરણો ’
શીર્ષકનો લેખ. ]

*

ભારતભૂષણુ, પંડિતરત્ન, શતાવધાની મુનિ શ્રી રત્નચંદ્રજી એક કોહિનૂર રત્નરૂપ હતા. તેમના અવસાનની ખોટ જૈન કોમને અસહ્ય

લાગશે. જ્ઞાનનો પ્રકાશ તેમનામાં નિત્યમેવ પ્રકટીને જગતને અજવાળતો હતો. તેમના જ્ઞાનપ્રકાશનાં કિરણો ક્ષણજીવી નહોતાં, તેમ જ વિદ્યુતના તીવ્ર પ્રકાશ સમું કે એક જ બિંદુ પર પ્રકાશને કેંદ્રસ્થ કરતી વિજળીક મશાલાના સરખું તેમનું જ્ઞાનતેજ નહોતું. તેમના વિચારો સાંકડા કે સાંપ્રદાયિક નહોતા, તેમનામાં કોઈ પૂર્વગ્રહ નહોતો, તે કોઈ પક્ષ કે વાડાના નહોતા. તેમનામાં નહોતી અહંતા, નહોતું મિથ્યાભિમાન કે નહોતી આત્મખ્યાતિની જરા પણ આકાંક્ષા. તેમનામાં બહુવિધ વિદ્વત્તા હતી, તે અવિશ્રાંત રીતે લેખનકાર્ય કરી શકતા હતા. પાંચ મહાગ્રંથોમાં પ્રસિદ્ધ થએલો 'અર્ધમાગધી કોષ' તેમના ગ્રંથોમાં એક મહત્ત્વના સ્મારકરૂપ છે. તેમના જીવનનું મુખ્ય કાર્ય જૈન કોમના જુદા જુદા ભાગોના ભાગલા પાડવાનું નહોતું પણ તેમનું નક્કર સંગઠન કરવાનું હતું.

[ બાબુ અજીતપ્રસાદ જૈન, તંત્રી 'જૈન ગેઝેટ' લખનૌ:
એમના અંગ્રેજી લેખમાંથી અનુવાદ. ]

*

શતાવધાની મુનિ શ્રી રત્નચંદ્રજીના અવસાનથી જૈન ધર્મસંસ્થાએ એક ઉત્તમ સાધુવર્યને ગુમાવ્યા છે. સમગ્ર જીવન દરમિયાન મુનિશ્રીએ જૈન સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના અભ્યાસને જ પોતાની જાત ઉત્કટ રીતે અર્પણ કરી હતી. તેમની સુકીર્તિ મુખ્યત્વે તેમના મહાન જીવનકાર્ય 'અર્ધમાગધી કોષ' ઉપર રહેલી છે. એ કોષના પાંચ ગ્રંથો જૈન શાસ્ત્રોના તેમના વિશાળ અભ્યાસનું દર્શન કરાવે છે. તેમની લેખિનીનું બીજું કાર્ય "જૈન સિદ્ધાન્તકૌમુદી" છે. એ અર્ધમાગધી ભાષાનું વ્યાકરણ સંસ્કૃત સિદ્ધાન્તકૌમુદીની શૈલી પર રચાયું છે, અને સંસ્કૃત વ્યાકરણ તથા તેની વિશિષ્ટ રચનાપદ્ધતિ વિષેનું શ્રી. રત્નચંદ્રજીનું સંપૂર્ણ જ્ઞાન તે દર્શાવી આપે છે. વ્યાકરણ અને કોષ એ બેઉના પાયા ઉપર જ એક ભાષાનો અભ્યાસ આધાર રાખે છે. હજાર વર્ષ જેટલા લાંબા કાળ દરમિયાન, જ્યારે પ્રાકૃત

ભાષાઓ હિંદમાં ભણાતી હતી, ત્યારે પણ માત્ર અર્ધમાગધી ભાષાને જ વિષય બનાવી રહેલાં કોઈ પણ વ્યાકરણ કે કોષ રચાયાં નહોતાં. તે જ કારણથી સ્વામી રત્નચંદ્રજીની ભાષાસેવાનું મૂલ્ય ખરેખર ઘણું મોટું છે. કહેવાની જરૂર નથી કે આ બેઉ કૃતિઓ પ્રાકૃત ભાષાઓના અભ્યાસમાંની ગંભીર ત્રુટિને પૂરી કરે છે. તે બહુ જ ઉપયોગી ગ્રંથો પુરવાર થયા છે અને હિંદમાં તથા પરદેશોમાં અર્ધમાગધીના અભ્યાસના પ્રચારમાં તેથી ઘણી મદદ મળી છે.

[ડૉ. લક્ષ્મણ સ્વરૂપ, એમ. એ., ડૉક્ટર ઑફ ફીલોસોફી (ઑક્સન), ઑફિશિએ-દ-એકેડેમી (ફ્રાન્સ), અને પંજાબ યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગના અધિષ્ઠાતા, લાહોર; એમના અંગ્રેજી પત્રનો અનુવાદ.]

*

હવે ભારતની યુનિવર્સિટીઓમાં જૈન સાહિત્યનું અનુશીલન થવા લાગ્યું છે તથા મુંબઈ યુનિવર્સિટીએ અર્ધમાગધીને પોતાની પરીક્ષાઓને માટે પૃથક્ તથા સ્વતંત્ર વિષય તરીકે નિયત કર્યો છે. એથી અર્ધમાગધી વ્યાકરણ અને કોષનો અભાવ વધારે ખટકવા લાગ્યો હતો. આ અભાવને દૂર કરવાનો સર્વપ્રથમ ખ્યાલ શતાવધાનીજી મહારાજને આવ્યો અને તેની પૂર્તિનું શ્રેય પણ એમને જ પ્રાપ્ત થયું. અર્ધમાગધીનું વ્યાકરણ અને કોષની રચનાથી શતાવધાનીજીની કીર્તિ અમર થઈ ગઈ છે. શતાવધાનીજીએ પોતાના જીવનમાં નાના-મોટા લગભગ વીસ ગ્રંથો લખ્યા છે, તેમાંથી ઉપયોગિતા, પાંડિત્ય અને પરિશ્રમની દૃષ્ટિથી પ્રથમ સ્થાન અર્ધમાગધી કોષનું છે. આ ગ્રંથ ૨૦ વર્ષના સતત પ્રયાસથી તૈયાર થયો છે અને પાંચ ભાગોમાં પ્રકાશિત થયો છે. તે ગ્રંથે અર્ધમાગધી સાહિત્યની એક અસીમ ત્રુટિને પૂરી કરી છે. "જૈન સિદ્ધાન્તકૌમુદી" એ ગ્રંથ સંસ્કૃત વ્યાકરણના "સિદ્ધાન્તકૌમુદી" નામક ગ્રંથની શૈલીએ અર્ધમાગધી પ્રાકૃતનું વ્યાકરણ છે. કોષનિર્માણની પછી શતાવધાનીજીને

અર્ધમાગધી વ્યાકરણ રચવાનો ખ્યાલ આવ્યો, અને લાંબા સમયના પરિશ્રમથી તે તૈયાર કર્યું......'જૈન સિદ્ધાન્તકૌમુદી'નું નામ સાર્થક છે કેમકે એ જૈન સિદ્ધાન્ત અર્થાત્ આગમગ્રંથોના અર્થપ્રકાશનમાં કૌમુદી (ચંદ્રિકા)નું કામ કરે છે. એની રચનાથી શતાવધાનીજીના સંસ્કૃત ભાષા તથા વ્યાકરણ સંબંધી ગાઢ પાંડિત્યનો પરિચય થાય છે, કારણકે વ્યાકરણ-સિદ્ધાન્તોને સારી પેઠે સમજ્યા વિના જૈન સિદ્ધાન્તકૌમુદીની રચના થઈ શકતી નથી. પ્રાકૃતનું પાંડિત્ય અર્ધ-માગધી કોષથી પ્રકટ થઈ રહ્યું છે. જૈન સિદ્ધાન્તકૌમુદીની એક વિશેષતા એ છે કે એમાં પ્રાયઃ એ જ શબ્દો સિદ્ધ કરવામાં આવ્યા છે કે જે વાસ્તવમાં આગમગ્રંથોમાં મળી આવે છે......કૌમુદીમાં આવેલા પ્રાકૃત શબ્દો તથા પ્રત્યયોની એક અકારાદિ સૂચિની આવશ્યકતા હતી. એ કામ કોન્ફરન્સે પૂરું કરવું જોઇએ.

[ ડૉ. બનારસીદાસ જૈન, એમ. એ., પી. એચ. ડી. (લંડન), લાહોર; એમના હિંદી લેખમાંથી અનુવાદ. ]

*

આ જગતમાં ઘણાએ જીવો અવતાર ધારણ કરીને વિયોગને પ્રાપ્ત થાય છે, પણ તે જ ભવ્ય જીવને ધન્ય છે જે જગતમાં પોતાની અમર કીર્તિ મૂકી જાય છે. આવા જ એક નરરત્ન તે સ્વર્ગસ્થ ભારતભૂષણ પંડિત મુનિ શ્રી રત્નચંદ્રજી મહારાજ હતા. પોતે જૈનોના દિગંબરી, શ્વેતાંબરી અને સ્થાનકવાસી સંપ્રદાયો પૈકી સ્થાનકવાસી સંપ્રદાયના એક ધુરંધર વિદ્વાન મુનિરાજ હતા, તોપણ એમને માત્ર પોતાના જ સંપ્રદાયનું માન કે મોહ નહોતો, પણ પોતે જૈનોના સર્વે સંપ્રદાયો તરફ સમાન ભાવ ધરાવતા તથા જ્યારે જ્યારે પ્રસંગ મળતો ત્યારે ત્યારે દિગંબરી તેમજ શ્વેતાંબરી જૈન વિદ્વાનોના સમાગમમાં આવતા તથા તેમના તરફ અખૂટ પ્રેમ દર્શાવતા હતા. સુરતમાં પોતે જ્યારે જ્યારે ચાતુર્માસ દરમ્યાન તથા બીજી અનેક વખતે પધારેલા તે વખતે તેમના સમાગમનો લાભ અમોને મળતો અને

પોતે પણ દિગંબર જૈન સંપ્રદાયના અનેક સિદ્ધાન્તગ્રંથો મંગાવીને તેનું મનન કરતા તથા નવો કયો સિદ્ધાન્તગ્રંથ બહાર પડ્યો છે તેની પૂછપરછ કરતા. જૈન સમાજમાં સુલેહ શાંતિ કેમ સ્થાપિત રહે અને ઉન્નતિ કેમ થાય તે માટે પોતે અનેક વિચારો દર્શાવતા હતા. એમને સરસ્વતી માતા એટલે જિનવાણી પ્રસન્ન હતી એમ કહેવું અતિશયોક્તિભરેલું નથી, કેમકે એમની જ્ઞાનશક્તિ ને સ્મરણ-શક્તિ એટલી બધી અદ્‌ભુત હતી કે એમના એ જ્ઞાન તથા સ્મરણ-શક્તિનાં વખાણ હિંદમાં તો શું પણ પરદેશોમાં ય થયાં છે....... વીર સં. ૨૪૬૬, વિક્રમ સં. ૧૯૯૬ ના ચૈત્ર માસમાં પોતે સુરત પધારેલા તે વખતે ચૈત્ર સુદી ૧૩ ને દિને મહાવીર જયંતી ઉત્સવ જાહેર રૂપે સાંજે ૭ વાગતાંથી બીસેંટ હોલમાં ઉજવાનાર હતો, તે વખતે સુરતની જનતાને પણ એમની વાણીનો લાભ મળે તે માટે અને પોતે સાંજે ગમન ન કરી શકે તેમ વ્યાખ્યાન ન આપી શકે તેથી અમોએ એમનું જાહેર વ્યાખ્યાન એ જ બીસેંટ હોલમાં સવારે ૮॥ થી ૧૦ સુધી ગોઠવ્યું હતું. એ પ્રસંગે તેમણે ભગવાન્ મહાવીર-ના જીવન ઉપરથી ગ્રહણ કરવાનો જે સંદેશો એક કલાક સુધી સંભળાવ્યો હતો તે આજે પણ જાણે નજર સમક્ષ ખડો થાય છે. એમની વાણી એવી ખરતી હતી કે જાણે તે ગણધરની જ વાણી હોય.

[પં. મૂળચંદ કસનદાસ કાપડીઆ, સંપાદક 'દિગંબર જૈન' અને 'જૈનમિત્ર', સુરત; એમના ગુજરાતી લેખમાંથી ઉધ્ધૃત]

*

વિ. સં. ૧૯૯૬ ના માઘ મહિનામાં અમે વિહાર કરતા કરતા પાલનપુર આવ્યા હતા. તે સમયે સ્વર્ગસ્થ મુનિ શ્રી રત્નચંદ્રજી પણ કેટલાંક કારણોને લઇ મુંબઇ તરફ જવાના હોઈ મારવાડથી વિહાર કરતા કરતા પાલનપુર પધાર્યા હતા. શ્રી સ્થાનકવાસી જૈન કોન્ફર-ન્સ સં. ૧૯૮૮ માં અજમેર મુકામે ભરાઇ ત્યારથી જૈન પંચાંગમાં એકવાકયતા કેવી રીતે થાય એ માટેના પ્રયત્નો ચાલુ છે.

અને ઘણી વાર તેઓ કમિટી એકત્ર કરી એ વિષે તજજ્ઞ વિદ્વાનોના અભિપ્રાયો પણ મંગાવે છે. મારો પણ જૈન પંચાંગ-ખગોળવિદ્યા વિષયક અભ્યાસ નવ-દશ વર્ષથી ચાલુ હોઇ તેઓશ્રી જ્યારે પાલનપુર પધાર્યાં ત્યારે તેમને ખબર પડી કે 'હું પાલનપુરમાં છું' એટલે તેમણે શેઠ લાલભાઇને અમારો એકમેકનો મેળાપ અને વિચારણા થાય એ માટે પોતાની ઇચ્છા જણાવી અને પરિણામે અમે ઉભય મળ્યા. આ પછી પંચાંગને લગતા અધિક માસ, ક્ષયતિથિ, વૃદ્ધિતિથિ આદિને લગતા અનેક પ્રશ્નો ચર્ચાયા અને વિચારાયા. એ બધી વિચારણા દરમિયાન તેઓશ્રીનું ખાસ કરી એક મુખ્ય ધ્યેય એ તરી આવતું હતું કે 'સમાજમાં એકતા-એકવાક્યતા કેમ સ્થપાય?' લગભગ બે કલાક સુધી અનેક પ્રશ્નો ખુલ્લા દિલે વિચારાયા અને અમે ઉભય છૂટા પડ્યા. જૈન સમાજ સ્વર્ગસ્થની એ વિશાળ અને ઉદાત્ત ભાવનાને જીવનમાં પોષે, ઊતારે, અનુસરે.

[ પં. મુનિશ્રી વિકાશવિજયજીએ લખેલા
એક સંસ્મરણ-લેખમાંથી ]

*

સંઘ અને ધર્મના અભ્યુત્થાન માટેની શ્રી. રત્નચંદ્રજીની ઉત્કટ ભાવના અતિ ઉચ્ચ હતી. વસ્તુતઃ તેઓ સાધુપુરુષસમાજને માટે શાન્તિદૂત સમાન હતા. સંઘની સર્વાંગીણ ઉન્નતિ શું કરવાથી થાય, સંઘનો વિકાસ કેવે પ્રકારે થાય, તેની ચિંતામાં તે રાતદિવસ નિમગ્ન રહેતા હતા. તેમની મુખાકૃતિ જોતાં જ પ્રતિભા, ગંભીરતા, અને અમીદૃષ્ટિની છાપ પડ્યા વિના રહેતી નહિ. સ્વભાવતઃ એમનાં ચરણોમાં મસ્તક નમાવ્યા વિના રહેવાતું નહિ. જૈન સંઘને એક અવિચ્છિન્ન અને અખંડ બનાવવાની તેમની ઉત્કટ ભાવના હતી. એ ભાવનાને સફળ બનાવવાને માટે જ તેમણે વીરસંઘની યોજના કરી હતી. જો એ યોજના સક્રિય રૂપ લે તો આજે પણ જૈન સંઘ એક અને અખંડ બની શકે છે. શતાવધાનીજીના અવસાનથી શ્રી

જૈન સંઘે એક શાન્તિદૂતની સાથે જ એક જબરદસ્ત સંઘસેવક ગુમાવ્યા છે. ભારતે પોતાનું એક અણમોલ રત્ન ખોયું છે અને જગતે એક ઉત્તમ જ્ઞાનતપસ્વી સત્પુરુષ ગુમાવ્યો છે.

[ પં. શાન્તિલાલ વ. શેઠના સ્મરણ-લેખમાંથી ]

*

શ્રી. રત્નચંદ્રજીએ જયપુરમાં રહીને મહેંદ્ર સૂરિજીના 'યંત્રરાજ' નામક પુસ્તકનું આકલન કર્યું હતું. યંત્રરાજ બનાવવો તથા તેનો ઉપયોગ કરવો એ વિષે શતાવધાનીજીએ જયપુર નગર વસાવનાર મહારાજા જયસિંહજી બીજાએ (ઇ. સ. ૧૭૨૮) પોતે રચેલા 'યંત્ર-રાજકારિકા' નામક પુસ્તક પરથી બહુ જ થોડા સમયમાં જાણી લીધું હતું. એ તેમની અત્યંત તીક્ષ્ણ બુદ્ધિનું પ્રમાણ છે....ફલિત વિદ્યાના જૈમિની સૂત્ર (જે જ્યોતિષનો પ્રામાણિક ગ્રંથ છે) નો પણ પોતે અનુભવ કર્યો હતો. મારો પ્રેમ સદૈવ તેમના વિદ્યાપ્રેમ ઉપર રહ્યા કર્યો છે.

[ પં. કેદારનાથ શર્મા, રાજજ્યોતિષી, યંત્રશાળા-જયપુર; એમના હિંદી પત્રનો અનુવાદ ]

*

લગભગ એક-દોઢ કલાક સુધી મારી અને તેમની વચ્ચે ચર્ચા ચાલી. ચર્ચાનો વિષય હતો આગમગ્રંથોમાં સમાજિક વ્યવસ્થાનું ચિત્રણ. જે શાન્ત ભાવથી મુનિશ્રીએ એ વિષે મારી સાથે ચર્ચા કરી તે જોઇને ખરેખર મને આશ્ચર્ય થયું. સ્વમાન્યતાની વિરુદ્ધની બીજાની વાતો સાંભળીને રોષનો લવલેશ પણ ચહેરા પર પ્રકટ ન થાય એ સાધારણ તપ નથી.

[ પ્રો. જગદીશચંદ્ર જૈન, એમ. એ., મુંબઈ; એમના હિંદી લેખમાંથી અનુવાદ ]

*

શ્રી. રત્નચંદ્રજી મહારાજનો ઉપદેશ મેં સાંભળ્યો હતો અને

અવધાનો પણ જોયાં હતાં. વસ્તુતઃ એમની અવધાનશક્તિ અદ્ભુત હતી. એવી શક્તિ બહુ જ ઓછામાં જોવામાં આવે છે. એમનો ઉપદેશ પણ માર્મિક હતો. તે દેશના ગૌરવરૂપ હતા.

[ મહામહોપાધ્યાય ગિરિધર શર્મા ચાતુર્વેદી, જયપુર; એમના હિંદી પત્રનો અનુવાદ ]

*

શ્રી. રત્નચંદ્રજીએ જ્યારે આગ્રામાં ચાતુર્માસ કર્યું હતું ત્યારે મને ચાર માસ સુધી તેમની નજદીકમાં રહેવાનો અવસર મળ્યો હતો. તેમનામાં અપૂર્વ પ્રકારની શાંતિ મેં જોઇ છે, અને તેમને મેં કોઇ વાર ક્રોધિત યા દ્વેષભરી વાતો કરતા જોયા નથી.

[ શેઠ અચલસિંહજી એમ. એલ. એ., આગ્રા; એમના હિંદી પત્રમાંથી અનુવાદ ]

*

## ( ૨ ) જીવનસુવાસ

આત્માના ઉદ્ધાર અર્થે જૈન ધર્મ તપ અને ત્યાગનો સચોટ તથા સજ્જડ માર્ગ બતાવે છે. જૈન ધર્મના સાધુઓને જે આચારો પાળવાના હોય છે તેની વીગત સાંભળીને અત્યારના જડવાદના જમાનામાં મોટા ભાગના–જૈન સિવાયના–બીજા ધર્મીવાળાઓને નવાઇ લાગે છે, અને હિંદુસ્તાનની બહારના લોકોને તો તે અજબ અને નહિ માનવા જેવું લાગે છે. પણ જેઓ જાણે છે તેઓને તો ખબર છે કે જૈનના સાધુઓ અત્યારે–આ કાળમાં પણ પોતાના આચારો સૂક્ષ્મ રીતે પાળે છે, એટલું જ નહિ પણ તેમ કરીને જૈનો અને જૈનેતર જનતાને બતાવી આપે છે કે વખત તો એનો એ છે પણ માણસો બદલાઇ ગયા છે અને વિચારો બદલાઇ ગયા છે. આવા સાધુઓમાંના એક પંડિત શતાવધાની મુનિ શ્રી રત્નચંદ્રજી મહારાજ હતા. મારો અને તેમનો પરિચય ગાઢ નહોતો પણ જે થોડો પરિચય

હતો તેથી મને તેમના માટે ઘણું જ માન અને ભક્તિભાવ પેદા થયાં હતાં. તેમની શાન્તિ અખૂટ હતી અને તેમનું જ્ઞાન અપાર હતું. જૈન ધર્મવાળાઓને તેમની ગેરહાજરીની ખોટ ઘણા લાંબા વખત સુધી લાગ્યા કરશે.

[ સર ચુનીલાલ ભાઇચંદ મહેતાનો સંદેશ-પત્ર ]

*

અજમેર સંમેલનની પૂર્વપીઠિકાથી માંડીને એમનાં છેલ્લાં વર્ષો સ્થાનકવાસી જૈન સમાજના અભ્યુદય માટે પોતાને ભાસતી એવી રચનાત્મક પ્રવૃત્તિમાં તેઓએ ગાળ્યાં છે. ઘાટકોપરને આંગણે મળેલા સ્થાનકવાસી જૈન સમાજના દસમા અધિવેશનમાં પ્રેરણાનું તત્ત્વ તેઓએ જ પૂરું પાડેલું. બધા ગચ્છો અને સંપ્રદાયોની એક સમાચારી થાય અને સ્થાનકવાસી સમાજની સાધુ–સાધ્વી સંસ્થાની નિર્નાયક દશા ન રહે, એ ખાતર એ પોતાને ભાસતું કાર્ય કરવા વૃદ્ધાવસ્થામાં પણ સતત જહેમત ઉઠાવી રહ્યા હતા...તેઓ સ્થાનકવાસી જૈન સમાજના ઉચ્ચ કોટિના પંડિત હતા. ગંભીરતા અને શાંત પ્રકૃતિ એ સોનામાં સુગંધરૂપ હતી. ખરેખર, તેઓ સુંદર સુવાસ મૂકીને સીધાવ્યા છે...હવે સ્થાનકવાસી જૈન સમાજ એમની યાદગીરી માટે એવું સ્મારક ઊભું કરે કે જેમાં સ્થાનકવાસી સાધુ–સાધ્વીસમાજનું સુંદર સંગઠન થાય અને એમની ખોટ એમના જ શિષ્યો અને એમના ખરા અનુયાયીઓ રચનાત્મક કાર્યદ્વારા પૂરી પાડે, એ જ ભાવના.

[ શ્રી. સંતબાલના પત્રમાંથી ]

*

શાન્ત સ્વભાવ, શાસ્ત્રોક્ત છતાં રૂઢિથી ઠીક–ઠીક મુક્ત અને ગરવી વાણી, જૈન સાહિત્યસંશોધન અને સાહિત્યસર્જનનો રાગ, અને એ રાગને મૂર્તિમંત કરવાની અવિરત તમન્ના, જૈન એકતા માટે ધીરો ધીરો નક્કર પ્રયત્ન, અને વ્યાખ્યાતા છતાં વાચાળતાનો અભાવ, એ સર્વ વાનાં એમની સૌમ્ય પ્રકૃતિભરી સાધુ મુખમુદ્રાને પ્રભાવ-

શાળી બનાવતાં હતાં. તત્ત્વચિંતન અને અધ્યાત્મચર્ચાની શુષ્કતાને રસમય કરતી વ્યવહારશુદ્ધિની ઉત્કંઠા પણ તેમની વાણીમાં દીસી આવતી હતી. એ રસિકતાને સંયમિતપણે સક્રિય કરવાના કોડ પણ એમના જીવનમાં ભર્યા હતા અને એ કોડ એમણે ઠીક ઠીક અંશે પૂર્યા પણ હતા. સંયમ અને સાધુતાને શક્તિ અને સમયાનુસાર એમણે જરૂર દીપાવ્યાં હતાં. એમનામાં રાષ્ટ્રરાગ પણ હતો.

[ માસ્તર પોપટલાલ પુંજાભાઈ શાહ, વાંકાનેર; એમના પત્રમાંથી ]

*

અઢાર વર્ષની યુવાન વયે કુટુંબ-કબીલાનો ત્યાગ કરીને લગભગ ૪૫ વર્ષ સુધી સાધુદીક્ષા પાળીને તેઓએ સ્થાનકવાસી જૈન કોમની જે સેવા બજાવી હતી તે એટલી બધી અસાધારણ હતી કે તેમને ઘણાઓ આચાર્યપદનું મોટામાં મોટું માન આપવા તૈયાર હતા, પણ તેઓ એ માન લેવા તૈયાર ન હોવાથી જ સાદા 'પંડિત મુનિરાજ' રહ્યા હતા. સ્થાનકવાસી કોમમાં જે જુદા જુદા સંપ્રદાયો છે તે બધાને એકત્ર કરી એક જ વિદ્વાન આચાર્યના નેતૃત્વ નીચે લાવવા અને સ્થાનકવાસી જૈનોને એક કરવા તેઓએ પોતાના જીવનનો મોટો ભાગ ગાળ્યો હતો. અજમેરમાં સેંકડો વર્ષો દરમિયાન નહિ મળેલું એવું મુનિરાજોનું સાધુસંમેલન ભર્યું હતું. સાધુઓ માટેના નિયમોની રચના કરી તે સર્વ સાધુઓ પાળે તે માટે એક સાધુ-સમિતિ નીમાવી હતી અને છેવટે 'વીરસંઘ'ની એક યોજના જાહેરમાં મૂકી હતી. આ બધું કર્યા છતાં તેઓ તેનું શુભ ફળ જોવા લાંબું આયુષ્ય ભોગવી શકયા નહિ એ દુ:ખદ બીના છે.

[ " જૈન " : મુંબઈ સમાચાર ]

*

શ્રાવકવર્ગમાં શ્રી. ઝવેરીજીના અપૂર્ણ રહેલ કાર્યને પૂર્ણ કરવા માટે શ્રાવકવર્ગમાંથી નામ દુર્લભ અનુભવાય છે, તેમ પૂજ્યપાદ અવધાનીજીની અપૂર્ણ રહેલી સાહિત્યસેવાની ભાવના, વીરસંઘની

યોજના, સાધુસંમેલનની ભાવના, આદિ અપૂર્ણ સેવાકાર્યને પૂર્ણ કરી શકે તે તેમની સેવાનો વારસો કોઈ યોગ્ય મુનિરાજ ઉપાડી લે તેવા વારસદારની શોધ કરવા છતાં સફળતા મળવી પરમ દુર્લભ, યા સર્વથા અભાવ સ્વરૂપે પ્રતીત થઈ રહેલ છે.

[ મહારાજ શ્રી. મોહનઋષિજી ]

*

શ્રી. રત્નચંદ્રજીએ પોતાના જીવનનું એ એક પ્રધાન કર્તવ્ય બનાવી લીધું હતું કે "સાધુસમાજમાં એકતા સ્થાપિત કરીને જ્ઞાન તથા ચારિત્રની વૃદ્ધિ કરવી અને સમાજની આ પતિતાવસ્થાને ઉંચી અવસ્થામાં લાવવી." આ ધ્યેયને સમીપે રાખીને અસ્વસ્થ અવસ્થામાં પણ એમણે મારવાડથી મુંબઈ સુધી લાંબો વિહાર કર્યો અને પંજાબકેસરી પૂજ્ય શ્રી. કાશીરામજી મહારાજની સાથે મળીને સાધુસમિતિની બેઠકને ઘાટકોપરમાં બોલાવવાનું આયોજન કર્યું; અને જો એમનો ઉત્સાહ તથા પ્રેરણા ન હોત તો ઘાટકોપરના અધિવેશનમાં સફળતાનું દર્શન થવું એ કઠિન વાત હતી.

[ શ્રી. કેશરીકિશોરજી નલવાયા, ભોપાલગઢ;
એમના હિંદી પત્રમાંથી અનુવાદ ]

*

શ્રી. શતાવધાનીજીનું નામ જૈન જ નહિ બલ્કે જૈનેતર જાતિઓમાં પણ સિતારાની પેઠે ચમકતું રહ્યું છે. અને જ્યાંસુધી જૈન સમાજ જીવિત છે ત્યાંસુધી હું માનું છું કે પૂજ્ય શ્રી શતાવધાની રત્નચંદ્રજી મહારાજનું નામ ભુલાશે નહિ, બલકે ભારે ગર્વ, ભક્તિ અને શ્રદ્ધાની સાથે સ્મરવામાં આવશે.

[ શ્રીમતી લેખવતી જૈન, અંબાલા,
એમના હિંદી પત્રમાંથી અનુવાદ ]

*

સ્થાનકવાસી સમાજ પર શ્રી. રત્નચંદ્રજીના અગણિત ઉપકારો

થયા છે. એમની સાધુતા, સરલતા, નિરભિમાનિતા, ક્ષમા, આદિ ગુણો અદ્‌ભુત હતા. મને સાત માસ સુધી એમની સેવાનો અપૂર્વ લાભ મળ્યો હતો.

[ પં. પૂર્ણચંદ્ર દક, જૈન ગુરુકુલ, રાજકોટ;
એમના હિંદી પત્રમાંથી અનુવાદ ]

*

શતાવધાનીજીના જેવા મનનશીલ, જ્ઞાનવાન, ચારિત્ર્યશીલ સાધુ જ આજની દુનિયામાં કાંઇ કરી શકે છે; સમાજની અને ધર્મની રક્ષા કરી શકે છે; એમની જાગરુકતા વિરલમાં જ મળી આવે છે. એમના જેવી 'ધૂન' બહુ જ ઓછામાં મળશે. એમની દરેક વસ્તુ ઉત્તમોત્તમ હતી.

[ 'ઝલક'માં ચ. કો. ના હિંદી લેખમાંથી અનુવાદ ]

*

શ્રી. રત્નચંદ્રજી સ્વામીના જવાથી માત્ર જૈન સમાજને જ નહિ, પણ ભારત અને ભારતની બહારની વિદ્વત્તા તથા સંસ્કારિતાને પણ ખોટ ગઇ છે.

[ શ્રી. મનુભાઈ પી. વૈદ્ય, એમ. એ., એમ. ઈ. ડી., બી. ટી.,
મુંબઈ; એમના પત્રમાંથી ]

*

વીરસંઘની યોજનાને સફળ કરવી એ તો એક રીતે એમના જીવનનું ધ્યેય બની ગયું હતું. મુંબઇની ઇસ્પીતાલમાં દર્દીના બિછાના પર સૂતાં સૂતાં પણ પોતે 'વીરસંઘ'નું જ સ્વપ્ન જોયા કરતા હતા... 'વીરસંઘ'ની યોજનાને સફળ બનાવવાને તેમણે જીવનનું અંતિમ ધ્યેય બનાવી લીધું હતું, પરંતુ કરાલ કાળથી એ સહન થયું નહિ.

[ પં. ઘેવરચંદ બાંઠિયા, બિકાનેર; એમના હિંદી
પત્રમાંથી અનુવાદ. ]

*

શતાવધાની શ્રી. રત્નચંદ્રજી મહારાજના અવસાનથી માત્ર

સ્થાનકવાસી સમાજને જ નહિ પણ સમસ્ત જૈન સમાજને ભારે ખોટ પડી છે, જે પુરાવી અત્યંત મુશ્કેલ છે. સદ્‌ગત મુનિ મહારાજે એકલે હાથે ૨૦ વર્ષની સતત મહેનત પછી અર્ધમાગધી કોષ જેવો અપૂર્વ ગ્રંથ રચ્યો. સદ્‌ગત મહારાજ સમર્થ વિદ્વાન, પ્રખર વક્તા અને જૈન તથા અન્ય દર્શનોના ઉંડા અભ્યાસી હતા. સ્થાનકવાસી સાધુસમાજની ઉન્નતિ અને એકતા તથા જ્ઞાન–દર્શન–ચારિત્રની વૃદ્ધિ માટે તેઓ સતત જાગ્રત હતા અને વીર સાધુસંઘની યોજના તૈયાર કરી હતી. અજમેર સાધુસંમેલનમાં તેમનો મુખ્ય ફાળો હતો. આપણી કોન્ફરન્સના તેઓ મહાન હિતચિંતક હતા.

[ શ્રી. શ્વેતાંબર સ્થા. જૈન સકળ સંઘ–મુંબઈ; એના ઠરાવમાંથી. ]

*

શતાવધાની શ્રી. રત્નચંદ્રજી મહારાજે સ્થાનકવાસી જૈન સંપ્રદાયની કરેલી અપૂર્વ સેવાઓની આ સભા સહર્ષ નોંધ લે છે અને જાહેર કરે છે કે તેઓશ્રીની આ અમર સેવાઓને માટે શ્રી સ્થાનકવાસી જૈન સમાજ અનેક રીતે ઋણી છે. શ્રેષ્ઠ સાહિત્યકાર, પ્રખર તત્ત્વજ્ઞ, સમર્થ ઉપદેશક, ઉજ્જવલ ચારિત્ર્યશીલ, એવા આદર્શ અને ભદ્રિક સાધુ શ્રી. શતાવધાનીજી મહારાજની ખોટ સ્થાનકવાસી જૈન સમાજને જ નહિ પરંતુ સમસ્ત જૈન સમાજને પડેલી છે.

[ શ્રી. ઘાટકોપર સ્થાનકવાસી જૈન સંઘની સભાના ઠરાવમાંથી. ]

*

શ્રી. શતાવધાની રત્નચંદ્રજી મહારાજનો આકસ્મિક સ્વર્ગવાસ થયો જાણીને રતલામના શ્રી સ્થાનકવાસી જૈન સકલ સંઘની આ સભા પોતાનું હાર્દિક દુઃખ પ્રકટ કરે છે. શ્રી શતાવધાનીજી મહારાજ શ્રી સ્થાનકવાસી જૈન સમાજમાં અદ્વિતીય વિદ્વાન અને તીવ્ર સ્મરણશક્તિવાળા હતા. સ્થાનકવાસી જૈન સમાજમાં શતાવધાનીનું ઉચ્ચ પદ સર્વ પ્રથમ એમણે જ પ્રાપ્ત કર્યું હતું. પોતે વિદ્વાન હોવાની સાથે કાર્યકુશળ પણ હતા, અને તેમનામાં કાર્ય કરવાનો ઉત્સાહ તથા

સાહસ પણ હતાં. સ્થાનકવાસી જૈન સમાજને આદર્શ બનાવવાની ભાવના એમની રગેરગમાં ભરી હતી, જેથી શરીર અસ્વસ્થ રહેવા છતાં પણ તેમણે મારવાડથી મુંબઇ તરફ પધારીને વીરસંઘની યોજના રચવામાં અથાગ પરિશ્રમ લીધો હતો અને તે કાર્યરૂપે પરિણુત થઇને શ્રમણુ સંઘ એક ઝંડા હેઠળ આવી જાય એવી તેમની આકાંક્ષા હતી. એવા સમાજના કર્ણધાર મુખ્ય મુનિવરનો વિયોગ સમાજને માટે બહુ જ મોટી ક્ષતિ છે, જેની સહેજે નિકટના ભવિષ્યમાં પૂર્તિ થવી કઠિન છે.

[ રતલામના સ્થાનકવાસી જૈન સંઘના ઠરાવનો હિંદીમાંથી અનુવાદ. ]

*

શ્રીમાન શતાવધાનીજી મહારાજ સ્થાનકવાસી જૈન સમાજમાં એક અમૂલ્ય રત્નરૂપ હતા, જેમની સમાન બહુ જ થોડા સાધુઓ વર્તમાનકાલીન સાધુસમાજમાં હશે. એવા વિદ્વાન અને કાર્ય કરવાની અભિરુચિવાળા વીરરત્નનું સમાજમાંથી અદૃશ્ય થવું એ સમાજને માટે મોટી ક્ષતિ છે.

[ પૂ. શ્રી. હુકમીચંદ્રજી મહારાજના સંપ્રદાયનું હિતેચ્છુ શ્રાવકમંડળ, રતલામ, એના ઠરાવમાંથી અનુવાદ. ]

*

શ્રી જૈન ધર્મપ્રચારક સંસ્થાના તત્ત્વાધાનમાં કરવામાં આવેલી આ સાર્વજનિક શોકસભા તા. ૧૬-૫-૪૧ના પ્રાતઃકાળે ઘાટકોપર (મુંબઈ)માં શતાવધાની પંડિતરત્ન શ્રી. રત્નચંદ્રજી મહારાજના અસામયિક દેહાવસાનપર વિશેષ ખેદ અને સમવેદના પ્રકટ કરે છે અને અનુભવ કરે છે કે એવા મહાન બૌદ્ધિક પ્રતિભાવાન આત્માના ચાલી જવાથી જૈન સંસ્થાને ક્ષતિ પહોંચી છે, જેની નિકટના ભવિષ્યમાં પૂર્તિ થવી સંભવિત નથી.

[ નાગપુર સ્થાનકવાસી જૈન સંઘના ઠરાવનો હિંદીમાંથી અનુવાદ. ]

*

શ્રી. રત્નચંદ્રજી જેવા મહાત્મા, તપસ્વી, વિદ્યાભંડાર, સાહિત્ય-નિર્માતા સાધુ મહારાજ દેવલોકવાસી થવાથી જે સ્થાન ખાલી પડ્યું છે તે પુરાવાનો લાંબા સમયસુધી સંભવ દેખાતો નથી.

[ શ્વે૦ સ્થાનકવાસી જૈન સભા, જમ્મૂ, એના હિંદી ઠરાવમાંથી અનુવાદ. ]

*

શ્રી. રત્નચંદ્રજી મહારાજ જૈન શાસ્ત્રોના એક મહાન પંડિત હતા. તેમનું નામ જૈનોમાં જ નહિ પણ આંતરરાષ્ટ્રીય દેશોમાં વિખ્યાતિ પામેલું હતું. હું એક સૂચના કરવાનું સાહસ કરું છું કે શ્રી. રત્નચંદ્રજીનું સ્મરણ કાયમ રાખવા માટે કોઈ પ્રકારની એક સાહિત્યિક સંસ્થા સ્થાપવાનાં પગલાં લેવાં જોઇએ. તે વિદ્યાના પ્રેમી હતા અને તેમનું નામ વિદ્યાની સાથે જ સંયુક્ત થઈ રહેવું જોઇએ.

[ શ્રી. મૂલરાજ જૈન, મંત્રી જૈન વિદ્યાભવન, લાહોર; એમના અંગ્રેજી પત્રમાંથી અનુવાદ. ]

*

શ્રી. રત્નચંદ્રજી મહારાજે જૈન સમાજ ઉપર જે ઉપકારો કર્યા છે તે ઉપકારોનો કોઇને કાંઇ પણ ખ્યાલ હોય તો તેમના નામને ચિરસ્થાયી ચલાવવા માટે સમસ્ત જૈન સમાજે સ્થાનકવાસી જૈન ગુરુકુલ, જૈન મહાવિદ્યાલય, જૈન કૉલેજ અને જૈન વિદ્યાપીઠ ખોલવાં જોઇએ.

[ શ્રી. વિદ્યાપ્રકાશ જૈન, મંત્રી, સ્થાનકવાસી જૈન સભા, નાભા; એમના હિંદી પત્રમાંથી અનુવાદ. ]

*

હું સંઘની સમક્ષ એવી પ્રાર્થના કરું છું કે શ્રી. રત્નચંદ્રજીના સ્મરણ રૂપમાં એવી એક જ્ઞાનશાળાની સ્થાપના કરો કે જેની દ્વારા મુનિમંડળમાં જ્ઞાનની વૃદ્ધિ થાય અને જૈન ધર્મનો પ્રચાર થાય.

[ મુનિ શ્રી રવીન્દ્રનાથજીના હિંદીમાં લખાયલા પત્રમાંથી અનુવાદ. ]

*

## ( ૩ ) શ્રદ્ધાંજલિ

કૉન્ફરન્સનો એ પૂજારી હતો.

ઐક્યમાં એને શ્રદ્ધા હતી.

પ્રજાવાદમાં તે માનતો હતો. Democracy alone will save the societies and nations (પ્રજાવાદથી જ સામાજિક તથા રાષ્ટ્રીય પ્રગતિ થઇ શકશે) એમ તે જાણતો હતો.

અને એ સિદ્ધાન્તાનુસાર એણે જૈન સાધુઓની એકતા માટે એક મહાન ખરીતો તૈયાર કર્યો. જૈન સાધુઓ માટે નવી સમાચારી, નવી જુમ્મેદારીઓ ખડી કરી; મધ્યસ્થ સંસ્થા, પ્રાંતીય સંસ્થા તથા તે ઉપર સર્વોપરિ મહા અમાત્ય-સાધુનું સંચાલન, વગેરે નૂતન રચના જૈન સાધુ જગત્ સામે તેમણે મૂકી. કોઈ પણ રીતે એ આજની અરાજકતાનો અંત લાવવા ઇચ્છતા હતા. કોઇ પણ માર્ગે એ આજના નિરંકુશ સાધુ-સાધ્વીજીવનને 'કડક અને ઉત્તમ શિસ્ત'માં સ્થાપવા મથતા હતા. જુદું જુદું વેડફાઇ જતું બળ અને પ્રકાશ એનો સમન્વય સાધી એને એક છત્રના આશરા નીચે બળવાન બનાવવા ઇચ્છતા હતા. જૈન સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાની આજની જીવન-વ્યવસ્થામાં તેમણે જબ્બર ક્રાન્તિ લાવવા ઇચ્છેલું; ને તે માટે જ તેમણે પ્રચંડ આંદોલનો શરુ કર્યા.

તેમનો દેહ વૃદ્ધ હતો-આત્મા નહિ.

[ શ્રી. ચુનીલાલ કામદાર, મુંબઈ; એમની અંજલિમાંથી ઉધ્ધૃત કરેલી કંડિકા. ]

*

શ્રી. રત્નચંદ્રજી મહારાજે મહાન આચાર્યને યોગ્ય એવી સમર્થ ધર્મોપદેશક અને વિદ્વાન જૈન સાધુ તરીકેની કીર્તિ તો દીક્ષા લીધા બાદ થોડાં વર્ષોમાં જ પ્રાપ્ત કરી લીધી હતી. માત્ર ૨૯ વર્ષની ઉંમરે તેઓ જૈન સંપ્રદાયના શ્રેષ્ઠ અને વંદનીય સાધુ તરીકે સર્વત્ર સન્માન અને આદરને યોગ્ય બન્યા હતા. જ્યાં જ્યાં વિહાર કરતા અગર

બિરાજતા ત્યાં ત્યાં તેમના દર્શન અર્થે અને તેમના જ્ઞાનોપદેશની અમૃતવાણી ઝીલવાને અર્થે માનવસમુદાય ઉત્કંઠ બની જતો. લાખો જૈનો અને જૈનેતરો તેઓના ઉપદેશથી ધર્મજ્ઞાન મેળવી શકયા છે. અન્ય સંપ્રદાયોના પંડિતો, આચાર્યો, પાદરીઓ અને મૌલવીઓએ પણ તેઓશ્રીનાં જ્ઞાન તથા ચારિત્ર્યબળની મુક્તકંઠે પ્રશંસા કરી તેઓશ્રીના પરિચયનો આનંદ લીધો છે.

તેઓશ્રીની જ્ઞાનપિપાસા એટલી તો તીવ્ર હતી કે જીવનમાં પ્રત્યેક ક્ષણે તેઓશ્રી વિશેષ જ્ઞાન સંપાદન કરતા હતા. આખાય જીવનમાં તેમણે એક ક્ષણ પણ પ્રમાદ સેવ્યો નથી. એવા એ મુનિરાજે જ્ઞાનદાનની મહાગંગા પણ સર્વદા વહેવડાવી હતી. જ્ઞાન અને ચારિત્ર માટે જીવનભર તેઓશ્રીએ આગ્રહ સેવ્યો હતો અને તેમના પરિચયમાં આવનારને તેઓશ્રી જ્ઞાન અને ચારિત્રનાં મૂલ્ય સમજાવતા હતા. આ ક્રિયા તેઓશ્રીના જીવનમાં શ્વાસોચ્છ્વાસ જેવી જ અખંડિત હતી.

[ શ્રી. જમનાદાસ ઉદાણીએ ઘાટકોપરની જાહેર સભામાં
અર્પેલી અંજલિમાંથી ઉધ્ધૃત. ]

*

પરમ સુહૃદ્ ! જ્ઞાન, ધ્યાન અને સંયમની આરાધનાનાં વર્ષો જેમ જેમ વધવા લાગ્યાં તેમ તેમ સંપ્રદાય અને સમાજના ઉદ્ધારની ભાવના આપનામાં ઉત્કટપણે પ્રકટવા લાગી. એટલે દીક્ષાથી વડીલ હોવા છતાંય, મારા જેવા નાના મુનિઓનું એક સુહૃદ્મંડળ બનાવી આપે તે વખતે કેવો અનુપમ સહકાર સાધ્યો હતો ! વાચન, મનન અને નિદિધ્યાસન ઉપરાંત વ્યાખ્યાનશૈલીનો નિર્ણય કરી, જ્યારે એક જ સ્થાને આપણું વ્યાખ્યાન ગોઠવાતું ત્યારે આત્માના ઉંડાણુંમાંથી આપ કેવી મીઠી—મધુરી મૂંઝવણ ઊભી કરતા ! એ પ્રસંગોને નજર સામે પ્રત્યક્ષ કરું છું, ત્યારે પરમ સુહૃદ્ભાવે આજે પણ હૃદય-નયનમાંથી અમીઝરણાં વહી જાય છે.

## ( ૩ ) શ્રદ્ધાંજલિ

કોન્ફરન્સનો એ પૂજારી હતો.

ઐક્યમાં એને શ્રદ્ધા હતી.

પ્રજાવાદમાં તે માનતો હતો. Democracy alone will save the societies and nations ( પ્રજાવાદથી જ સામાજિક તથા રાષ્ટ્રીય પ્રગતિ થઇ શકશે ) એમ તે જાણતો હતો.

અને એ સિદ્ધાન્તાનુસાર એણે જૈન સાધુઓની એકતા માટે એક મહાન ખરીતો તૈયાર કર્યો. જૈન સાધુઓ માટે નવી સમાચારી, નવી જુમ્મેદારીઓ ખડી કરી; મધ્યસ્થ સંસ્થા, પ્રાંતીય સંસ્થા તથા તે ઉપર સર્વોપરિ મહા અમાત્ય-સાધુનું સંચાલન, વગેરે નૂતન રચના જૈન સાધુ જગત્ સામે તેમણે મૂકી. કોઈ પણ રીતે એ આજની અરાજકતાનો અંત લાવવા ઇચ્છતા હતા. કોઇ પણ માર્ગે એ આજના નિરંકુશ સાધુ-સાધ્વીજીવનને ‘ કડક અને ઉત્તમ શિસ્ત ’માં સ્થાપવા મથતા હતા. જુદું જુદું વેડફાઇ જતું બળ અને પ્રકાશ એનો સમન્વય સાધી એને એક છત્રના આશરા નીચે બળવાન બનાવવા ઇચ્છતા હતા. જૈન સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાની આજની જીવન-વ્યવસ્થામાં તેમણે જબ્બર ક્રાન્તિ લાવવા ઇચ્છેલું; ને તે માટે જ તેમણે પ્રચંડ આંદોલનો શરુ કર્યાં.

તેમનો દેહ વૃદ્ધ હતો-આત્મા નહિ.

[ શ્રી. ચુનીલાલ કામદાર, મુંબઈ; એમની અંજલિમાંથી ઉધ્ધૃત કરેલી કંડિકા. ]

*

શ્રી. રત્નચંદ્રજી મહારાજે મહાન આચાર્યને યોગ્ય એવી સમર્થ ધર્મોપદેશક અને વિદ્વાન જૈન સાધુ તરીકેની કીર્તિ તો દીક્ષા લીધા બાદ થોડાં વર્ષોમાં જ પ્રાપ્ત કરી લીધી હતી. માત્ર ૨૯ વર્ષની ઉમરે તેઓ જૈન સંપ્રદાયના શ્રેષ્ઠ અને વંદનીય સાધુ તરીકે સર્વત્ર સન્માન અને આદરને યોગ્ય બન્યા હતા. જ્યાં જ્યાં વિહાર કરતા અગર

બિરાજતા ત્યાં ત્યાં તેમના દર્શન અર્થે અને તેમના જ્ઞાનોપદેશની અમૃતવાણી ઝીલવાને અર્થે માનવસમુદાય ઉત્કંઠ બની જતો. લાખો જૈનો અને જૈનેતરો તેઓના ઉપદેશથી ધર્મજ્ઞાન મેળવી શકયા છે. અન્ય સંપ્રદાયોના પંડિતો, આચાર્યો, પાદરીઓ અને મૌલવીઓએ પણ તેઓશ્રીનાં જ્ઞાન તથા ચારિત્ર્યબળની મુક્તકંઠે પ્રશંસા કરી તેઓશ્રીના પરિચયનો આનંદ લીધો છે.

તેઓશ્રીની જ્ઞાનપિપાસા એટલી તો તીવ્ર હતી કે જીવનમાં પ્રત્યેક ક્ષણે તેઓશ્રી વિશેષ જ્ઞાન સંપાદન કરતા હતા. આખાય જીવનમાં તેમણે એક ક્ષણ પણ પ્રમાદ સેવ્યો નથી. એવા એ મુનિરાજે જ્ઞાનદાનની મહાગંગા પણ સર્વદા વહેવડાવી હતી. જ્ઞાન અને ચારિત્ર માટે જીવનભર તેઓશ્રીએ આગ્રહ સેવ્યો હતો અને તેમના પરિચયમાં આવનારને તેઓશ્રી જ્ઞાન અને ચારિત્રનાં મૂલ્ય સમજાવતા હતા. આ ક્રિયા તેઓશ્રીના જીવનમાં શ્વાસોચ્છ્વાસ જેવી જ અખંડિત હતી.

[ શ્રી. જમનાદાસ ઉદાણીએ ઘાટકોપરની જાહેર સભામાં અર્પેલી અંજલિમાંથી ઉદ્ધૃત. ]

*

પરમ સુહૃદ્ ! જ્ઞાન, ધ્યાન અને સંયમની આરાધનાનાં વર્ષો જેમ જેમ વધવા લાગ્યાં તેમ તેમ સંપ્રદાય અને સમાજના ઉદ્ધારની ભાવના આપનામાં ઉત્કટપણે પ્રકટવા લાગી. એટલે દીક્ષાથી વડીલ હોવા છતાંય, મારા જેવા નાના મુનિઓનું એક સુહૃદ્મંડળ બનાવી આપે તે વખતે કેવો અનુપમ સહકાર સાધ્યો હતો ! વાચન, મનન અને નિદિધ્યાસન ઉપરાંત વ્યાખ્યાનશૈલીનો નિર્ણય કરી, જ્યારે એક જ સ્થાને આપણું વ્યાખ્યાન ગોઠવાતું ત્યારે આત્માના ઉંડાણમાંથી આપ કેવી મીઠી–મધુરી મૂંઝવણ ઊભી કરતા ! એ પ્રસંગોને નજર સામે પ્રત્યક્ષ કરું છું, ત્યારે પરમ સુહૃદ્ભાવે આજે પણ હૃદય-નયનમાંથી અમીઝરણાં વહી જાય છે.

આત્મપ્રિય અણુમોલ રત્ન ! સમયના વહેવા સાથે સંસ્કૃતિનો શંભૂમેળો થવાથી જેમ શ્રાવક–સમુદાય ધર્મપક્ષે શિથિલ થતો ગયો હતો, તેમ સાધુસંસ્થાની પણ છિન્નભિન્ન દશા જોઈ આપના નિરભિમાની–સરલ આત્માને ખૂબ જ ક્લેશ થયા કરતો હતો. એ આત્મ-ક્લેશને શાન્ત પાડવા માટે આપની તબિયત નાજૂક હોવા છતાંય આપે ઐક્યનો નાદ ગજાવ્યો હતો. અને પછી તો એક ધન્ય પળે અજમેરની મહાયાત્રાનો આરંભ થયો. આપણે જ્યારે સાથે સાથે વિહાર કરતા મરુભૂમિ તરફ વિચરતા હતા ત્યારે સાધુ–સંસ્થાને એક જ આચાર્યની છત્રછાયા નીચે લાવવાની આપની આકાંક્ષાનાં કેવાં વિરલ દર્શન થઈ જતાં હતાં ! આખરે પુણ્યભૂમિ અજમેરમાં સેંકડો સાધુઓનું અપૂર્વ મિલન થયું, તે વખતે સાધુ–સંમેલનના મુખ્ય સૂત્રધાર તરીકે અખિલ ભારતવર્ષમાં આપે અજોડ ખ્યાતિ મેળવેલી. શું આ બધોય અમારા માટે અપૂર્વ ગૌરવનો વિષય નહોતો ?

આપની જીવનસંધ્યાનાં છેલ્લાં છેલ્લાં વર્ષોમાં સાધુસેવા અને સમાજસેવાની ધગશથી ‘ વીરસંઘની ’ની યોજનાનો આપે જે ઉપક્રમ કરેલો હતો તેને હું અંતઃકરણપૂર્વક વધાવું છું. આપ જ્યાં હો ત્યાંથી મારા એ હૃદયભાવને જાણી આપનાં પુનિત આંદોલનો ફેંકતા રહેશો, અને એ રૂપે મારી આ નમ્ર શ્રદ્ધાંજલિને સ્વીકારશો, એ જ અભ્યર્થના !

[ કવિવર્ય મુનિશ્રી નાનચંદ્રજી મહારાજના શ્રદ્ધાંજલિ–લેખમાંથી ઉધ્ધૃત. ]

*

## ( ૪ ) કાવ્યાંજલિ

ज्ञाता गभीरो विविधागमानां ।
महामना मूर्तिरिवोद्यमानाम् ॥
मन्मित्रमासीत्प्रथिताभिधानः ।
शतावधानो मुनिरत्नचन्द्रः ॥ १ ॥

मुखं प्रसन्नं विमले च नेत्रे ।
शान्तोऽन्तरात्मा मधुरा च वाणी ॥
विवेचनायामसतः सतो वा ।
बुद्धिर्यदीया निपुणा नितान्तम् ॥ २ ॥

यः प्राच्यपाश्चात्यविदां वरेण्यै-
र्भूयोऽपि भूयोऽपि प्रशस्यमानम् ॥
कोषं महान्तं प्रणिनाय शब्दान् ।
परस्सहस्रानपि संकलय्य ॥ ३ ॥

प्रविश्य गर्भे गिरिगह्वराणाम् ।
विस्तारमुत्तीर्य्य मरुस्थलीनाम् ॥
सीमानमुल्लंघ्य च सागराणाम् ।
यज्ज्योतिरालोकयति स्म तत्त्वम् ॥ ४ ॥

यत्प्रेमपीयूषप्रवाहमध्ये ।
निमज्ज्य को नामकृती न जातः ॥
यच्छीलमाह्लादयति स्म लोकान् ।
आजीवनं पाटलपुष्पगन्धि ॥ ५ ॥

स्वपक्षसंरक्षणदक्ष आसीत् ।
एकोऽपि योऽसौ शतलक्ष आसीत् ॥
सतामनुष्ठानविधौ कदाचित् ।
नासीत् परोक्षः स समक्ष आसीत् ॥ ६ ॥

ज्ञानप्रदाने विहितप्रयत्नः ।
श्रीसंघशोभाकर एष रत्नः ॥
यशोमयं विग्रहमास्थितोऽपि ।
न दीपयत्यन्तरमद्य कस्य ॥ ७ ॥

निस्स्पन्द-निर्वातकुटीरमध्ये ।
निशीथदीपस्य शिखेव यस्य ॥

न मन्दतामाप कदापि प्रज्ञा ।
श्रद्धाञ्जलिस्तत्स्मरणे ममास्तु ॥ ८ ॥

[ उपाध्याय श्री आत्मारामजी महाराज ]

*

जलं विना वादिगजेन्द्रमस्तका-
त्स्रवत्सुधादानविशेषधारया ॥
जयन्ति ते चन्दनविन्द्रभूता ।
शतावधानस्य पदाब्जरेणवः ॥ १ ॥
सुसंस्कृतं संस्कृतमेतदीयं ।
तथागतं प्राकृतमद्वितीयम् ॥
शमावतारो मुनिरत्नचन्द्र-
श्चकास्ति विज्ञानमनो नभोऽजिरे ॥ २ ॥
विवेकज्योत्स्नावलयेन येन ।
निवारितं पुद्गलप्रावृतं तमः ॥
मृषातृषादोषशमः सुसंयमः ।
प्रणम्यते वै मुनिरत्नचन्द्रः ॥ ३ ॥
अशेषदोषज्ञशिरोमणित्वं ।
समागतं सिन्धुमिवापगाजलम् ॥
सुदर्शने कल्मषक्लेशनाशो ।
नमो नमस्तेऽस्तु शतावधानिने ॥ ४ ॥
अनिन्द्यवादीन्द्रमिलिन्दवृन्दो-
ऽप्यमन्दविद्यामकरन्दमाप्य ॥
यतोऽभवत्स्नेहनिधानबन्दी ।
ततो भजे रत्नपदारविन्दम् ॥ ५ ॥

[ पं० मुनिश्री फूलचन्द्रजी (पुप्फ भिक्खु) ]

*

बौद्धान्धकारविनिपातदिवाकरस्य ।
चार्वाकसागरमहावडवानलस्य ॥
अद्वैतवादपरिखण्डनचण्डनस्य ।
श्रीरत्नचन्द्रविदुषः प्रतिभाति कीर्तिः ॥ १ ॥
सुब्रह्मचर्यपरिरक्षणशिक्षणस्य ।
श्रीजैनतत्त्वबुधवृन्दसुपूजितस्य ॥
वात्सल्यमर्मदधतो गुरुपुंगवस्य ।
श्रीरत्नचन्द्रविदुषः प्रतिभाति कीर्तिः ॥ २ ॥
वेदान्ततर्करसशोभितमानसस्य ।
सच्छन्दशास्त्रसमलङ्कृतवाङ्मुखस्य ॥
साहित्यशक्तिभरितस्य विशुद्धवाचः ।
श्रीरत्नचन्द्रविदुषः प्रतिभाति कीर्तिः ॥ ३ ॥
पातञ्जलीं सुसरणिं वदतो विविक्ता-
मातिष्ठतो विशदसांख्यकलाकलापे ॥
सिद्धान्तसद्गणिततत्त्वविदस्समन्तात् ।
श्रीरत्नचन्द्रविदुषः प्रतिभाति कीर्तिः ॥ ४ ॥
स्याद्वादतत्त्वकुशलस्य कुशाग्रबुद्धेः ।
श्रीजैनधर्मधुरमावहतो विशुद्धाम् ॥
श्रीभारतीयवररत्नपदाञ्चितस्य ।
श्रीरत्नचन्द्रविदुषः प्रतिभाति कीर्तिः ॥ ५ ॥
संचिन्वतो विमलतत्त्वशतावधान-
माच्छिन्दतो दुरितमाशुजनस्य कृत्स्नम् ॥
भद्रं मुदा वितरतो जगति प्रभूतं ।
श्रीरत्नचन्द्रविदुषः प्रतिभाति कीर्तिः ॥ ६ ॥
सच्छन्दसूत्ररचनानिपुणस्य सूरेः ।
कर्तव्यमार्गमथदर्शयतो सुपद्यैः ॥
सत्सृष्टिवादमखिलल्लिखतः स्वशब्दैः ।

श्रीरत्नचन्द्रविदुषः प्रतिभाति कीर्तिः ॥ ७ ॥

सच्छिष्यसाधुपुरुषान् रुदतो विहाय ।
ज्ञानाधिगम्य शुभमुक्तिपदं गतस्य ॥
रागादिदोषरहितस्य कृपाकरस्य ।
श्रीरत्नचन्द्रविदुषः प्रतिभाति कीर्तिः ॥ ८ ॥

[ पं. भगवतीप्रसाद मिश्रः, भागवताचार्यः,
वेदान्तशास्त्री, व्याकरणाचार्यः, घाटकोपर (मुंबई) ]

*

नैर्ग्रन्थं परिपालयन् सुकठिनं तीक्ष्णासिधारासमम् ।
निर्दोषं समजीवरक्षणपरं श्रेष्ठं जिनोक्तं व्रतम् ॥
निर्दैन्यं विजहार धर्मविपिने सिंहोपमो यः सदा ।
तं वन्दे जिनशासनोज्वलमणिं श्रीरत्नचन्द्रं मुनिम् ॥१॥
काव्ये व्याकरणे कणादरचिते शास्त्रे च लब्ध्वा परम् ।
पाण्डित्यं सकलं विगाह्य च मुदा षड्दर्शनी काननम् ।
शास्त्राणां जिनराजपद्धतिजुषां योऽवाप पारं परम् ।
तं वन्दे जिनशासनोज्वलमणिं श्रीरत्नचन्द्रं मुनिम् ॥२॥
वैराग्यादिगुणाम्बुधिं जिनमताम्भोजप्रथाहर्मणिम् ।
श्रद्धाज्ञानचरित्ररत्ननिवहं मोक्षाध्वसंराधकम् ॥
आर्यावर्तनभः प्रदीप्तमतुलं चन्द्रं यतीशं सदा ।
वन्दे तं जिनशासनोज्वलमणिं श्रीरत्नचन्द्रं मुनिम् ॥३॥

[ प्रो. इन्द्रचन्द्रजी शास्त्री बी. ए.,
शास्त्राचार्यः, वेदान्तवारिधिः, न्यायतीर्थः ]

*

मुक्तो लौकिकबन्धनैर्ध्रुवमसौ प्राप्तः पदं शाश्वतं ।
किन्त्वेतद्विरहेण सर्वजनता शोकाकुला वर्तते ॥

[ पं. सूर्यनारायण शर्मा आचार्यः (जयपुर) ]

*

सुशमरसनिमग्नं मोहनिद्राविमुक्तं ।
सकलगुणनिधानं ज्ञानविज्ञानयुक्तं ॥
सरलहृदयमूर्तिं रत्नचन्द्रं मुनीशं ।
मुनिवरगुणयुक्तं भावतोऽहं नमामि ॥

[**श्री. मगनलाल मोतीचंद शाह**, गवर्नमेंट पेन्शनर,
वढवाण केम्प.]

*

अब्धिसत्केऽत्रनर्घ्यं किं को ग्रहेषूत्तमोत्तमः ।
रत्ननरेषु किं ज्ञेयं रत्नचन्द्रो वरो भुवि ॥

[**पं. हर्षचन्द्र क. दोशी**]

*

સાહિત્યના સુંદર બાગવાન !
આપે કરાવ્યું નિજ જ્ઞાનપાન,
વર્ષો થકી જે ઉજડેલ બાગ;
ત્યાં ચેતનાવારિ ફરી વહાવ્યાં.
ને સર્વ વૃક્ષો ફરી મસ્ત થૈને,
સુગંધી પુષ્પો તણી સૌ દઇને;
નમી રહ્યાં શ્રી ગુરુ આપશ્રીના,
ઝૂકી ઝુકીને, ચરણારવિંદે.
ઝંઝાનિલે નાવડી ડૂબતી'તી,
સુકાન ઝાલ્યું નવ હાથ રહેતું;
મહાતરંગોની થપાટ દુષ્ટ,
દબાવતી નાવડીઓ અમારી.
ત્યારે ભવાંભોધિ તણા સુકાની !
આપે અમારાં સહુનાં સુકાનો,
ઝંઝા તણીએ પરવા કર્યા વિના,
ઝાલ્યાં અને પાર કરી સુનૈયા.

[શ્રી. વસિષ્ઠદેવ (કાવ્યતીર્થ)ની 'શ્રદ્ધાંજલિ'માંથી]

*

નિર્મળ મનના સંત, તુજ સમ જગમાં થોડલા,
આણે દુઃખનો અંત, રત્ન રત્ન સરખા ખરે.
શબ્દાર્ણવની માંય, મરજીવા થઇ મ્હાલિયા,
હીરલા ગ્રહી ઉછાહ, કોશ ભર્યો જગ તારવા.
કરી ઉપકાર અનંત, સમાજ તારણ માટ તેં,
તોડ્યો ભિન્નતા તંત, ધર્મનાવ તરતું કર્યું.

[ મુનિ શ્રી છોટાલાલજીની કાવ્યાંજલિમાંથી ]

*

લોકકલ્યાણનું સાધન સાચું, જ્ઞાનભંડાર છે એક,
એમ જાણી સંત રત્નચંદ્રજીએ, આલેખ્યા ગ્રંથ અનેક;
ખોલી ગયા જ્ઞાનખજાનો, નથી ઉપકાર એ નાનો.
વાંચી સુણી ગુરુરત્નના ગ્રંથો, જ્ઞાન લઈ અપરોક્ષ,
'કેશવ' કેળવશે મન-બુદ્ધિ, મેળવશે જન મોક્ષ;
ટળી જશે ભવની ભ્રાન્તિ, પામો ગુરુ શાશ્વત શાન્તિ !

[ રાજકવિ કેશવલાલ શ્યામજી, જામનગર;
એમના વિરહકાવ્યમાંથી ]

*

સાધુસમિતિ ને 'વીરસંઘ'ની સ્થાપના રે,
એક સમાચારી એ આપની મુરાદ;
વંદન હોજો મારા ગુરુ એ રત્નને રે.
સ્મરણ આપનું બીજું શું હોઇ શકે રે ?
પૂર્ણ કરવી રહી એ આપની મુરાદ;
વંદન હોજો મારા ગુરુ એ રત્નને રે.

[ શ્રી. ટી. જી. શાહ, મુંબઈ; એમની કાવ્યાંજલિમાંથી ]



[ પરિશિષ્ટ ૧ ]

# ચાતુર્માસની નોંધ

(૧) ભોરારામાં દીક્ષા, ભોરારાથી મુંદ્રા, દેશલપુર, માંડવીમાં ચાતુર્માસ. (વિ. સં. ૧૯૫૩, કચ્છી સંવત ૧૯૫૪).

(૨) માંડવીથી કંઠી અને વાગડમાં વિહાર, ત્યાંથી ચંદીયા અને અંજારમાં ચાતુર્માસ (૧૯૫૪).

(૩) અંજારથી ભુજ, ત્યાંથી વાગડમાં, ત્યાંથી વેણુાસરનું રણુ ઊતરી મોરબી, વાંકાનેર, થાન, વઢવાણુ કેમ્પ, પાછા ફરી રાજકોટ અને જામનગરમાં ચાતુર્માસ (૧૯૫૫).

(૪) જામનગરથી કાલાવડ, ખરેડી, જેતપુર, વગેરે ગામોમાં થઈને જુનાગઢમાં ચાતુર્માસ (૧૯૫૬).

(૫) જુનાગઢથી જેતપુર, ગોંડળ, રાજકોટ, ગવરીદડ, મોરબી, ત્યાંથી લીંબડી થઈને જેતપુરમાં ચાતુર્માસ (૧૯૫૭).

(૬) જેતપુરથી લીંબડી, ત્યાંથી મોરબી, ત્યાંથી વેણુાસરનું રણુ ઊતરી કચ્છમાં વિહાર અને ભોરારાનું ચાતુર્માસ (૧૯૫૮).

(૭) ભોરારાથી વાગડમાં ભચાઉ વગેરે સ્થળે વિહાર કરી અંજારમાં ચાતુર્માસ. (ભચાઉમાં શ્રી રૂપચંદ્રજીની દીક્ષા, પછી ભોરારામાં શ્રી. ઉમેદચંદ્રજીની દીક્ષા). (૧૯૫૯).

(૮) અંજારથી મુંદ્રા વગેરે સ્થાનોમાં વિહાર કર્યો પછી ખેડોઈમાં ચાતુર્માસ (૧૯૬૦).

(૯) ખેડોઈથી વાગડમાં વિહાર, પછી ભોરારા થઇને ગુંદાલામાં ચાતુર્માસ (૧૯૬૧).

(૧૦) ગુંદાલાથી અંજાર, વાગડ પ્રદેશમાં રાપર (જૈન પાઠશાળાની સ્થાપના થઇ), લાકડીયા (જાહેર ભાષણુનો પ્રારંભ કર્યો), ત્યાંથી વેણુાસરનું રણુ ઊતરી કાઠિયાવાડમાં ટીકર, હળવદ, વગેરે સ્થળે થઇને થાનમાં ચાતુર્માસ. (૧૯૬૨) થાનમાં અવધાનનો પ્રારંભ કર્યો.

(૧૧) થાનથી ચોટીલા, મોરબી, ઉમરડા થઇને જેતપુરમાં ચાતુર્માસ. (૧૯૬૩). (ત્યાં 'કર્તવ્યકૌમુદી'નો પ્રારંભ અને 'ભાવના-શતક'ની રચના થઈ.)

(૧૨) જેતપુરથી ચણાકા, બીલખા, જૂનાગઢ, મેંદરડા, ચોરવાડ, વેરાવળ, માંગરોળ, જૂનાગઢ, જેતપુર, લીંબડી, વઢવાણ કેમ્પ થઇને થાનમાં ચાતુર્માસ (૧૯૬૪). (બીલખામાં શ્રી નથુરામ શર્માની પ્રથમ મુલાકાત અને 'પાતંજલ યોગદર્શન'ની વાચના તથા યોગ-પ્રક્રિયાનો પ્રારંભ.)

(૧૩) થાનથી ચોટીલા, મોરબી, સનાળા, વાંકાનેર, વઢવાણ કેમ્પ થઇને મોરબીમાં ચાતુર્માસ. (૧૯૬૫)

(૧૪) મોરબીથી વાંકાનેર, પંચાશીયા, વનાળી, દેરાળા, માળીયા, રણની કાંધી, ત્યાંથી રણ ઊતરીને કચ્છમાં સરકારપર, લાકડીયા, સામખીયારી, ભચાઉ, ચીરોઈ, વરસામેડી, અંજાર, ખંભરા, ભુવડ, કુંદરોડી, રતાડીયા, ગુંદાલા, પ્રાગપુર, સમાઘોઘા, મુંદ્રા, લાખાપુર, દેશલપુર, બિદડા, કોડાય, દોણ, કાંડાગરા, ખાખર, તુંબડી, રામાણીયા, બેરાજા, કપાઈયા વગેરે સ્થળે થઇને ભોરારમાં ચાતુર્માસ (૧૯૬૬).

(રામાણીયામાં સાધુઓની પરિષદ મેળવવામાં આવી, પરિગ્રહના ત્યાગ વિષે ચર્ચા થઈ અને ત્રણ દિવસ પરિષદનું કામ ચાલ્યું.)

(૧૫) ભોરારાથી ગુંદાલા, લુણી, મુંદ્રા, સમાઘોઘા, ભોરારા, (જૈન પાઠશાળાની સ્થાપના માટે ૮૦૦૦ કોરીનો ફાળો થયો અને મુંબઇથી રૂ. ૧૫૦૦ ની બીજી મદદ મળી), ભુજપુર, રામાણીયા, કોડાય, દોણ, નવોવાસ, માંડવી, નાગલપુર, તણુવાણા, બિદડા, દેશલપુર, ભુજપુર, સમાઘોઘા, મુંદ્રા, પ્રાગપુર, રતાડીયા, છસરા, કુંદરોડી, મથડા, ભુવડ, ખેડોઇ, ખંભરા, અંજાર, ભુવડ, મથડા, ચંદીયા, ચાંદરાડા, કપાઈયા, લાખાપુર, પત્રી, વાંકી, વરઝડ, ભારાપુર, ભુજમાં ચાતુર્માસ (૧૯૬૭). (ભુજમાં જૈન મિત્રમંડળની સ્થાપના

થઈ. "પ્રાકૃત માર્ગોપદેશિકા" લખવાનું માંડવીમાં શરુ કરેલું તે ભૂજમાં પૂરું કર્યું.)

(૧૬) ભુજથી માનકુવા (ત્યાં જૈન પાઠશાળા, શ્રાવિકાશાળા અને પુસ્તકાલયની સ્થાપના થઈ), ત્યાંથી ભારાપર, વરઝડ, પત્રી, લાખાપુર, ભોરારા, ગુંદાલા, પ્રાગપુર, સમાઘોઘા, રામાણીયા, તુંબડી, આસંબીયા, તણુવાણા, માંડવી, બિદડા, ખાખર, દેશલપુર, ભુજપુર, મુંદ્રા (ત્યાં આર્યાજીની પરિષદ મેળવવામાં આવી અને બે દિવસની ચર્ચા પછી વિહારાદિનું નિયમન કરનારી અગીઆર કલમો ઘડવામાં આવી), ત્યાંથી ટોળા, વડાળા, લુણી, સાડાઉ (ત્યાં નાની પક્ષના સાધુઓ સાથે શાસ્ત્ર સંબંધી વાતચીત કરવાની ઇચ્છા બતાવી, પણ તેમણે ના પાડી અને કહ્યું કે 'અમારા પૂજ્ય સિવાય બીજાથી કોઇની સાથે શાસ્ત્રચર્ચા થાય નહિ'), ત્યાંથી મુંદ્રા, કપાઇયા, ભોરારા, રતાડીયા, કુંદરોડી, ચાંદરાડ, મથડા, ખેડોઈ, સીનોગરા, અંજાર, ભચાઉ, ખારોઇ, નફરા, ભરુડીયા, રામવાવ, કંથકોટ, આધોઇ, લાકડીયા, પેથાપર, વેણુાસર રણ ઊતરીને ખાખરેચી, જેતપુર–બેલા, મોરબી, વીરપુર, હડમતીયા, કોઠારીયા, જડેશ્વર, રાતી દેરડી, વાંકાનેર, સરધાર, થાન (ત્યાં શ્રી. ઉમેદચંદ્રજીનું સર્પ કરડવાથી અવસાન થયું), ત્યાંથી રાવરાણી, ચોરવીરા, ઉમરડા, સાયલા, રામપુરા, બલદાણા, લીંબડી (ત્યાં લીંબડી સંપ્રદાયની સાધુપરિષદ મળી જેમાં પુસ્તકોનો પરિગ્રહ, ગુરુશિષ્ય વર્તન વગેરે વિષે નિયમનો થયાં અને બીજા કેટલાક સુધારા થયા), ત્યાંથી સાંકળી, વઢવાણ શહેર, વઢવાણ કેમ્પ, ખેરાળી, લીંબલી, મુળી, ઉમરડા, થાન, વાંકાનેર (ત્યાં પૂ. શ્રી શ્રીલાલજી મહારાજનો સહવાસ ૧૭ દિવસ રહ્યો. તેમણે શ્રી રત્નચંદ્રજી પાસે 'ચંદ્રપ્રજ્ઞપ્તિ'ની વાચના લીધી), ત્યાંથી રાજકોટ, ગોંડળ, જેતપુર, ધોરાજીમાં ચાતુર્માસ. (૧૯૬૮). (અહીં "શ્રી અજરામરજી સ્વામીનું જીવનચરિત્ર" લખાયું, શ્રી અજરામરજી સંસ્કૃત પાઠશાળા સ્થપાઈ, અને સંઘનું બંધારણ નક્કી થયું.)

(૧૭) ધોરાજીથી જેતલસર, જેતપુર, વદાડ, ગિરનાર, જૂનાગઢ, લુસાળા, બગતરાઇ, કેશોદ, માંગરોળ, માળીયા હાટીના, ભાટીયા, જૂનાગઢ, ધોરાજી, જેતપુર, પીઠડીયા, ગોંડળ, રીબડા, કોઠારિયા, રાજકોટ, કુવાડવા, બામણબોર, ચોટીલા, થાનગઢ (ઉમેદચંદ્રજી પુસ્તકાલયની સ્થાપના), ચોરવીરા, ઉમરડા, સીધર, રામપુરા, વઢવાણ શહેર, અંકેવાળીયા, લીંબડી (સાંપ્રદાયિક સુધારાની ચર્ચા થઇ પણ કાંઇ પરિણામ ન આવ્યું), રાસકા, વઢવાણ કેમ્પ, બાળા, લખતર, માલીકા, ઝીંઝરા, બકરાણા, મખીઆવ, સાણંદ, સરખેજ, અમદાવાદ, બોરજ, કલોલ, છત્રાલ, કડી, ઝોટાણા, પાલજ, વદાવલી, ચાણસમા, વાવડી, પાટલા, સિદ્ધપુર, પાલણપુરમાં ચાતુર્માસ (૧૯૬૯). (વિહાર-ના સમયમાં "કર્તવ્યકૌમુદી–પ્રથમ ગ્રંથ" ના શ્લોકોની રચના પૂરી થઈ અને વિવેચન સાથે ગ્રંથ બહાર પડ્યો. પાલણપુરમાં જૈન કન્યાશાળા માટે રૂ. ૨૫૦૦૦ નો ફાળો થયો).

(૧૮) પાલણપુરથી ડીસા ટાઉન, ડીસા કેમ્પ, ઢુવા, ચંદીસર, પાલણપુર, સિદ્ધપુર, કહોડા, ભાંડુ, મહેસાણા, ખેરવા, ડાંગરવા, કલોલ, અડાળજ, અમદાવાદ (શ્રી. આનંદશંકર બા. ધ્રુવ, શ્રી. કેશવલાલ હ. ધ્રુવ અને શ્રી. કમલાશંકર પ્રા. ત્રિવેદી સાથે ભાષાના ઇતિહાસ સંબંધી વાર્તાલાપ થયો), ખોખરા, બારેજડી, મહેમદાવાદ, ખંભાળી, ખેડા ('ભાવનાશતક'નું ભાષાંતર લખ્યું), વસો, પીજ, ઉત્તરસંડા ('બૃહત્કલ્પ' સૂત્રની ટીકા લખવી શરુ કરી), આણંદ, વાસદ, બાજવા, વડોદરા, ઇટોલા, કરજત, દેથાણ, પાલેજ, ચમાર-ગામ, ભરુચ, અંકલેશ્વર, પાનોલી, કોસંબા, કીમ, કઠોર, સુરતમાં ચાતુર્માસ (૧૯૭૦).

(અહીં અંગ્રેજીનો અભ્યાસ શરુ કર્યો. મેકમિલનની ત્રણ રીડરો અને પાઠમાળાના બે ભાગનો અભ્યાસ કરી પરીક્ષા આપી, તો ૧૫૦ માંથી ૧૨૨ માર્ક્સ મળ્યા. ચોથી રીડર શરુ કરી. 'ભાવનાશતક'નું વિવેચન શરુ કર્યું.)

(૧૯) સુરતથી ગુપ્તેશ્વર, કઠોર, સુરત, મરોલી, નવસારી, અમલસાડ, બીલીમોરા, ડુંગરી, વલસાડ, પારડી, બગવાડા, ભીલાડ, સંજાન, ગોલવડ, દેહણુ, સોપાલા, વસઈ, ભાયંદર, બોરીવલી, અંધેરી, સાંતાક્રુઝ, ઘાટકોપર, મુંબઈ (કાંદાવાડી) માં ચાતુર્માસ (૧૯૭૧). (અહીં અંગ્રેજી અભ્યાસ આગળ ચાલ્યો અને અંગ્રેજી 'સ્વામી રામતીર્થ' નો અભ્યાસ કર્યો. ગળાના દર્દને માટે વિજળી 'ટચ' કરાવી તે માટે અઢી માસ રોકાવું પડયું. સ્થાનક માટે રૂ. ૫૦ હજારનો ફાળો થયો.)

(૨૦) મુંબઈ (કાંદાવાડી)થી ચીચપોકલી, દાદર, માટુંગા, ઘાટકોપર, ભાંડુપ, થાણા, પનવેલ, ઉરણ, તલોજા, ભાંડુપ, ઘાટકોપરમાં ચાતુર્માસ (૧૯૭૨).

(અહીં અંગ્રેજી અભ્યાસ ચાલુ રહ્યો. 'ભાવનાશતક'નું વિવેચન પૂરું કર્યું અને ગ્રંથ છપાઈ પ્રસિદ્ધ થયો. મ. ગાંધીજી સાથે મિલન થયું.)

(૨૧) ઘાટકોપરથી કુરલા, માટુંગા, નાયગામ, ચીચપોકલી (માગશર વદ ૧ ના રોજ ભાગચંદ્રજીની દીક્ષા થઈ), કાંદાવાડી ('રત્નગદ્યમાલિકા' પ્રસિદ્ધ થઇ અને સૂત્રોના સંસ્કૃત અનુવાદનું કામ શરુ કર્યું), અંધેરી, મલાડ, બોરીવલી, વસઇ, સોપાલા, પાલઘર, બોઇસર, દેહણુ, ગોલવડ, ઉમરગામ, સંજાન, ભીલાડ, બગવાડા, પારડી, વલસાડ, ડુંગરી, બીલીમોરા, વેડછા, નવસારી, મરોલી, ભેસ્તાન, સુરતમાં ચાતુર્માસ (૧૯૭૩). (અહીં આચારાંગ, સૂત્રકૃતાંગ, ઠાણાંગ, સમવાયાંગ, અનુયોગ દ્વાર વગેરે સૂત્રોના શબ્દોનો સંગ્રહ કર્યો).

(સુરતની હવા બગડવાથી ચાતુર્માસમાં વિહાર કરી કઠોર જઇ ચાતુર્માસ પૂરું કર્યું. અહીં પ્રથમ માતુશ્રી લક્ષ્મીબાઈ અને ત્યારપછીના અઠવાડિયામાં પિતાશ્રી વીરપાળ શેઠ અવસાન પામ્યાના સમાચાર મળ્યા.)

(૨૨) કઠોરથી સુરત, સાયણ, કીમ, પાનોલી, અંકલેશ્વર, ભરુચ, દેરોલ, આમોદ, અણખી, કારોલી, વનરા, ખંભાત, સોખડા,

રાણીજ, વટામણુ, જવારજ, બળોલ, દેવપરા, પાણુસીણા ( અહીં જ્યેષ્ઠ બંધુ નપુભાઇ અવસાન પામ્યાના સમાચાર મળ્યા ), લીંબડી, ભોજપર, ઘાઘરેટિયા, રાસકા, ખારવા, રામપુરા, મુંજપુર, સુદામડા, સેજકપર, ડોળીયા, થાન, દલડી, વાંકાનેર, પંચાસીયા, બેલા, જેતપુર, વેણુાસર, રણુ ઊતરીને કચ્છમાં પેથાપુર, લાકડીયા, આધોઇ, કકરવા, ચોબારી, મનફરા, ખારોઇ, શીકરા, ચીરોઇ, પડાણા, વરસામેડી, અંજાર, દેવળીયા, વીરા, ભુવડ, ચાંદરાડા, છસરા, રતાડીયા, ભોરારા, ગુંદાલા, મુંદ્રામાં ચાતુર્માસ (૧૯૭૪). (પ્લેગની હવા પ્રસરવાથી ભાદરવો ઊતરતાં મુંદ્રાથી ભોરારા જવું પડયું અને ત્યાં ચાતુર્માસ પૂર્ણ કર્યું.)

(૨૩) ભોરારાથી પ્રાગપુર, સમાઘોઘા, ભુજપુર, રામાણીયા, તુંબડી, આસંબીયા, કોડાય, માંડવી, દોણ, કોડાય, બિદડા, દેશલપુર, ભુજપુર, સમાઘોઘા, ભોરારા, ગુંદાલા, વદાડા, ભુવડ, મથડા, ચંદીયા, ખેડોઇ, અંજાર, ભુવડ, ચાંદરાડા, ભોરારા, ગુંદાલા, વદાડા, ભુવડ, અંજાર, ગલપાદર, પડાણા, ચીરઇ, ભચાઉ, કરમરીયા, વામકા, ખારોઇ, મનફરા, કકરવા, રામવાવ, સુવઇ, જીરાડા, ત્રંબૌ, રાપર, નીલપર, માદરગઢ, આધોઈ, ભચાઉ, ચીરઇ, અંજાર, નાગલપર, ખેડોઇ, મથડા, ચંદીયા, છસરા, ગુંદાલા, રતાડીયા, ભોરારા, પ્રાગપુર, સમાઘોઘા, ભુજપુર, દેશલપુર, બિદડા, તણુવાણા, નાગલપુર, માંડવીમાં ચાતુર્માસ (૧૯૭૫).

(અહીં 'આગમકોષ' ના કામનો પ્રારંભ કર્યો.)

(૨૪) માંડવીથી નવો વાસ, દોણુ, કોડાય, બિદડા, તુમડી, રામાણીયા, ભુજપર, સમાઘોઘા, પ્રાગપર, ભોરારા, ગુંદાલા, રતાડીયા, કુંદરોડી, મથડા, ખેડોઇ, ચંદીયા, ભુજ, ભારાપર, વરઝડ, પત્રી, લાખાપર, વદાડા, ભુવડ, ખેડોઇ, અંજાર, વરસામેડી, પડાણા, ચીરઇ, ભચાઉ, વેંધ, સામખીયારી, લાકડીયા, પેથાપુર, માણાબા, માખીયા, મેઘપર, વનાળીયા, મોરબી, ધુવાવ, વાંકાનેર, દલડી, થાન, ઉમરડા, જસાપર, વઢવાણુ કેમ્પ, વઢવાણુ શહેર, અંકેવાળીયા,

લીંબડી ( લીંબડી સંપ્રદાયનું સાધુસંમેલન મળ્યું, જેમાં સંતોષપૂર્વક સુધારાઓ સ્વીકારાયા ), વઢવાણ, લીંબલી, સાયલા, સુદામડા, ડોળીયા, થાન, રાવરાણી, ઉમરડા, ચોટીલા, ખેરાણા, આણંદપર, ભાડલા, સરધાર, રાજપર, કોટડા, ગોંડળ, વીરપર, જેતપુર, ધોરાજીમાં ચાતુર્માસ (૧૯૭૬). ( અહીં આગમકોષનું કામ આગળ ચાલુ રહ્યું ).

(૨૫) ધોરાજીથી ગુંદાલા, જેતપુર, ધોરાજી, સુપેડી, ઉપલેટા, ખાખીજાળીયા, ભાયાવદર, પાનેલી, જામજોધપુર, બાલવા, જસાપર, સુખપર, રાણાવાવ, પોરબંદર, ધોરાજી ( અહીં આગમકોષનું કામ પૂરું થયું, માત્ર સુધારવાનું બાકી રહ્યું ), જેતપુર, પીઠડીયા, ગોમટા, ગોંડળ, રીબડા, રાજકોટ, કુવાડવા, બામણબોર, મેસરીયા, થાન, ચોરવીરા, ઉમરડા, જસાપર, વઢવાણ કેમ્પ, વઢવાણ શહેર, બલદાણા, લીંબડીમાં ચાતુર્માસ (૧૯૭૭). (અહ. બોર્ડીંગનું ફંડ શરુ કરવામાં આવ્યું અને તેમાં રૂ. ૫૬૦૦ ભરાયા.)

(૨૬) લીંબડીથી મોજીદડ, કંથારીયા, બરવાળા, મોરલીધર, કાનપર, વળા, ચમારડી, કમળેજ, ભાવનગર, ત્યાંથી પાછા ફરી લીંબડી ( સંપ્રદાયનું સાધુસંમેલન મળ્યું, જેમાં શ્રી. લવજી સ્વામીને પૂજ્ય પદવી આપવામાં આવી અને શ્રી. નાગજી સ્વામી તથા શ્રા. રત્નચંદ્રજીને કાર્યવાહકો તરીકે નીમવામાં આવ્યા ), ત્યાંથી ઉમરડા, થાન, દલડી, વાંકાનેરમાં ચાતુર્માસ (૧૯૭૮). (અહીં આગમકોષનું કામ ચાલુ રહ્યું.)

(૨૭) વાંકાનેરથી ચોટીલા, ઝરીયા મહાદેવ, શરોળી, વાંકાનેર, જડેશ્વર, હડમતીયા, વીરપર, રાજપર, સનાળા, મોરબી, માળીયા, વીરવદરકું, વાઘરવા, જેતપુર, રંગપુર, પીપરી, મોરબી, વાંકાનેર, થાન, મૂળી, સાયલા, રામપુરા, ટુવા, બલદાણા, લીંબડી (સંસ્કૃતમાં અમર આખ્યાન લખ્યું ), અંકેવાળીયા, વઢવાણ, રાજપુર, બાપોદરા, લખતર, ઢાંકી, વણી, વીરમગામ, સચાણા, છયાવા, સાણંદ, સરખેજ, અમદાવાદમાં ચાતુર્માસ ( ૧૯૭૯ ). (અહીં " કર્તવ્ય-કૌમુદી ગ્રંથ

બીજા" મૂળ સંસ્કૃતમાં લખ્યો, "પ્રસ્તાર-રત્નાવલિ" તૈયાર કરી, "અર્ધમાગધી વ્યાકરણ" માટે શબ્દો અને ધાતુરૂપો ચૂંટયાં.)

(૨૮) અમદાવાદથી સરખેજ, સાણંદ, ગોરજ, મખીઆવ, બકરાણા, ધોડા, કમીંજલા, માલીકા, ડેરવાળા, લખતર, વઢવાણ, લીંબડી, વઢવાણ શહેર (ડો. ટી. એ. શાહ પાસે ગળાના કાકડાનું ઓપરેશન કરાવ્યું), વઢવાણ કેમ્પમાં ચાતુર્માસ (૧૯૮૦). (અહીં "જૈન સિદ્ધાંતકૌમુદી," "અર્ધમાગધી વ્યાકરણ" અને "ધાતુસંગ્રહ"નું કામ આગળ ચાલ્યું.)

(૨૯) વઢવાણ કેમ્પથી લીંબડી, મૂળી, ઉમરડા (કોષના બીજા –ત્રીજા ભાગનું સંશોધન અને "પ્રાકૃત પાઠમાળા"નું કામ આગળ ચાલ્યું; "અર્ધમાગધી વ્યાકરણ," "અર્ધમાગધી ધાતુસંગ્રહ" અને "પ્રાકૃત ધાતુસંગ્રહ" એ ત્રણ પુસ્તકો પૂરાં કરી બીકાનેર શ્રી. અગરચંદજી સેઠીયા ઉપર રવાના કર્યાં), ઉમરડાથી થાન, ("પ્રાકૃત પાઠમાળા" પૂરી કરીને બીકાનેર રવાના કરી), વગડીયા, રામપુરા, નાયકા, શેખપર, વઢવાણ કેમ્પ ("ઉત્તરાધ્યયન" સૂત્રના વિષયો ચૂંટવાને તેનો સારાંશ લખવાનું શરુ કર્યું), વઢવાણ શહેર, લીંબડી, સાયલા, વઢવાણ, જોરાવરનગર, ખોલડીયાદ, રામપુરા, નવાણીયા, સાયલા ("ઉત્તરાધ્યયન," "પ્રશ્નવ્યાકરણ," "ઠાણાંગ," "સમવાયાંગ" એ ચાર સૂત્રોનો સારાંશ લખ્યો), સુદામડા, ધાંધલપુર, સેજકપુર, ઉમરડા, થાન, વાંકાનેર, મોરબીમાં ચાતુર્માસ. (૧૯૮૧)

(૩૦) મોરબીથી વાંકાનેર, થાન, ઉમરડા, મુળી, વઢવાણ કેમ્પ (લઘુ કોષ સુધારવાનું કામ કર્યું), જોરાવરનગર, વઢવાણ શહેર, કેરાળા, અંકેવાળીયા, લીંબડી, ભલગામડા, બોરણા, ખાંડીયા, રંગપુર, ધંધુકા, રોઝકા, ભડીયાદ, ધોલેરા, વાલીંડા, ભોળાદ, જાખડા (સ્વામીનારાયણોએ જૈન ધર્મ સ્વીકાર્યો, એક ગૃહસ્થે પોતાનું મકાન સ્થાનક માટે અર્પણ કર્યું), સીમેજ, ચલોડા, વીસલપુર, સરખેજ, અમદાવાદ,

મોરૈયા, ગોરજ, છારોડી, જખવાડા, વીરમગામ, હેબતપુર, લખતર, દેવળીયા, સીયાણી, ભલગામડા, લીંબડી, વઢવાણ શહેર, વઢવાણ કેમ્પ, કુકડા, ઉમરડા, વગડીયા, થાન, વાંકાનેરમાં ચાતુર્માસ. (૧૯૮૨). (અહીં "અર્ધમાગધી શબ્દરૂપાવલી" અને "ધાતુરૂપાવલી"ની રચના થઈ. જૈન શિક્ષણપરિષદની બેઠક થઇ.)

(૩૧) વાંકાનેરથી લુણસરીયા, દલડી, થાન, વાંકાનેર, તીથવા, જડેશ્વર, હડમતીયા, વીરપુર, મોરબી, પીપળી, જેતપુર, ખાખરેચી, વેણાસર, રણ ઊતરીને પેથાપુર, લાકડીયા, સવાલખા, વીથરોઇ, રાપર, નંદાસર, રવ, ત્રંબ., સુવઇ, નવગામ, રામવા, ખારોઇ, મનફરા (સ્થાનક માટે ૩૦૦૦ કોરીનો ફાળો થયો), વામકા, હલરા, આધોઇ, લાકડીયા, સામખીયારી, વેંધ, ભચાઉ, લાકડીયા, સામખીઆરી, અંજાર, નાગલપુર, ખેડોઇ, ચાંદરાડા, સાડીયા, ગુંદાલા, ભોરારા, પ્રાગપુર, સમાઘોઘા, ભુજપર, કાંડાકરા, ગુંદીયાળી, માંડવી, બિદડા, દેશલપુર, ઘોઘા, ભોરારા, ગુંદાલામાં ચાતુર્માસ (૧૯૮૩). (અહીં જૈન વાચનમાળાની પહેલી ચોપડી લખી.)

(૩૨) ગુંદાળાથી રતાડીયા, લાખાપર, ભોરારા, પ્રાગપુર, સમાઘોઘા, ભુજપુર, કપાઇયા, પ્રાગપુર, ટોડા, ભોરારા, ગુંદાલા, કુંદરોડી, મથડા, ચંદીયા, ખેડોઇ, અંજાર, ગલપાદર, પડાણા, સીરઇ, ભચાઉ, વેંધ, સામખીયારી, લાકડીયા (અહીં શ્રી. કપુરચંદ્રજીની દીક્ષા થઇ), આધોઇ, હલરા, વામકા, કકરવા, મનફરા, ખારોઇ, કુંજેસર, ભચાઉ, ચીરઈ, પડાણા, વરસામેડી અંજાર, ખેડોઇ, ભુવડ, વસઈ, વદાડા, ગુંદાલા, રતાડીયા, ભોરારા, પ્રાગપુર, સમાઘોઘા, મુંદ્રા, ઘોઘા, ભુજપુર, રામાણીયા, તુંબડી, બિદડા, ગુંદી, માંડવીમાં ચાતુર્માસ (૧૯૮૪).

(૩૩) માંડવીથી વાડી, કોડાય, બિદડા, ભુજપર, સમાઘોઘા, કપાઇયા, મુંદ્રા, ભોરારા, ગુંદાલા, રતાડીયા, કુંદરોડી, ચકાર, જદુરા, ભુજ (જૈન શાળાની સ્થાપના થઇ), કુકમા, રતનાર, અંજાર, વરસામેડી, ભીમાસર, સીરઇ, ભચાઉ, મનફરા (શ્રી. પૂનમચંદ્રજી મુનિની

દીક્ષા થઇ ), બારોઈ, ભચાઉ, અંજાર, ભોરારા ( શ્રી. ડુંગરશી મુનિની દીક્ષા થઈ ), અંજારમાં ચાતુર્માસ (૧૯૮૫).

( અહીં જૈન ટ્રેનિંગ કૉલેજના વીસેક વિદ્યાર્થીઓ કૉલેજના સ્ટાફ સાથે સૂત્રાભ્યાસ કરવાને આવ્યા, તેમને નંદીસૂત્ર તથા તત્ત્વાર્થ ભાષ્યનો અભ્યાસ કરાવ્યો. " જૈન સિદ્ધાંતકૌમુદી " નું સંશોધન અને ટીકા લખવાનું કામ ચાલુ કર્યું. )

(૩૪) અંજારથી ગુંદાલા ( શ્રી. નવલચંદ્રજી અને શ્રી. નાગજી મુનિની દીક્ષા થઈ ), ભોરારા, કપાઈયા, સમાઘોઘા, ભુજપુર, પ્રાગપુર, ભોરારા, ગુંદાલા, રતાડીયા, કુંદરોડી, ચાંદરાડા, મથડા, બેડોઈ, અંજાર, ભુજ, લાકડીયા, બોડાસર, પેથાપુર, રણ ઊતરીને વેણાસર, ખાખરેચી, જેતપુર, બેલા, પીપળી, મોરબી, વીરપુર, ટંકારા, ગવરીદડ, રાજકોટ, બેડી, ખોરાણા, સીંધાવદર, વાંકાનેર, દલડી, થાન, દલડી, વાંકાનેરમાં ચાતુર્માસ (૧૯૮૬). ( અહીં જૈન સિદ્ધાંતકૌમુદી " ની ટીકા લખવાનું કામ આગળ ચાલ્યું. )

(૩૫) વાંકાનેરથી જડેશ્વર, ટંકારા, મોરબી, વાંકાનેર, મુળી, રામપુરા, લીંબડી, ચુડા, સાયલા, ચોટીલા, રાજકોટ, વાંકાનેર, જડેશ્વર, ગોંદડા, વીરપુર, મોરબીમાં ચાતુર્માસ (૧૯૮૭).

(અહીં શ્રી. ઉત્તમચંદ્રજી પુસ્તકભંડારની સ્થાપના થઈ. "અર્ધમાગધી કોષ " ના પરિશિષ્ટનું–પાંચમા ભાગનું અને " અર્ધમાગધી વ્યાકરણ " ની ટીકા સુધારવાનું કામ થયું.

(૩૬) મોરબીથી રાજકોટ ( અહીં માહ વદ ૯ ના રોજ ગુજરાત પ્રાંતિક સાધુસમિતિ ભરાઈ જેમાં સંપ્રદાયના સાધુઓ એકત્ર થયા અને ધારાધોરણ બંધાયાં ), ત્યાંથી વાંકાનેર, મોરબી, વાંકાનેર, લીંબડી (અહીં શ્રી. ગુલાબચંદ્રજી મહારાજને પૂજ્ય પદવી આપવામાં આવી ), ત્યાંથી વઢવાણ કેમ્પ થઈ વાંકાનેરમાં ચાતુર્માસ (૧૯૮૮).

(અહીં અર્ધમાગધી વ્યાકરણની ટીકા સુધારીને પુસ્તક પૂરું કર્યું અને કોષનો પાંચમો ભાગ સુધારીને પૂરો કર્યો. એ વખતે

અજમેર સાધુસંમેલન અને જૈન કોન્ફરન્સની તૈયારી થતી હતી અને એક પ્રતિનિધિમંડળ વાંકાનેર ખાતે આમંત્રણ આપવા ગયું હતું.)

(૩૭) વાંકાનેરથી થાન, વઢવાણ કેમ્પ, વઢવાણ શહેર, રાજપુર, ખેરવા, પાટડી, બજાણા, હારીજ, પાટણ, સિદ્ધપુર, પાલણપુર, આબુ, દેલવાડા, અચળગઢ, અણાદરા, શિરોહી, શિવગંજ, પાલી, સોજત, સાંઢીઆ, રાયપુર, બ્યાવર, ખરવા, અજમેર (સાધુસંમેલન તથા જૈન કોન્ફરન્સની બેઠકો થઈ), ત્યાંથી પુષ્કર, ગોગલ, મદનગંજ, કીસનગઢ, બગડુ, ભાખરોટા, જયપુરમાં ચાતુર્માસ (૧૯૮૯).

(અહીં નવ વિદ્યાર્થીઓને "લઘુકૌમુદી," "સિદ્ધાન્તકૌમુદી," "સિદ્ધાન્તમુક્તાવલિ," "વૃત્તરત્નાકર" વગેરેનો અભ્યાસ કરાવ્યો. "હંસરાજ જિનાગમ શાસ્ત્રોદ્ધાર સમિતિ" માટે પં. બેચરદાસજી અને પં. ગિરધરલાલ સાથે સૂયગડાંગનું ભાષાંતર, વિવેચન, ટિપ્પણી લખાવવાનું શરુ કર્યું. "આગમોદ્ધાર સમિતિ"ની બેઠક મળી. જૈન સૂત્રોમાં માંસમદિરાના પાઠો વિષે ચર્ચા ચાલી. ઉપાધ્યાય આત્મારામજીએ એક નિબંધ સૂત્રાનુસાર લખાવ્યો અને શ્રી. રત્નચંદ્રજીએ "રેવતીદાન સમાલોચના" વિષે બીજો સંસ્કૃત નિબંધ લખ્યો).

(૩૮) જયપુરથી ડોસા, બાંદીકુઈ, અલવરમાં ચાતુર્માસ (૧૯૯૦).

(અહીં શ્રી. કપૂરચંદ્રજીને શીતળા નીકળ્યા અને આઠમે દિવસે સ્વર્ગવાસ થયો. શ્રાવકધર્મ વિષે "જૈન દર્શન" ગ્રંથની રચનાનું કામ શરુ કર્યું. સીખોના ગુરૂદ્વારામાં એક વ્યાખ્યાન આપ્યું).

(૩૯) અલ્વરથી કુતુબ, નવી દિલ્હી, દિલ્હી સદર, દિલ્હી (અહીંથી મથુરા–વૃંદાવનના સર્વધર્મસંમેલન માટે "આત્મસ્વરૂપ" વિષે નિબંધ લખી મોકલ્યો), રોહતક, ઝીંદ, વડોદી, ચુઆણા મંડી, સુનક, સુનામ, સંગરૂર, ધૂલી, માલેરકોટલા (શ્રી. અમોલખ ઋષિનો મેળાપ), મંડી, લુધીયાના, ફલ્લોર, ફગવાડા, જલંધર (આર્યાજી પાર્વતીબાઇનો મેળાપ), કપુરથલા, બ્યાસ, જંડીયાલા, અમૃતસર (પૂ. શ્રી. સોહનલાલજીનાં દર્શન), મંજીઠા (જૈન સભાની સ્થાપના), બાલા-

દેરા, નારોવાલ, કીલાગામ, પસરૂર, સ્યાલકોટ (સ્થવિર શ્રી. લાલચંદ્રજીનાં દર્શન), જમ્મૂ (શ્રાવિકાસભાની સ્થાપના), સ્યાલકોટ (ખત્રીઓના મંદિરમાં બે વ્યાખ્યાનો), ગુજરાનવાલા, સાદરા, લાહોર (આર્યસમાજ મંદિરમાં 'સમભાવ' વિષે વ્યાખ્યાન, શ્રી. સોહનલાલજીના અવસાનના સમાચાર મળ્યા, પરંતુ પગે વાગ્યું હોવાથી અંતિમ દર્શન માટે પહોંચી શકાયું નહિ),અમૃતસરમાં ચાતુર્માસ (૧૯૯૧).

(લાલુશાએ પોતાનું રૂ. ૨૫૦૦૦ નું મકાન વિદ્યાલય માટે આપ્યું અને તે માટે રૂ. ૨૫૦૦૦ નું ફંડ થયું, પણ સંઘમાં પક્ષોનું સમાધાન થયું નહિ. "જૈન દર્શન"ના સંસ્કૃત ગ્રંથની વધુ રચના થઇ અને દર્શન-પ્રકરણ પૂરું કર્યું).

(૪૦) અમૃતસરથી તરણતારણ, પટ્ટી, જંડીયાલા, કપુરથલા, જલંધર, છાવણી, ફગવાડા, બંગિયા, હોશિયારપુર (અહીં શ્રી. કાશીરામજીને પૂજ્ય પદવી અપાઈ), જેજો, ગઢશંકર, બલાચોર, રોપડ, નયાગઢ, ખરડ, મનુર, અંબાલા (ત્રણે ફીરકાની સંયુક્ત સભામાં મહાવીરજયંતી ઉજવી), ડેરાબસી (જૈન સભાની સ્થાપના), ગુરુકુલ પંચકુલા, કાલકા, કસોલી, ધરમપુરા, સોલન, કંડેઘાટ, સોગી, તારાદેવી, સીમલા (વ્યાખ્યાન આપ્યું અને વૈજ્ઞાનિક શોધખોળની સંસ્થાઓ, ક્ષયનું સેનેટોરિયમ, કસૌલીનું સેનેટોરિયમ વગેરે જોયાં), વાલગંજ, સોગી, કંડેઘાટ, સોલન, ધરમપુરા, કસૌલી, કાલકા, ગુરુકુલ પંચકુલા, ખરડ, રોપડ, રેલ, બલાચોરમાં ચાતુર્માસ (૧૯૯૨).

(બલાચોરમાં જૈનોમાં કુસંપ હતો તે મટ્યો અને ઉપાશ્રયનું મકાન નવેસરથી બંધાવી એક શ્રાવકે સંઘને અર્પણ કર્યું. એક બીજા ગૃહસ્થે જગ્યા અર્પણ કરી તે ઉપર સંઘે બીજો મોટો ઉપાશ્રય બંધાવ્યો અને એક લાયબ્રેરી બનાવી.)

(૪૧) બલાચોરથી વિહાર કરી, રેલ, રોપડ, કુરાલી, ખરડ, ગુરુકુલ પંચકુલા, અંબાલા, સીંબુ, રાજપરા, બાદરગઢ, પટિયાલા, અંબાલા, છાવણી, શાહબાદ, થાનેશ્વર, કર્નાલ, બાલપમાણા,

ગોઘી, સરમાણા, સ્યામડી, થનાણા, કકરોઇ, હલાલપુરા, દિલ્હી, સદર બજાર, ( નરોતારામની દીક્ષા થઇ, નામ શ્રી. નવીનચંદ્રજી રાખ્યું ), નવી દિલ્હી, (પૂ. હુકમીચંદ્રજી મહારાજના સંપ્રદાયોનું ઐક્ય કરાવવા સાત શ્રાવકોની સમિતિ નીમી પણ કાંઇ વળ્યું નહિ. પક્ષાપક્ષીથી કામ ડહોળાઇ ગયું... પીસાબે લોહી પડયું અને ઇંજેકશન શરુ કર્યાં પણ બહુ દર્દ થવાથી બંધ કર્યાં. લોહીનું દબાણ વધી ગયું..." કર્તવ્ય-કૌમુદી " નો હિંદી પદ્યાનુવાદ બહાર પડયો. ) સબજી મંડીમાં ચાતુર્માસ. (૧૯૯૩).

(દિલ્હીમાં ૩૩ સાધુઓનાં જુદાં જુદાં ચાર સ્થળોએ ચાતુર્માસ થયાં. શ્રી. મિશ્રીલાલજી ઠેઠ મુંબઈથી ડોળીમાં દિલ્હી ચાતુર્માસ કરવા આવ્યા હતા, તે ક્ષયની બિમારીથી આસો માસમાં અવસાન પામ્યા. સોહન લાયબ્રેરી, સોહન જૈન ધર્મપ્રચારક સમિતિ, કેદાર જૈન પાઠશાળા, જૈન સભા અને જૈન સ્વયંસેવકદળ એટલી સંસ્થાઓની સ્થાપના થઈ.)

(૪૨) દિલ્હીથી ભોગલ, બધલપુર, ફીરોદાબાદ, વલ્લભગઢ, પલ્વલ, કોશીછાતા, વૃંદાવન, મથુરા ( દિગંબર પાઠશાળામાં વ્યાખ્યાન આપ્યું ), વિહારી, રુણકત્તા, આગ્રામાં ચાતુર્માસ (૧૯૯૪).

( અહીં " સૃષ્ટિવાદ અને ઇશ્વર " પુસ્તક લખવાનું શરુ કર્યું; " જૈન સાહિત્યસંશોધનની આવશ્યકતા " પર નિબંધ લખ્યો. " સાહિત્ય પ્રચારક સમિતિ " સ્થાપવામાં આવી. પીસાબની તકલીફને લીધે ગાંઠને પોષણ આપનારી નસનું એક બાજુનું ઓપરેશન ડો. મહમુદ પાસે કરાવ્યું. તાવ, અશક્તિ, બિમારી લંબાયાં.)

(૪૩) આગ્રા-લોહામંડીથી અંગુડી, રાયબા, અચ્છનેરા, સચ્ચાણા, ભરતપુર, ધર્મશાલા, પેરસર, નદવઈ, ખેરલીગંજ, અલીપુર, મૌવા, ડોસા, જયપુર, કીસનગઢ, મદનગંજ, ગેગલ, અજમેરમાં ચાતુર્માસ (૧૯૯૫).

( પૂ. હુકમીચંદ્રજી મહારાજના બે સંપ્રદાયો વચ્ચે સમાધાનીનો

યત્ન કર્યો પણ તેમાં નિષ્ફળતા મળી. બબ્બે વાર સંદેશવાહકો જુદા જુદા પૂજ્યો પાસે મોકલ્યા પણ સંગઠન કરીને એક જ આજ્ઞા તળે રહેવા પૂજ્યો તૈયાર થયા નહિ. "સાહિત્ય પ્રચારક સમિતિ" ની બેઠક મળી અને બ્યાવરમાં કાર્યાલય રાખ્યું. "જૈન સિદ્ધાંતકૌમુદી" નું વિશેષ સંશોધન થયું અને તેની પાઠમાળા બનાવવાનું શરુ કર્યું. "કારણસંવાદ" (હિંદી તથા ગુજરાતી), "ભાવનાશતક"નો હિંદી પદ્યાનુવાદ, "કર્તવ્યકૌમુદી–પ્રથમ ભાગ" નો હિંદી પદ્યાનુવાદ અને તેનો બીજો ભાગ હિંદી વિવેચન સહિત બહાર પડ્યો.)

(૪૪) અજમેરથી પુષ્કર, કીસનપુર, ગોનગઢ, આરણ્યાવાસ, રીયાં, જીંદીયા, ભંવાલ, જસનગર, જસુંદાબાદ, મેડતા, (બિકાનેર તરફ વિહાર કરવાનો કાર્યક્રમ હતો તે બદલ્યો, અને ઘાટકોપરમાં સાધુસમિતિ બોલાવવા ઘાટકોપરના પ્રતિનિધિમંડળે આવી વિનંતિ કરી, તેથી તે સ્વીકારીને ઘાટકોપર (મુંબઈ) તરફ વિહાર કરવાનું ઠરાવ્યું), ભંવાલ, લાંબીયા, બલુંદા, જેતારણ, આગેવા, ચામુંડીયા, રામપુરા, ચંડાવલ, બ્યાવર, ચંડાવલ (શ્રી. પન્નાલાલજીએ સમિતિમાં મારવાડી છ સંપ્રદાયોના પ્રતિનિધિઓ મોકલવાનું સ્વીકાર્યું), સેંદરા, બર, રાયપુર, જુઠા, મિપલિયા, સાંટીયા, સોજત રોડ, મારવાડ જંકશન, ખારચી, પાલી (અહીં જૈન પાઠશાળાને પુનર્જીવન મળ્યું), સોનઇ, ગુંદોચ, કીરવા, ઢોલા, સાંડેરાવ, એરીનપુરા, કોટાર, ચામુંડરી, કેશવગંજ, સજ્જન રોડ, બનાસ, સ્વરૂપગંજ, કેવરલી, આબુરોડ, અમીરગઢ, શરોતરા, ચિત્રાસણી, પાલણપુર (શ્રી. જવાહરલાલજીનો મેળાપ થયો. પોતે સાધુસમિતિમાં મેંબર નથી પણ સલાહકાર છે એમ પોતે કહ્યું અને ઘાટકોપર તરફ આવવા અશક્તિ બતાવી, પરંતુ એક સંઘમાં તથા એક સમાચારીમાં ભળવાનો ઉત્સાહ બતાવ્યો), ત્યાંથી સિદ્ધપુર, કામળી, ઊંઝા, ભાંડુપ, મહેસાણા, સોહાસણ, ધોલાસણ, આંબલીયાસણ, ડાંગરવા, પાનસર, કલોલ, સાબરમતી, અમદાવાદ, મણીનગર, બારેજડી, કનીજ,

મહેમદાવાદ, ગોઠાજ, નડીયાદ, પીજ, રામોજ, સોજીત્રા, નાર, સાયમા, ખંભાત, ઉંડેલ, દેવાણુ, તિથોર, માસર રોડ, આમોદ, દેરોલ, ભરુચ, અંકલેશ્વર, કીમ, વરાછા, સુરત, ભેસ્તાન, મરોલી, નવસારી, વેડછા, બીલીમોરા, ઉંટડી, વલસાડ, ઉદવાડા, દમણુ રોડ, ભીવાડ, સંજાણુ, ઉમરગામ, ગોલવડ, દહાણુ રોડ, વણુગામ, બોઇસર, પાલઘર, સોપાલા, વાડી, વીરાર, વસઇ, ભાયંદર, બોરીવલી, મલાડ, અંધેરી, ઘાટકોપર (પ્રવર્તક તારાચંદ્રજી અને પૂજ્ય કાશીરામજીનો સમાગમ થયો) માં ચાતુર્માસ. (૧૯૯૬)

(સાધુસમિતિ માટે કોરમ પૂરુ થઇ શક્યું નહિ. આગામી સંમેલનની ભૂમિકા રૂપે વીરસંઘની યોજના તૈયાર કરી અને તે મુનિવરોને મોકલીને તેમના અભિપ્રાયો મંગાવ્યા.)

અમેરિકન ડોકટર પાસે પ્રોસ્ટ્રેટ ગ્લાંડનો ઈલાજ કરાવ્યો પણુ કાંઈ ફેર પડ્યો નહિ. ડો. ધીરુભાઇ અને ડો. ટી. એો. શાહની સલાહ મળી કે ગાંઠનું ઓપરેશન કરવાની જરૂર છે. અશાડ વદ ૧૩ ના રોજ ડો. ટી. એો. શાહની પોલીકલીનીક હોસ્પીટલમાં ગયા અને શ્રાવણુ વદ ૫ ના રોજ ગાંઠનું ઓપરેશન થયું. સાડા પાંચ માસે (તા. ૧૬-૧-૪૧ ના રોજ) ઇસ્પીતાલમાંથી બહાર નીકળવાની ડાકટરની રજા મળી. ઓપરેશન કરાવ્યા પછી પેટમાં ગૅસ ઉપજ્યો, કફ-ન્યૂમોનીયા થયો અને ખૂબ નબળાઈ આવી ગઇ.

તા. ૨૫-૧-૪૧ ના રોજ કોન્ફરન્સની જનરલ મીટીંગ ઘાટકોપરમાં થઇ, તેમાં સાધુસમિતિનું કામ કોન્ફરન્સને સુપરત થયું. જૈન કોન્ફરન્સનું દસમું અધિવેશન ઘાટકોપરમાં એપ્રીલ તા. ૯-૧૦મી મળ્યું.

વિક્રમ સંવત ૧૯૯૭ ના વૈશાખ વદ ૬ શુક્રવાર તા. ૧૬-૫-૪૧ ના રોજ પરોઢમાં ૪॥। વાગતાં ઘાટકોપરમાં હૃદયમાં ગભરામણુ થવાથી અને બ્લડપ્રેશર વધી જતાં એકદમ લકવાની અસર થવાથી પં. મુ. શ્રી. રત્નચંદ્રજી મહારાજનું અવસાન થયું.



[ પરિશિષ્ટ ૨ ]

# અવધાનોની નોંધ

સંવત ૧૯૬૨ માં થાનના ચાતુર્માસમાં પહેલી વાર ૮, બીજી વાર ૭ અને ત્રીજી વાર જાહેર સભામાં ૫૦ અવધાન કર્યાં.

સંવત ૧૯૬૩ માં ચોટીલામાં સભા સમક્ષ ૩૬ અવધાન કર્યાં, જેતપુરના એ જ વર્ષના ચાતુર્માસમાં એક વાર ૧૨ અને બીજીવાર જાહેર સભામાં ૫૦ અવધાન કર્યાં.

સંવત ૧૯૬૪ માં માંગરોલમાં ૮ અવધાન કર્યાં.

સંવત ૧૯૬૫ માં મોરબીના ચાતુર્માસમાં એક વાર ૧૨ અને બીજી વાર ૪૦ અવધાન કર્યાં.

સંવત ૧૯૬૯ માં પાલણપુરના ચાતુર્માસમાં એક કલાકમાં ૧૬ અવધાન કર્યાં.

સંવત ૧૯૭૧ માં નવસારીમાં ૮ અવધાન કર્યાં. મુંબઇમાં શ્રી. કૃષ્ણલાલ ઝવેરીના પ્રમુખપદે ૨૦ અને સર નારાયણ ચંદાવરકર પ્રમુખપદે ૩૬ અવધાન જાહેર સભામાં કર્યાં.

સંવત ૧૯૭૫ માં માંડવીમાં ૨૧ અને ભુજપુરમાં ૧૩ અવધાન કર્યાં.

સંવત ૧૯૭૭ માં પોરબંદરમાં જાહેર સભામાં ૨૪ અવધાન કર્યાં. લીંબડીમાં ચાતુર્માસમાં ૨૮ અવધાન કર્યાં.

સંવત ૧૯૭૮ માં ભાવનગરમાં સર પ્રભાશંકર પટણીના પ્રમુખપદે જાહેર સભામાં ૩૫ અવધાન કર્યાં. વાંકાનેરમાં ચાતુર્માસમાં ૧૨ અવધાન કર્યાં.

સંવત ૧૯૭૯ માં ચોટીલામાં જાહેર સભામાં ૧૨ અને માળીયામાં ૧૩ અવધાન કર્યાં. અમદાવાદમાં ચાતુર્માસમાં દી. બા. કેશવલાલ હ. ધ્રુવને પ્રમુખપદે જાહેર સભામાં ૩૫ અવધાનો કર્યાં.

સંવત ૧૯૮૧ ના ચાતુર્માસ દરમ્યાન વઢવાણ કેમ્પમાં જાહેર સભામાં ૪૧ અવધાન કર્યાં.

સંવત ૧૯૮૩ માં વાંકાનેરમાં રાજસાહેબના પ્રમુખપદે રણજીત-વિલાસ મહેલમાં ૫૭ અવધાન કર્યાં.

સંવત ૧૯૯૦ માં જયપુરમાં ૪૮ અવધાન કર્યાં.

સંવત ૧૯૯૧ માં અલવરમાં રાજઋષિ કોલેજમાં ૪૮ અવધાન કર્યાં. એ જ વર્ષમાં દિલ્હી સદરમાં અવધાન કર્યાં. સભાએ 'ભારત-રત્ન' ની ઉપાધિ આપી.

સંવત ૧૯૯૨ માં ગુરુકુલ પંચકુલામાં ૧૦૧ અવધાનની યોજના હતી પણ સમયને અભાવે ૮૬ અવધાન થયાં. સભાએ 'ભારત-ભૂષણ' ની પદવી આપી.

સંવત ૧૯૯૩ માં પટિયાલામાં જાહેર સભામાં ૬૦ અવધાન કર્યાં. વિદ્યાવારિધિની ઉપાધિ મળી.

સંવત ૧૯૯૫ માં આગ્રામાં જાહેર સભામાં ૬૦ અવધાન કર્યાં.

(મુંબઈ, પોરબંદર, લીંબડી, ભાવનગર, અમદાવાદ, વઢવાણ કેમ્પ, વાંકાનેર, જયપુર અને અલવરમાં થએલાં અવધાનોના અહેવાલોની જુદી જુદી પુસ્તિકાઓ પ્રસિદ્ધ થઈ છે.)

[ પરિશિષ્ટ ૩ ]

# ગ્રંથરચના

## ઉપદેશપ્રધાન ગ્રંથો

(૧) શ્રી અજરામરજી સ્વામીનું જીવનચરિત્ર અને શ્રી અજરામર સ્તોત્ર ( સં. ૧૯૬૯ )
(૨) કર્તવ્ય-કૌમુદી ગ્રંથ ૧ ( ગુજરાતી ) સં. ૧૯૭૦; કર્તવ્ય-કૌમુદી ગ્રંથ ૧ ( હિંદી ) સં. ૧૯૭૯
(૩) કર્તવ્ય-કૌમુદી ગ્રંથ ૨ ( ગુજરાતી ) સં. ૧૯૮૧; કર્તવ્ય-કૌમુદી ગ્રંથ ૨ ( હિંદી ) સં. ૧૯૯૫
(૪) ભાવના-શતક ( સં. ૧૯૭૨ ) ગુજરાતી.
(૫) રત્નગદ્યમાલિકા ( સં. ૧૯૭૩ ) ગુજરાતી અને સંસ્કૃત મિશ્ર.
(૬) કારણસંવાદ ( સં. ૧૯૭૩ ) ગુજરાતી; ( સં. ૧૯૯૫ ) હિંદી.
(૭) સૃષ્ટિવાદ અને ઇશ્વર ( સં. ૧૯૯૬ ) ગુજરાતી અને હિંદી.
(૮) રેવતીદાન સમાલોચના ( સં. ૧૯૯૧ ) હિંદી અને સંસ્કૃત.
(૯) જૈન સાહિત્ય સંશોધનની આવશ્યકતા ( સં. ૧૯૯૫ ) હિંદી.
(૧૦) પ્રસ્તાર-રત્નાવલિ ( સં. ૧૯૮૧ ) ગુજરાતી.
(૧૧) જૈનદર્શન-મીમાંસા ( સં. ૧૯૮૧ ) સંસ્કૃત.
(૧૨) ચૌમાસી સંવત્સરી સમાલોચના ( સં. ૧૯૯૪ ) ગુજરાતી.

## કોષ-વ્યાકરણના ગ્રંથો

(૧) જૈન સિદ્ધાન્તકૌમુદી ( સં. ૧૯૮૨ ) સંસ્કૃત; સ્વોપજ્ઞ વૃત્તિ સાથે બીજી આવૃત્તિ ( સં. ૧૯૯૪ ).
(૨) જૈનાગમ શબ્દ-સંગ્રહ ( સં. ૧૯૮૩ ).
(૩) પ્રાકૃત પાઠમાળા ( સં. ૧૯૮૪ ) ગુજરાતી.
(૪) અર્ધમાગધી શબ્દરૂપાવલિ ( સં. ૧૯૮૪ ).
(૫) અર્ધમાગધી ધાતુરૂપાવલિ ( સં. ૧૯૮૪ ).

(૬) અર્ધમાગધી કોષ (૧) (સં. ૧૯૭૯)
(૭) „ „ (૨) (સં. ૧૯૮૫)
(૮) „ „ (૩) (સં. ૧૯૮૬)
(૯) „ „ (૪) (સં. ૧૯૮૮)
(૧૦) „ „ (૫) (સં. ૧૯૯૫)

## અપ્રસિદ્ધ ગ્રંથો

(૧) વસુદત્ત આખ્યાન (ગુજરાતી)
(૨) જયઘોષ આખ્યાન (સંસ્કૃત–શ્લોકબદ્ધ)
(૩) કલાવતી આખ્યાન (સંસ્કૃત–ગુજરાતી પદ્ય)
(૪) અમરકુમાર આખ્યાન (સંસ્કૃત પદ્ય)
(૫) અનાથીમુનિ આખ્યાન (સંસ્કૃત–ગુજરાતી પદ્ય)
(૬) કર્મગ્રંથનો સારાંશ (ગુજરાતી)
(૭) મુક્તાવલિ–દિનકરીનો સારાંશ (ગુજરાતી)
(૮) અનુયોગદ્વાર સૂત્રનો સારાંશ (ગુજરાતી)
(૯) ચંદ્રપ્રજ્ઞપ્તિ સૂત્રનો સારાંશ (ગુજરાતી)
(૧૦) વિદ્યાર્થી વાંચનમાળા–પુ. ૧ (ગુજરાતી)
(૧૧) બાલ વાચનમાળા–પુ. ૧ (ગુજરાતી)
(૧૨) વ્યાખ્યાનસંગ્રહ (ગુજરાતી)
(૧૩) જૈન દર્શન (સંસ્કૃત શ્લોકબદ્ધ) અપૂર્ણ.

[ પરિશિષ્ટ ૪ ]

# ‘ વીરસંઘ ’ ની યોજના

**નામ—**

આ સંઘનું નામ “ શ્રી અખિલ ભારતવર્ષીય જૈન વીરસંઘ” અથવા “ શ્રી શ્વે. સ્થા. જૈન વીરસંઘ” રાખવું.

**જૈન વીરસંઘના ઉદ્દેશ્ય—**

(૧) સમસ્ત શ્વે. સ્થાનકવાસી ચતુર્વિધ સંઘમાં પરસ્પર પ્રેમની વૃદ્ધિ કરી ઐક્યનું દઢીકરણ કરવું.

(૨) સંપ્રદાયવાદને દૂર કરી એક જ છત્ર નીચે અને એક જ શાસનમાં રહી શકવાની ભાવનાનો વિકાસ તથા પ્રચાર કરવો.

(૩) આચારશુદ્ધિની એવી યોજના તૈયાર કરવી કે સ્વછંદાચાર અને શિથિલાચાર ન ફેલાય.

(૪) વિદ્વાનો અને લેખકોની એક એવી સહકારી પ્રવૃત્તિ અંગીકાર કરવી કે જેની સહાયતાથી શાસ્ત્રોનું સંશોધન તથા ભાષાંતર થઇ શકે. સાહિત્યનો વિકાસ કરવા માટે તથા સામાન્ય જનતાને રુચિકર અને પ્રિય બનાવવા માટે નૂતન સાહિત્યનું નિર્માણ કરવું.

(૫) જૈન ધર્મનો અભ્યાસ કરવાની ઇચ્છા રાખવાવાળાઓને માટે એક એવો પાઠ્યક્રમ તૈયાર કરવો કે જેથી ધાર્મિક જ્ઞાન પુષ્ટ અને ચિરસ્થાયી બની શકે.

(૬) જુદા જુદા મુનિવરો માટે જુદા જુદા પંડિતો રાખી અભ્યાસ કરાવવાની ખર્ચાળુ પદ્ધતિને અટકાવી પ્રાન્તવાર શિક્ષણનો એવો પ્રબન્ધ કરવો કે જ્યાં તે તે પ્રાંતના મુનિઓ શાસ્ત્રોનો આવશ્યક બધો અભ્યાસ કરી શકે.

(૭) જૈન સંસ્કૃતિનો વ્યાપક પ્રચાર કરવો.

(૮) જ્યાં શ્રાવકવર્ગમાં કલહ કે દ્વેષભાવના હોય ત્યાં જઇ એકતાને માટે ઉપદેશ આપવો, તેમને સમજાવવા અને કલહ દૂર કરાવવો. આ પ્રમાણે એકતા કરાવી વીરસંઘને મજબૂત અને પ્રગતિગામી બનાવવો.

(૯) મુનિવેશમાં રહી અથવા બીજી કોઇ રીતે જે જૈન શાસ્ત્રો તથા જૈન સંસ્કૃતિથી વિપરીત આચારવિચાર કે પ્રચાર કરે તેને અટકાવવા.

(૧૦) ભિન્નભિન્ન સંપ્રદાયોનાં ભિન્નભિન્ન મંડળોનું એકીકરણ કરી એક જ વીરમંડળ કાયમ કરવું.

**વિભાગ—**

આ જૈન વીરસંઘના ત્રણ વિભાગ રહેશે: (૧) શ્રી વીર શ્રમણસંઘ (સાધુ તથા સાધ્વી). (૨) શ્રી વીર બ્રહ્મચારીસંઘ (ગૃહસ્થ વેશમાં બ્રહ્મચારી રહીને સેવા આપવાવાળો વર્ગ).

## શ્રી વીર શ્રમણસંઘ.

(૧) શ્રી વીરશ્રમણ સંઘના એક મુખ્યાધિકારી આચાર્ય અને એક ઉપાધ્યાય પાંચ વર્ષને માટે નિયુક્ત કરવામાં આવશે; જે સર્વપ્રિય, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના પરમ અનુભવી, ઉત્કૃષ્ટ ચારિત્રવાન તથા સંઘનો બધો ભાર દક્ષતાપૂર્વક ચલાવવા સમર્થ હોય તેવા યોગ્ય મુનિને આ પદના અધિકારી ગણવામાં આવશે.

(૨) આચાર્ય તથા ઉપાધ્યાયની ચુંટણી પ્રવર્તકમંડળ સર્વાનુમતિથી અથવા બહુમતિથી કરશે.

**આચાર્યનું કર્તવ્ય**

(૧) બધા પ્રાંતોમાં વિચરવાવાળા સમસ્ત સાધુ–સાધ્વી–વર્ગની આચારમર્યાદા પર ધ્યાન રાખવું.

(૨) પ્રાન્તવાર પ્રવર્તકોમાં તથા ગણાવચ્છેદકોમાં જો આવશ્યકતા જણાય તો પરિવર્તન કરવું.

(૩) ગણાવચ્છેદકે પ્રવર્તકદ્વારા સૂચિત કરવામાં આવેલ મોટો દોષ (મૂલગુણ) કે નિયમભંગની તપાસ કરી દોષયુક્ત સાધુસાધ્વીને યોગ્ય શિક્ષા અને પ્રાયશ્ચિત્ત આપી આચારશુદ્ધિ કરાવવી.

(૪) બધા પ્રાન્તો પર સમદષ્ટિ રાખી નિષ્પક્ષ ન્યાય આપવો.

**ઉપાધ્યાયનું કર્તવ્ય**

(૧) વિદ્યાર્થી સાધુસાધ્વી વર્ગના પઠનપાઠનની વ્યવસ્થા કરવી.
(૨) લેખક તથા પંડિત મુનિરાજોની પ્રગતિ માટે વ્યવસ્થા કરવી.
(૩) શાસ્ત્રશોધનના કાર્ય ઉપર દેખરેખ રાખવી અને તેને વ્યવસ્થિત કરી આમ જનતામાં તેનો પ્રચાર કરવાનો યત્ન કરવો, તથા શાસ્ત્રશોધનનું કાર્ય કરવાવાળાને પ્રોત્સાહન આપવું. સંક્ષેપમાં આચારમર્યાદાનું કાર્ય આચાર્યનું તથા શાસ્ત્રશોધન, સાહિત્યનિર્માણ, પઠનપાઠન ઇત્યાદિ શિક્ષણનું કાર્ય ઉપાધ્યાયનું રહેશે. જ્ઞાન અને ક્રિયા બન્ને ક્ષેત્ર પર આચાર્ય અને ઉપાધ્યાયની પરસ્પર સલાહ-સમ્મતિથી નિયંત્રણ રહેશે.

**પ્રવર્તક તથા પ્રવર્તિનીઓ**

(૪) એક આચાર્યને માટે સમસ્ત ભારતના વીરસંઘના મુનિ તથા સાધ્વીવર્ગની પૂર્ણ વ્યવસ્થા રાખવી મુશ્કેલ છે; એ માટે આચાર્યશ્રીના સહાયક તરીકે પ્રત્યેક પ્રાંતમાં એક પ્રવર્તક અને એક પ્રવર્તિનીની નિયુક્તિ કરવામાં આવશે.
(૫) પ્રવર્તક તથા પ્રવર્તિનીની ચૂંટણીઃ-આ કાર્ય સાધુસાધ્વી સમુદાયની સર્વાનુમતિ કે બહુમતિથી થશે. સંમતિ પ્રત્યક્ષ અથવા પરોક્ષ (પત્રાદિ દ્વારા) બન્ને રીતે લેવામાં આવશે.

**પ્રવર્તક અને પ્રવર્તિનીની યોગ્યતા**

(૬) ક્રિયામાં કુશળ, આચારવિચારમાં વિશુદ્ધ, શાસ્ત્રોમાં નિપુણ, ચારિત્રસંપન્ન, નિષ્પક્ષપાતી, તે તે પ્રાંતના સાધુ-સાધ્વીને માનનીય દેશ, કાલ, ભાવના સમજવાવાળા મુનિરાજ તથા મહાસતીજી પ્રવર્તક અને પ્રવર્તિની બની શકશે.
(૭) પ્રત્યેક ૭ વર્ષમાં ઓછામાં ઓછું એક મહાસંમેલન કરવાનો ભાર પ્રવર્તકમંડળ અને આચાર્ય તથા ઉપાધ્યાય પર રહેશે. ૩-૩ વર્ષમાં પ્રાન્તીય સંમેલન ભરવાનું કાર્ય પ્રાન્તીય પ્રવર્તકનું રહેશે.
(૮) પ્રાન્ત પ્રાન્તના પ્રવર્તકોનું એક પ્રવર્તકમંડળ બનાવવામાં આવશે.

**ગણાવચ્છેદક તથા ગણાવચ્છેદિનીની યોગ્યતા**

(૯) આચારાંગાદિ શાસ્ત્રોમાં નિષ્ણાત, ઉપદેશકળામાં નિપુણ, શ્રોતા ઉપર પ્રભાવ પાડીને ધર્મ અને નીતિ સમજાવવાવાળા, સમાજ-સુધારક, સમદષ્ટિ રાખવાવાળા, સેવાભાવી, તથા વિદ્વાન મુનિ ગણાવચ્છેદક તથા મહાસતી ગણાવચ્છેદિની તરીકે નિયુક્ત થશે. આ ગણાવચ્છેદક તથા ગણાવચ્છેદિનીઓ પ્રવર્તકની આજ્ઞામાં રહેશે.

(૧૦) પ્રાન્તના પ્રવર્તક, જે જે સાધુ-સાધ્વીઓને પોતાના (પ્રવર્તકના) પસંદ કરવામાં આવેલ ગણાવચ્છેદક તેમજ ગણાવચ્છેદિનીના હાથ નીચે રહી વિહાર કરવાની આજ્ઞા આપે ત્યાં તે સાધુ-સાધ્વીઓને વિચરવું પડશે.

(૧૧) સરળતાને માટે સમસ્ત ભારતવર્ષ નીચે લખેલ પ્રાંતોમાં વિભકત રહેશેઃ (૧) કચ્છ (૨) કાઠિયાવાડ (૩) ગુજરાત (૪) દક્ષિણ (૫) માળવા (૬) મેવાડ (૭) મારવાડ (૮) અજમેર-મેરવાડા (૯) હાડોતી-ઢુંઢાણ (૧૦) પંજાબ (૧૧) યુ. પી., બંગાળ તથા બિહાર.

**વીર શ્રમણસંઘમાં પ્રવિષ્ટ થવાની વિધિ**

(૧૨) વીર શ્રમણસંઘમાં પ્રવિષ્ટ થવાવાળા મુનિઓને વીરસંઘની નવી દીક્ષા અંગીકાર કરવી પડશે અને આત્મસાક્ષીથી આલોચના કરી સાચા હૃદયથી પોતાની પૂર્વની દીક્ષાપર્યાયની નોંધ કરાવવી પડશે. પ્રાયશ્ચિત્ત રૂપથી જેટલો દીક્ષાચ્છેદ થયો હોય તેટલો ઓછો કર્યા બાદ દીક્ષાપર્યાય ગણવામાં આવશે. જે સાધુઓને માટે પ્રગટ રૂપથી અપવાદ ફેલાયો હોય તેવા મુનિઓને પ્રવિષ્ટ કરવા કે નહિ, પ્રવિષ્ટ કરવા તો કઇ વિધિએ કરવા એ પ્રવર્તકમંડળના બહુમતાનુસાર આચાર્યશ્રીના અધિકારનો વિષય રહેશે.

(૧૩) પ્રાંતીય પ્રવર્તકના વિશ્વાસ અને સલાહથી આચાર્ય જે સાધુ-

સાધ્વીઓને અયોગ્ય સમજશે તેમને શ્રી વીરસંઘમાં લેવામાં આવશે નહિ.

(૧૪) શેષકાળ તથા ચાતુર્માસ માટે ગણાવચ્છેદકની સાથે ઓછામાં ઓછા ત્રણ ઠાણા અને વધારેમાં વધારે પાંચ ઠાણા તથા ગણાવચ્છેદિનીની સાથે ઓછામાં ઓછા ચાર ઠાણા અને વધારેમાં વધારે છ ઠાણા રહેશે. આ નિયમમાં કંઇ ફેરફાર આવશ્યક જણાશે તો મહત્ત્વનો ફેરફાર પ્રાંતીય પ્રવર્તક આચાર્યશ્રીની આજ્ઞાથી કરી શકશે.

(૧૫) ચાતુર્માસમાં સાધુ તથા સાધ્વી ખાસ કારણ સિવાય તથા આચાર્યની આજ્ઞા સિવાય એક જ ગામમાં રહી શકશે નહીં.

(૧૬) જુદું સાહિત્ય પ્રકાશન કરવું, તથા ખાનગી પુસ્તકો સૂત્ર આદિનો ભંડાર રાખવાનું એકદમ બંધ કરી દેવું પડશે.

**પ્રાયશ્ચિત્ત વિષે**

(૧૭) શ્રી વીરસંઘની જે સાધુસમાચારી સર્વાનુમતે અથવા બહુમતે વ્યવસ્થિતપણે તૈયાર કરવામાં આવશે તે અનુસાર જ બધાં સાધુ-સાધ્વીઓએ વર્તાવ રાખવો પડશે. જો સાધુ-સાધ્વી તેમાં ભૂલ કરશે તો નાના અપરાધોનું પ્રાયશ્ચિત્ત ગણાવચ્છેદક આપશે. મોટા તથા ગંભીર અપરાધો માટે પ્રવર્તક પ્રાયશ્ચિત્ત ફરમાવશે. તેથી ઉપર પ્રાયશ્ચિત્ત ઓછું અથવા વધારે કરવાનો અધિકાર આચાર્યને રહેશે. પ્રવર્તકથી કોઇ દોષનું સેવન થઇ જાય તો પ્રાંતીય પ્રવર્તકોની સંમતિથી આચાર્ય તેની શુદ્ધિ કરશે. જે પ્રાયશ્ચિત્ત આચાર્ય દેશે તે માન્ય કરવું પડશે. કદાચિત્ આચાર્ય કે ઉપાધ્યાયથી નિયમ વિરુદ્ધ કાર્યસેવન થઇ જાય તો પ્રવર્તકમંડળની સર્વસંમતિ અથવા તો બહુમતિથી શુદ્ધિમાર્ગ નિશ્ચિત કરવામાં આવશે.

(૧૮) આ સંઘનાં સાધુ-સાધ્વીઓ શ્રી વીરસંઘના નામથી જ સમકિત આપે, વીરસંઘના આચાર્યમાં ધર્માચાર્યની શ્રદ્ધા આપે તથા

શ્રાવક–શ્રાવિકાઓને એવી શૈલીથી ઉપદેશ આપે કે જેથી એક તંત્રની સંગઠિત ભાવના પ્રવર્તિત થાય અને સહજ જ સમાજહિત થાય.

**દીક્ષા વિષય**

(૧૯) જે પુરુષ અથવા સ્ત્રી દીક્ષા લેવા માટે તૈયાર થાય તેનાં કુળ, જ્ઞાન, પ્રકૃતિ, વૈરાગ્ય, શરીર, સંગઠન, સહનશીલતા અને પાત્રતા આદિની કરવાયોગ્ય સામાન્ય પરીક્ષા પ્રવર્તક કરશે અને વિશિષ્ટ પરીક્ષા આચાર્ય શ્રી સ્વયં કરશે અથવાતો પોતાને જે યોગ્ય લાગે તે મુનિરાજની મારફત કરાવશે. દીક્ષા લેવાવાળાનાં માતાપિતા, સંરક્ષક કે નજીકનાં સંબંધીઓની સંમતિ આદિ સુયોગ્ય કારણ માલુમ પડશે તો જ આચાર્યશ્રી દીક્ષાના ઉમેદવારને દીક્ષા ગ્રહણ કરવાની આજ્ઞા દેશે. આચાર્યશ્રીની આજ્ઞા સિવાય કોઇ પણ સાધુ–સાધ્વી દીક્ષા આપી શકશે નહિ.

(૨૦) નવી દીક્ષા લેવાવાળા તથા નવું સમકિત લેવાવાળા શ્રાવકગણને શ્રી વીરસંઘના આચાર્યપદના શિષ્ય ગણવામાં આવશે.

(૨૧) હસ્તલિખિત શાસ્ત્ર, પુસ્તકો, પાનાં તથા અન્ય સાહિત્ય અને ઉપકરણ આચાર્યશ્રીની સત્તા અને દેખરેખ નીચે રહેશે. જે સાધુ–સાધ્વીઓને આવશ્યકતા હશે તેઓ ગણાવચ્છેદક કે પ્રવર્તક દ્વારા આચાર્યશ્રી પાસેથી લઇ શકશે. વીર શ્રમણસંઘને છોડીને જવાવાળાને એવાં કોઇ પણ શાસ્ત્ર, ગ્રંથ કે ઉપકરણ સાથે લઇ જવાનો અધિકાર રહેશે નહિ.

(૨૨) વીરસંઘના આચાર્ય જે સાધુ–સાધ્વીને શ્રી વીર શ્રમણસંઘમાંથી બરતરફ કરશે તે સાધુ–સાધ્વીને કોઇ પણ ગામનો વીરસંઘ આદર–માન દેશે નહિ, વ્યાખ્યાન સાંભળશે નહિ, સાધુ–સાધ્વી તરીકે સ્વીકારશે નહિ અને રહેવાને માટે ઉપાશ્રય આદિ પણ દેશે નહિ. વીરસંઘ તેમને પોતાનાં સાધુ–સાધ્વી ગણીને કોઇ વ્યવહાર કરશે નહિ.

(૨૩) આચાર્યશ્રીની આજ્ઞા સિવાય કોઇ પણ સાધુ–સાધ્વીને વીર-શ્રમણસંઘમાંથી બરતરફ કરી શકાશે નહિ. કોઇ ખાસ સંયોગોમાં જ્યારે કોઇ સાધુ–સાધ્વીનો વ્યવહાર અત્યંત સદોષ પ્રતીત થાય અને આચાર્યશ્રીની આજ્ઞા આવવામાં વિલંબ લાગવાની સંભાવના હોય ત્યારે ગણાવચ્છેદક કે પ્રવર્તક તે સાધુ–સાધ્વીનો વંદનવ્યવહાર રાખવો બંધ કરી શકે છે. સ્થાનિક સંઘપતિ અને શ્રાવક–શ્રાવિકાને એવાં સાધુ-સાધ્વીની સાથે થોડા સમયને માટે સાધુતાનો વ્યવહાર ન રાખવાનું કહી શકે છે. પરંતુ કોઇ પણ અવસ્થામાં આચાર્યશ્રીની આજ્ઞા સિવાય કોઇને શ્રમણસંઘમાંથી બરતરફ કરી શકાશે નહિ. બધા સંયોગોમાં આચાર્યશ્રીની આજ્ઞા અનુસાર જ કરવું પડશે.

(૨૪) વીર શ્રમણસંઘમાં સંમિલિત થવાવાળા મુનિ તથા મહાસતીઓ આ સંઘથી જુદા રહેવાવાળા મુનિઓ તથા મહાસતીઓ સાથે વાત્સલ્યભાવના માત્ર રાખશે.

(૨૫) વીર શ્રમણસંઘની સમાચારી શાસ્ત્રસંમત, દેશ કાલ ક્ષેત્ર ભાવની અનુસાર હશે. લૌકિક, લોકોત્તર, અપવાદ, ઉત્સર્ગ આદિ બધી વાતોને લક્ષ્યમાં રાખીને જ સમાચારીનું નિર્માણ કરવામાં આવશે. સમયાનુસાર સમાચારીમાં તથા નિયમોમાં આવશ્યક કે સર્વથા ફેરફાર જો યોગ્ય માલુમ પડશે તો આચાર્યશ્રીની પ્રમુખતામાં પ્રવર્તકમંડળની સર્વાનુમતિ અથવા ¾ બહુમતિથી થઇ શકશે.

(૨૬) આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, ગણાવચ્છેદક અને સાધુમંડળ પરસ્પરમાં પ્રેમ તથા ઉદારતાનો વ્યવહાર રાખે જેથી સંઘ અવિભક્ત રહી પ્રગતિ કરી શકે.

(૨૭) વીરસંઘમાં સંમિલિત થવાવાળા શ્રાવકસંઘોમાંથી પ્રત્યેક પ્રાંતમાંથી ચુંટાયલા પ્રતિનિધિ શ્રાવકોની એક વ્યવસ્થાપક કમીટી નિયુક્ત કરવામાં આવશે. આ કમીટીનું કાર્ય શ્રાવક-સંઘ તથા બ્રહ્મચારીસંઘની પૂર્ણ વ્યવસ્થા કરવાનું રહેશે.